# ડૉ. પટ્ટાભી સીતારામૈયા

( જીવનચરિત્ર ).

લેખક

અંબેલાલ નારણજી જોશી

બી. એ., એલ.એલ. બી.,

એડવોકેટ, હાઈકોર્ટ, મુંબઈ.

: સોલ એજન્ટ :

ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય

ગાંધી માર્ગ : અમદાવાદ.

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષાના વાચકોને શ્રી. પટ્ટાભીનો પરિચય કરાવવાનો હોય નહિ. ગુજરાત એવું ગુણજ્ઞ છે, કે, હિન્દને માટે જેણે જેણે પોતાની કુરબાની કરી છે, જેણે જેણે પોતાના સર્વસ્વનો ત્યાગ કરી, વિજન વાટે વિહાર કર્યો છે, તે સર્વેની ગુજરાતે કદર કરી છે. ગુજરાતે પટ્ટાભીને ઓળખ્યા ગાંધીજીના શિષ્ય તરીકે. જ્યારે ગાંધીજીએ ૧૯૩૯માં પટ્ટાભીની કોંગ્રેસના પ્રમુખ-પદ માટે હાર થઈ ને જાહેર કર્યું કે પટ્ટાભીની હાર એ પોતાની હાર છે, ત્યારે ગુજરાતે જાણ્યું કે પટ્ટાભી એ વ્યક્તિ મહાન છે જો કે ગુજરાતમાં તો બધા આંતરપ્રાંતીય પ્રતિષ્ઠાવાળા કોંગ્રેસવાદીઓ માટે માન ને ગૌરવપૂર્ણ સ્થાન હતું જ.

શ્રી. પટ્ટાભીનું જીવન એક રોમાંચક કથા છે. એઓ કોંગ્રેસના પ્રમુખ થયા એટલા માટે નહિ, એમ તો અનેક-

જણુ એ મહાસ થાના ઉચ્ચામને બિરાજ્યા છે એઓ રિયસતી કોંગ્રેસના પ્રમુખપદે બેસ એટલા માટે નહિ, કારણ કે એમ તો એ મગ્થાના પ્રમુખપદે પણ ઘણા મહાપુરુષો નિયુક્ત થયા છે એમણે કોંગ્રેસનો ઇતિહાસ લખ્યો એટલા માટે પણ નહિ કારણ કે, એ ઇતિહાસ તો બીજા પણ કોઈ મહાપુરુષ હોત તો લખી શકત એઓ મહાન લેખક છે એટલા માટે પણ નહિ કારણ કે એમ તો આપણા ઘણા મહાન નેતાઓ લેખકો છે જવાહરલાલ, ગાંધીજી, રાજેન્દ્રબાબુ, રાજાજી, વગેરેએ ઘણુ લખ્યુ પણ છે ત્યારે પટ્ટાભીના જીવનની એવી કઈ રોશની છે કે જેને લીધે એની જીવન કથા લખવા આપણે પ્રેરાઇએ ? શ્રી. પટ્ટાભીમા એવા તે ક્યા ગુણો છે કે જેને લીધે એઓ, આજે આપણા રાષ્ટ્રીય જીવનમા અત્યત મહત્વનુ અને ગૌરવવન્તુ સ્થાન લઈ શક્યા છે ?

શ્રી પટ્ટાભી અત્યત ગરીબાઈમાથી આજે આ સ્થાને પહોચી શક્યા છે વર્ષો સુધી એક જ ખમીસ રોજ ધોઇને પહેરનાર વ્યક્તિ પોતાના આત્મબળે, ને પોતાની શક્તિએ આજે દેશના ઉચ્ચોચ્ચ ગૌરવને સ્થાને પહોચે, દેશની

મહાનમાં મહાન સંસ્થાનું સૂકાન સંભાળે એ હકીકત રોમાંચક છે. પટ્ટાભીને ન તો કોઈ સગાંવહાલાં હતાં જેણે એમને મદદ કરેલી. ન તો, કોઈ મહાપુરૂષે એમને ઊંચે ચઢાવેલા. એ તો જાતે કમાયા ને જાતે ભણ્યા. છાત્રવૃત્તિ મેળવી, સારે સ્થાને પાસ થઈ, પોતાના શિક્ષકો તથા પ્રોફેસરોની મહેરબાની સંપાદન કરી પોતાની જ શક્તિથી અન્ય સહવિદ્યાર્થીઓને જીતી એમના પુસ્તકોનો લાભ લીધો, ને ઉચ્ચ શ્રેણીમાં પરીક્ષામાં ઉત્તીર્ણ થયા. ને મદ્રાસમાં પોતાની શક્તિથી-એક એવા પુરુષને મુગ્ધ કર્યો કે જેમણે પોતાની દીકરી પણ આપી ને પોતાના પૈસે એમને તબીબી શિક્ષણ માટેની પૂરતી સગવડ પણ કરી આપી. ને એમણે પોતાની બુદ્ધિપ્રતિભાથી, ત્યાગ વૃત્તિથી, ગાંધીજીને જીતી લીધા, અને ગાંધીજીના આપ્ત જનમાં સ્થાન મેળવ્યું.

આ રીતે પટ્ટાભીમાં બધાને જીતવાની શક્તિ છે, સ્વબળે, મહાન બનવાની શક્તિ છે, ને સિદ્ધાંતોનું પાલન કરવાની દઢતા છે. અન્યને જ્યારે સત્તા આકર્ષે છે, સરકારી હોદ્દાઓ આમંત્રે છે, ત્યારે પટ્ટાભીને એનો જરાય મોહ લાગતો નથી. એની સામે જ્યારે હોદ્દાઓ આવે છે, ત્યારે

એનો એ ઇન્કાર કરે છે. એથી ન તો એમણે પોતાના પ્રાંતમાં વડાપ્રધાનનું પદ લીધું, ન તો કોઈ ગવર્નરપદું સ્વીકાર્યું, ન પરદેશમાં હિન્દના રાજદૂત તરીકે ગયા કે ન મધ્યસ્થ સરકારમાં પ્રધાનપદ લીધું. એટલું જ નહિ પણ, એમને રાજતંત્રમાં જ્યારે જ્યારે ઢીલાપણું લાગ્યું છે, જ્યારે જ્યારે, દોષો દેખાયા છે, ત્યારે એ દોષો એમણે નીડરતાથી, જરાય ગભરાયા વિના, કોઈની શેહમા તણાયા વિના દર્શાવ્યા છે. એથી જ પટ્ટાભી જેવો પુરુષ હિન્દુકોડ બીલની વિરુદ્ધ પ્રચાર કરે છે. ભાષાવાર પ્રાંતોની વિરુદ્ધ વ્યાપક આંદોલન હોવા છતા, ભાષાવાર પ્રાંતરચનાની જોરશોરથી હિમાયત કરે છે, એટલું જ નહિ, પણ ભાષાવાર પ્રાંતરચના માટે આબોહવા પેદા કરે છે. સન્મુખમ ચેટ્ટીનો વિરોધ કરે છે ને સરકારી અંકુશો વિરુદ્ધ પાર્લામેન્ટમાં ભાષણ કરે છે. આ બધું કરે છે કારણ કે એનું ભીતર ગાધીવાદી છે. જ્યાં જ્યાં એઓ ગાંધીજીના સિદ્ધાંતોનો ભંગ થતો જુએ છે, જ્યાં જ્યાં બાપુના રસ્તાથી ઉલટે માર્ગે દેશના વિધાયકોને જતા જુએ છે, ત્યારે એમનો આત્મા કકળી ઉઠે છે. એઓ હાય નાખે છે, ને ક્રોધાવેશમા આવી જાય છે. પટ્ટાભી એમની તલવારની ધાર જેવી તીક્ષ્ણ જબાન માટે ખૂબ જાણીતા છે. એમનું

જીવનસૂત્ર છે : કડવું હોય તો પણ સત્ય જ કહેવું.

ગાંધીવાદના સર્વોત્તમ ભાષ્યકાર તરીકે પટ્ટાભી હિન્દમશહૂર છે. એમના હૃદયની નિખાલસતા, સ્પૃહણીય સાદાઈ, નિષ્કલંક ચારિત્ર્ય, ઉત્કટ સ્વદેશાભિમાનની ભાવના, જ્વલંત સ્વાર્પણ, રાજદ્વારી પારિતોષિકો પ્રત્યે બેનમૂન ઉદાસીનતા અને રાષ્ટ્રના ઉત્થાન માટે સર્વસ્વ સ્વાહા કરવાની ભવ્ય તમન્ના એમને વર્તમાન હિન્દના રાજકારણમાં અગ્રસ્થાન અપાવે છે. પટ્ટાભીની સ્થિરબુદ્ધિ અને શાંતિપ્રિયતા પ્રશંસનીય છે. વડિલો પ્રત્યે પૂજ્યતાની ભાવના, સમવયસ્કો માટે માનની લાગણી અને કનિષ્ઠો માટે સ્નેહની વૃત્તિને અંગે જ, એઓ રાષ્ટ્રની જવાબદારી ફરજો હસતાં હસતા, નિશ્ચિંતપણે સ્વીકારે છે અને તેનો શ્રદ્ધાપૂર્વક અમલ કરે છે. સહકાર્યકરોની પ્રેમભાવના અને સદ્‌ભાવના મેળવી તેમનો સહકાર એઓ સહેલાઈથી પ્રાપ્ત કરી શકે છે. સહયોગીઓને માટે કોયડા ઉભા કરે એવી કોઈ વાત તેઓ મનના ખુણામાં સંઘરી રાખતા નથી કે જવાહરલાલની આફક મિજાજ કે દિમાગનું એવું કદિ પ્રદર્શન કરતા નથી કે જેથી તેઓ મૂંઝવણમાં આવી પડે, એટલું જ નહિ પણ, એમનામાં એક પ્રકારની મૃદુતા તથા પરિવર્તન ક્ષમતા છે.

શ્રી. પટ્ટાભી આજે મહાન બન્યા છે તે એમની સચ્ચાઇથી, એમની નિષ્ઠાથી. આપણે આજે જ્યારે આઝાદ થયા છીએ, જ્યારે આપણા જીવનમાં નવઘડતરની જરૂર છે, જ્યારે આપણા જીવનના એકેએક ક્ષેત્રમાં નવા વિચારોની જરૂર છે, જ્યારે કુપમંડુકતા કાઢવાની આવસ્યકતા છે, જ્યારજરત વિચારક્રાન્તિની જરૂર છે, ત્યારે જ પટ્ટાભી જેવા પુરુષની જરૂર છે, જે નિષ્પક્ષપાત રીતે ,વસ્તુસ્થિતિને સાચા સ્વરૂપમા જોઇ શકે, સરકારને પણ એની ભૂલો દર્શાવે, જનતાને પણ બે કડવા બોલો કહે, ને એ રીતે સરકાર અને જનતાનો સમન્વય સાધવા પ્રયત્ન કરે, એટલું જ નહિ, પણ બન્ને વચ્ચે સાંધણકડી સમાન થઈ પડે.

પટ્ટાભી એક સઘન વિદ્વાન છે. એમની વાણી સરળ અને પ્રવાહી છે. એમના વિચારોની અને શબ્દ પ્રયોગોની ચોકસાઈ, એમની મંરકારી અને સુશોભિત બાની, એમની અભિવ્યક્તિની શક્તિ, સાચા પ્રતિભાશાળી વક્તા તરીકેના આ એમના ઝળહળતા ગુણો છે એઓ પોતાની ઉચ્ચ પ્રકારની સર્જક બુદ્ધિનો સહજ બુદ્ધિ સાથે વિરલ સુયોગ સાધે છે. એઓ જાહેર જનતા પર કદિ પોતાના અભિપ્રાયો અને વિચારવલણો લાદતા નથી. પરંતુ જ્યારે પ્રસંગ

ઉપસ્થિત થાય છે ત્યારે અને રાષ્ટ્રીય હિતોને ખાતર, એઓ વેળાસર ઉચ્ચારણો કરી સ્પષ્ટ માર્ગદર્શન આપે છે. એ ઉચ્ચારણ જનતાને રૂચે કે ન રૂચે પરંતુ તટસ્થતાથી અને નીડરતાથી એ કરવામાં આવે છે. પટ્ટાભી એટલે વક્તા, લેખક અને કાર્યકરનો ત્રિવેણીસંગમ. વક્તા તરીકે એઓ વિશદ અને વાક્પટુ છે, લેખક તરીકે શ્રમસાધક, અને ઉચ્ચ કક્ષાના છે અને કાર્યકર તરીકે સાચાદિલના, સહૃદયી, પ્રામાણિક અને સન્નિષ્ઠ છે. પટ્ટાભી ક્રોધ કરતા નથી, એટલું જ નહિ પણ, ક્રોધ આવે તો તેને કાબુમાં રાખતાં અને એને રચનાત્મક શક્તિમાં કેમ ફેરવવો તે એમને આવડે છે. આ પૃથ્વી પરની યાત્રામાં શ્રી. પટ્ટાભી જીવનભરના સાધક તરીકે રહેવામાં જ સંતોષ માને છે. એઓ સત્યના શોધક અને શાંતિ તથા સદ્ભાવના માટે મથતા એક અવિશ્રાંત કાર્યકર છે.

પટ્ટાભી રાજકીય પુરુષ છે, છતાં સરકારી હોદ્દા પર વિરાજતી વ્યક્તિ નથી. રાજેન્દ્રબાબુ, વલ્લભભાઈ, રાજાજી, અને જવાહરના જીવનભરના સહકાર્યકર શ્રી. પટ્ટાભી પણ એક આકર્ષક વ્યક્તિ છે. એમનું વ્યક્તિત્વ પણ એટલું જ પ્રતિભાશાળી છે. એમનું જીવન પણ એટલું જ રોમાંચક,

ઉપદેશાત્મક અને પ્રેરક છે. ભારતના ઘડતરમાં પટ્ટાભીનો ફાળો અવર્ણનીય છે. એમની જ્વલંત દેશભક્તિ, ભવ્ય રાજકીય પરંપરા, અદમ્ય આશાવાદ અને જનતાના હિત સાથે પોતાનું તાદાત્મ્ય કરવાની વિરલ ભાવના કોઈ પણ વ્યક્તિનું ધ્યાન ખેંચે એટલાં આકર્ષક છે.

પટ્ટાભીની સત્યનિષ્ઠા, નિરભિમાનીતા, વિનમ્રતા, સચ્ચાઈ, મન, વચન ને વાણીની એકતા, નિર્દંભીકતા, અભ્યાસવૃત્તિ તથા એમની સર્વગ્રાહીતા, એ બધા ગુણો આજની પેઢી પોતાના જીવનમાં ઉતારે, અને પરદેશી મહાપુરુષોને ખોળવા કરતાં, આપણાં જ રત્નોની સાચી મૂલવણી કરી તેમને પોતાના આદર્શ માને, તો દેશનું ભાવિ ઉજ્જવળ છે. આપણા દેશમાં આજે જ્યારે સત્તાશોખ પ્રવર્તે છે, જ્યારે ઉચ્ચ સિદ્ધાંતો પોથીમાંનાં રીંગણાં બની ગયાં છે, ત્યારે આવા મહાપુરૂષોનાં જીવન આપણને સાચો માર્ગ દેખાડે, ને, આપણે સચ્ચાઇ ને નેકીના રાહે જઇએ, તો આ ચરિત્ર લખ્યાનું ને વાંચ્યાનું સાર્થક છે.

૩–૪–૫૦,
હાઈકોર્ટ, મુંબઈ. } અંબેલાલ નારણજી જોશી



સૌજન્યમૂર્તિ શેઠ શ્રી મેગજી મથરાદાસ

સૌજન્યમૂર્તિ

સ્વ. શેઠ શ્રી. મેગજીભાઈ મથરાદાસ

નાં

પુણ્યાત્માને

સવિનય સમર્પણ

# સૌજન્યમૂર્તિ શેઠ શ્રી. મેગજીભાઈ

## ( એક સંસ્કારચિત્ર )

## (૧)

દુનિયામાં હજારો રોજ જન્મે છે, ને હજારો મરે છે, પરન્તુ, દુનિયા બધાને અમર રાખતી નથી. અમર તો એ એવાઓને જ રાખે, કે જે નવી પેઢી માટે કોઈ પણ એક પ્રકારનો અદર્શ પૂરો પાડે, કોઈના જીવન ઘડતરમાં જેઓ પ્રેરણા આપી શકે, રાષ્ટ્રના ઉત્થાનમાં જેઓ સક્રિય ફાળો આપી શકે, જેઓ પોતાને માટે નહિ પણ પારકાને માટે, આમજનતા માટે જીવે ને મરે. સમાજને ને જગતને વ્યક્તિત્વવાદીઓની કથા સાંભળવી ગમતી નથી. જગતને તો એવાની જીવનકહાની જાણવી હોય છે, કે, જેમણે પોતાની શક્તિ, પોતાની સેવાવૃત્તિ, સમાજને માટે ખર્ચી હોય. જે જીવ્યા હોય પોતાને માટે નહિ, ગરીબો ને પીડિતો માટે, દુઃખિયાં માટે. જેણે આત્મબળે ધન મેળવ્યું હોય, પણ લોકોના પોતે એક ટ્રસ્ટી હોય એમ ધન વાપર્યું હોય. લોકોને સાંભળવી ગમે છે, એવા કર્મવીરની, ઉદારતા, પ્રેમ, પ્રામાણિકતા,

નેકદીલી, જેનામાં હોય એવાની ઉત્થાનકથા. એવાઓની જ જીવનકથા લખાય કે જે બીજા માટે જીવ્યો હોય. કારણ, એવા માણસોને જાહેરાતનો શોખ નથી હોતો, પ્રચારની પરવા નથી હોતી, વાહવાહની પડી નથી હોતી. અને એથી એવા સંગીન કામ કરનારા છતાં, પ્રમાણમાં ઓછા જાણીતા, સાચા માણસોની કથા એ જ, એમની સાચી કદર છે.

શ્રી. મેઘજીભાઈને જાહેરાતનો ખૂબ અણગમો હતો. વાહવાહની ચીડ હતી. એમનું ધ્યેય તો માત્ર દરિદ્ર નારાયણની સેવા, ને પોતાને પ્રભુએ આપેલી બક્ષિસનો પોતાનાં ગરીબ દેશવાસીઓને લાભ આપવાનું હતું. એ ધ્યેય પાર પડ્યું તેનો જે સંતોષ એમણે અનુભવ્યો એ જ એમની સાચી જાહેરાત. એમણે પોતે જીવનની અનેક લીલીસૂકી જોઈ હોવાથી, ગરીબાઇની યાતનામાંથી તેમજ જીવનની અનેક વિષમતાઓના કપરા અનુભવમાંથી એઓ પસાર થયા હોવાથી, એઓ ગરીબના અંતરનું દર્દ, એની મનોવ્યથા, એની અકથ્ય મૂંઝવણ, સઘળું, જોત-જોતામાં પિછાની શકતા. અને તેથી ગરીબો, અકિંચનો, જેનું જીવનમાં સર્વસ્વ હરાઈ ગયું છે, એવાઓને માટે પોતાનું બધું જ તન, મન અને ધન અર્પણ કરવા એઓ

સદાય તત્પર રહેતા. આમ છતા, પોતે કશું કરી શકતા નથી, એ બાબતનો રંજ તો એમના મનમાં સદા રહેતો જ. એમણે પોતાના પૈસાનો, પોતાની ધનદોલતનો, પોતાના અમનચમન માટે, પોતાના અંગત ભોગવિલાસ માટે, કદી ય ઉપયોગ કર્યો નથી. એઓ પચીશ રૂપિયાના નોકર હતા, ત્યારે જે સાદાઈ એમનામાં હતી, તેવી જ સાદાઈ એઓ લાખોપતિ થયા ત્યારે પણ એમણે સાંગોપાંગ ચાલુ રાખી હતી. સાધારણ રીતે માણસ પાસે પૈસો આવતાં એનું અભિમાન વધતુ જાય, એની શેખી ને એની બડાઈ વધતી જાય" જ્યારે શ્રી. મેઘજીભાઈની બાબતમાં તો પૈસો વધતાં એમની વિનમ્રતા, ને સાદાઈ વધતાં ગયાં. એમની સેવાભાવના વધતી ગઈ, અને એ રીતે મુંબઈનાં ધનિકોમાં એમણે એક અનોખી ભાત પાડી.

## (૨)

શ્રી. મેઘજીભાઈ કચ્છ માંડવીના જાણીતા વેપારી શ્રી. મથરાદાસ ટોપરાણીના ચિરંજીવી. ઈ. સ. ૧૮૮૯ની ૧૩મી એપ્રિલે એમનો જન્મ. એમના જન્મ પછી બે વર્ષે, વિજળી નામની એક આગબોટ ડૂબી તેમાં શ્રી. મથરાદાસ શેઠનો હજારો રૂપિયાનો માલ ડૂબ્યો, ને એમની

પડતી શરૂ થઈ. ભાગ્ય વિફરે છે, ત્યારે બધી બાજુએથી વિફરે છે. કચ્છમાં કંઈ વેપાર રહ્યો નહિ, એટલે એમણે સહકુટુંબ મુંબઈ ભણી પ્રયાણ કર્યું. મુંબઈમાં આવી વેપાર જમાવવા માટે ખૂબ પ્રયત્નો કર્યા, પણ નસીબે યારી ન આપી તે ન જ આપી. સમૃદ્ધિનો કાળ ગયો હતો. હવે અનેક રીતે પ્રયત્નો કરવા છતા, જુદા જુદા ધંધામાં નસીબ અજમાવવા છતા, પાસા પોબાર ન પડયા તે ન જ પડયા. કસોટીકાળ શરૂ થઈ ચૂકયો હતો. વર્ષો સુધી આવી વિષમ પરિસ્થિતિ ચાલી. ને મેઘજીભાઈ બાર વર્ષના હતા ત્યારે એમના વ્હાલસોયા શિરચ્છત્ર પિતાજી મૃત્યુવશ થયા. કુટુંબનો, ગરીબીનો, ભાર એમની વિધવા પત્ની ને બાળક મેઘજી પર નાખીને.

પરિસ્થિતિ ખૂબ મૂંઝવી નાંખે એવી હતી. ઉપર આભ ને નીચે ધરતી હતાં. એવી સ્થિતિમાં નજદીકના સ્વજનો પણ દૂર ચાલી જાય છે એનો અનુભવ મેઘજીભાઈને થયો. પિતાના મૃત્યુથી સઘળી જવાબદારી એમને તથા એમની માતાને માથે આવી પડી. લોકો સલાહ આપવા આવ્યા કે મેઘજીને કંઈ કામે વળગાડી દો. પણ એમની મા બહુ હિંમતવાન. એમણે નિશ્ચય કર્યો કે ગમે એવા સંજોગો આવે તો પણ મેઘજીને મેટ્રિક સુધી તો ભણાવવો જ.

કેટલાંક સ્વજનોની મદદથી મેગજીભાઈ ગોકુળદાસ તેજપાળ બોર્ડીંગમાં સ્કૂલ બોર્ડર તરીકે રહ્યા. ભણવામાં એઓ ઘણા ચપળ, કુશાગ્રબુદ્ધિના, બહુ જ તીવ્રતાથી બધું ગ્રહણ કરનારા. એમની સમજ ઘણી ઊંડી. અભ્યાસવૃત્તિ પણ સતેજ. મહેનત કરતાં પણ થાકે નહિ. એટલે એઓ મેટ્રિક બહુ આસાનીથી ઉત્તીર્ણ થયા. મેટ્રિક પાસ થયા ત્યારે એમની ઉમર ફક્ત સોળ વર્ષની.

મેટ્રિક પાસ થતાં, એમણે કુટુંબની જવાબદારી ઉપાડી લીધી. શેઠ મૂળરાજ ખટાઉ એમના માસીના દીકરા થાય. એમની મીલમાં માસિક પચીશ રૂપિયાને પગારે એઓ નોકરીએ રહ્યા. નોકરીની શરૂઆતમાં એઓ એમના કાકા શ્રી. નારણદાસ ટોપણને ત્યાં કોટમાં જમતા. કાકા નારણદાસ સારી સ્થિતિના હતા, કોટમાં રહેતા અને સુતરનો ધંધો કરતા. કાકાભત્રીજા વચ્ચે સારો બનાવ હતો. મેગજીભાઈ વયે નાના, મીલનું કામ, ઘણી યે વાર બાર, એક વાગી જાય. મીલમાંથી સીધા આવેલા હોય, એટલે બધાં કપડાં, મેલાં હોય, એની પર તેલના ડાઘ પડ્યા હોય. એક તો એમને ઘણુંખરૂં મોડું થાય, નિયમિતતા સચવાય નહિ, ને બીજું મેલોઘેલો વેષ એટલે ઘરના નોકરરસોઇઆઓ, એમની મિઠી મશ્કરી ઉડાવે. પણ, આ શાણો

ભત્રીજો કોઇપણ વાર કાકાને એની ફરિયાદ ન કરે. કારણ કાકા નોકરો પર ગુસ્સે થાય, એમને નોકરીમાથી પોતાને કારણે કાઢી મૂકે, એવું મેગજીભાઈ ઇચ્છતા નહોતા એટલુંજ નહિ, પણ, નોકરો પોતાને હસે તો શું થઇ ગયુ. છોને હસતા. એમા આપણું શું જાય છે, એવી ઉદારવૃત્તિથી, સ્થિતપ્રજ્ઞભાવથી એઓ એ મૂગે મોઢે સહી લેતા. એટલું જ નહિ, પણ એઓ હમેશાં હસતા ને હસતા જ રહેતા, જાણે કે કંઈ બન્યું નથી.

મેગજીભાઈ કંઈ મામૂલી નોકરી કરવા સર્જાયા નહોતા. એઓ તો સર્જાયા હતા, મોટા ઉદ્યોગપતિ થવા. એટલે આ તો માત્ર શિક્ષણ માટેની તક છે, ધંધામાં પાવરધા થવા માટેની એક સારી સગવડ છે, એમ માનીને એઓ ખંતથી, જીજ્ઞાસુવૃત્તિથી, મહેનત કરીને, શાંત, મળતાવડા ને હસમુખા સ્વભાવથી, બધાને રીઝવી કામ શીખી લેતા. મીલમાં એ થોડા જ વખતમાં, સૌના માનીતા થઈ પડયા. શરૂઆતમાં શેઠ મૂળરાજ એમને પચીશ રૂપિયાનો પગાર આપતા, એ તો શિસ્તને ખાતર. કારણ મેગજીભાઇનું કામ તો ધીમે ધીમે ખૂબ આગળ વધવા લાગ્યું. મેગજીભાઇએ પોતાનુ ક્ષેત્ર શોધી લીધું અને તેમાં જ એઓ ક્રમશઃ ખૂબ લક્ષ આપવા લાગ્યા. તેમાં નિષ્ણાતની છટાથી

પાવરધા થઈ ગયા. અને ડાઈંગ કામ તો મેઘજીભાઈનું જ એમ આખી મીલમાં એકેએક જણ બોલવા લાગ્યું. મેઘજીભાઈ અને ડાઈંગ એ બન્ને શબ્દો પર્યાય જેવા થઈ ગયા. એમની નિરીક્ષણ શક્તિ ઘણી તીવ્ર, અને મન તુરત જ નવી ચીજ પકડી લેતું. એટલે એમને નિષ્ણાંત બનતાંઝાઝી વાર લાગી નહિ. એમના એ જ્ઞાનને પરિણામે, એમની એ કાબેલિયતના ફળ તરીકે ૧૯૧૦માં એમની મીલને ધુલાઈ તથા રંગાઈ માટે સુવર્ણ ચંદ્રક મળ્યો. એમનું કામ જેમ જેમ વખણાવા લાગ્યું તેમ તેમ મૂળરાજ શેઠે એમની કદર પણ કરવા માંડી. અને પચીસ રૂપિયાથી શરૂ થયેલી એમની આર્થિક કારકિર્દી ઝળહળતી ઝળહળતી છેક માસિક રૂપિયા હજારે પહોંચો. એ ઉપરથી પોતાને એકલે હાથે કોઇની પણ સહાય્ય વિના મેઘજીભાઈએ કેટલી સિદ્ધિ મેળવી તે પ્રતીત થશે.

પરન્તુ, જગતમાં ઇર્ષ્યા બહુ બૂરી ચીજ છે. કોઇનું સારૂં દેખીને, કોઇની ચઢતી જેઇને રીઝનારા, ઘણા થોડા હોય છે. ખટાઉ મીલના ડાઈંગ માસ્તરને આ નવજુવાનની આટલી ચઢતી જોઇ ઇર્ષ્યા આવી. એમનો પગાર કૂદકે ને ભૂસકે વધતો જાય, તે પેલાથી ન ખમાયું. એટલે એણે મેઘજીભાઇને કઢાવવાની તરકીબ કરવા માંડી. એણે શેઠના

કાન રોજ–બ–રોજ ભંભેરવા માંડયા. "આ તો રંગ સારો આવતો નથી", "આ તો રંગ બરાબર ઊઠયો નથી", રોજને રોજ એકની એક વાત સાંભળીને મૂળરાજ શેઠને પણ પોતાના માસીના દીકરાની નિષ્ઠા વિષે શંકા આવવા લાગી. એટલે એક દિવસ મૂળરાજ શેઠે પોતાની ચઢવણીથી મેગજીભાઈ આગળ પોતાની શંકા વ્યક્ત કરી. મેગજીભાઈના સહૃદયી આત્માને ખૂબ આઘાત લાગ્યો. પોતે જીવ તોડીને મહેનત કરે, દિવસ રાત જોયા વિના, પોતાની શક્તિ ખરચે, મીલને ડાઈંગ માટે સુવર્ણચંદ્રક અપાવે તેનો આ બદલો ? એમણે મૂળરાજ શેઠને ખાત્રી કરાવી આપી કે પોતાના ઉપરનો આક્ષેપ બિલકુલ નાપાયાદાર છે, ને ઇર્ષ્યાજન્ય છે. પરન્તુ, મૂળરાજ શેઠના મનનું સમાધાન જોઈએ એવું થયું હોય તેમ મેગજીભાઈને લાગ્યું નહિ. મેગજીભાઈ ઘણા સ્વાભિમાની ને આંટવાળા હતા. એમણે તે ઘડીયે જ નક્કી કર્યું, કે હવે એક ક્ષણ પણ આ મીલમાં રહેવાય એમ નથી. આ આપણો સ્વમાનનો પ્રશ્ન છે. ને હવે આ મીલમાં વધુ રહીએ તો વ્હાલામાં વેર થાય, સંબંધ બગડે, ને, માન ઓછું થાય. વળી, આવી વિઘ્નસંતોષી વ્યક્તિઓ પોતાની ચાલ વારંવાર અજમાવવાની જ. અને એથી સમામાં વેરઝેરનાં બીજ

વવાય, વારંવાર મન ઊંચાં રહે. તેના કરતાં છૂટા થવું એ સારૂં. આ કારણે એમણે સ્વમાનપૂર્વક છૂટા થવાનો નિર્ણય કરી, મૂળરાજ શેઠ આગળ પોતાનો નિર્ણય જણાવ્યો. મૂળરાજ શેઠને ખ્યાલ પણ નહિ કે પોતે માત્ર સાધારણભાવે થયેલી ફરિયાદ પરથી પૂછેલા પ્રશ્નનો આ નતીજો આવશે. એમને પશ્ચાત્તાપ થયો. એમણે મેઘજીભાઈને ખૂબ સમજાવ્યા, પણ સ્વમાનના માર્યા મેઘજીભાઈ એકના બે ન થયા. મહિને હજાર રૂપિયાના પગારની નોકરીને આટલી સહજમાં ઠોકરે મારનાર મેઘજીભાઈની ખુમારી, એમની સ્વમાનની ભાવના, એમનું ગૌરવ, દ્રવ્યને તુચ્છ ગણવાની વૃત્તિ, એ બધા ગુણો આ આ પ્રસંગ પરથી પ્રતીત થાય છે.

મૂળરાજ શેઠે જ્યારે જોયું કે આ માને એમ છે જ નહિ, ને, એ રોકયો રોકાય એમ નથી, ત્યારે એમણે એને દુઃખી હૃદયે વિદાય આપી. અને ઇન્દોર માલવા મીલના માલિક સર હુકમીચંદ ઉપર એક ભલામણ ચિઠ્ઠી લખી આપી. એમાં લખ્યું કે: "મારો માસીનો દીકરો...તમારે ત્યાં આવે છે. એ આંટનો માર્યો આવે છે. મેં એને બહુ સમજાવ્યો પણ એ બહુમાની છે. એની સચ્ચાઈ, પ્રામાણિકતા, કર્તવ્યભાનની જવાબદારી, નેકદીલી, એ બધા માટે હું જવાબદાર રહીશ."

સર ફાઝલભાઈની ઉપર આ ચિઠ્ઠીની બહુ જ સારી અસર થઈ. ફાઝલભાઈએ ખૂબ સન્માનપૂર્વક એમને સત્કાર્યા. એમની સરભરા કરી, એક બંગલો એમને રહેવા માટે આપ્યો, ગાડીઘોડા આપ્યા ને બધી સગવડો પૂરી પાડી અને બહુ જ ગૌરવપૂર્ણ રીતે એમને રાખ્યા. મેગજીભાઇએ પણ આનો બદલો ફાઝલભાઈને સંતોષ આપી વાળી આપ્યો.

ઈન્દોર માલવા મીલની નોકરી એ શ્રી મેગજીભાઈના જીવનમા એક અત્યંત મહત્વનો બનાવ હતો કારણ કે એમણે ડાઈંગ ખાતાને સારી રીતે સંભાળ્યું, એની પ્રગતિ કરી, ને, મીલની ઇજ્જત વધારી એ તો ખરૂં, પરન્તુ, એમણે પોતાની વૈયક્તિક વિશિષ્ટતા પણ અહીં જ પ્રકાશવા માડી એમણે ફુરસદના સમયમા ડાઈંગ મશીન બનાવવાનો ઓર્ડર લીધો. અને પોતાની બુદ્ધિપ્રતિભાથી, પોતાની સૂક્ષ્મદૃષ્ટિથી, એ ઓર્ડર સફળતાપૂર્વક એમણે પાર પાડ્યો.

આ ડાઈંગ મશીન બનાવવાના ઓર્ડરોથી એમને સારો એવો આર્થિક લાભ તો થયો જ. પરન્તુ, એમનામાં એક પ્રકારની આત્મશ્રદ્ધા આવી, એક પ્રકારની સાહસ-

વૃત્તિ ઉત્તેજનાઈ પોતાને ભવિષ્યની દિશાસૂઝ થઈ. પહેલેથી જ એઓ મહત્વાકાંક્ષી તો હતા જ, પરન્તુ, પરિસ્થિતિ અનુકૂળ નહોતી સાધનો પૂરતા નહિ, એટલે એમની મહત્વાકાંક્ષાને કશો વેગ મળ્યો નહિ. પરન્તુ, આ બનાવથી એમને લાગ્યું કે હવે લક્ષ્મી ચાંદલો કરવા આવી છે, જીવનમાં એક જ વાર આવતી એવી સુવર્ણતક આવી પહોચી છે. એમના જેવા વિચક્ષણ, સર્વતોદર્શી, માનવીને આવી તક ગૂમાવવાનુ સૂઝે જ નહિ. એથી એમણે એ તક ઝડપી લીધી. આ વખતે એમની પાસે સારી જેવી મૂડી પણ હતી. મીલમાલેકોમાં એમની પ્રતિષ્ઠા પણ સારી પેઠે જામી હતી હવે નોકરી ગમે તેવી માનવાળી હોય, તો યે ન કરવાનો એમણે નિર્ધાર કર્યો. અને ફાઝલભાઈ શેઠને સમજાવી, પોતાના જીવનના એક નવા પ્રકરણની શરૂઆત માટે એમના આશીર્વાદ લઇ એમણે પોતાના જીવનમાં મહાપ્રસ્થાન કર્યું. મુબઈ આવી ડાઇંગનો સ્વતંત્ર ધધો શરૂ કર્યો. આમ પદર વર્ષનો પૂરતો અનુભવ લઇને, ઈન્દોરમા ખૂબ જાહોજલાલી, ને શાંતિનો સમય ગાળીને એઓ મુબઈમાં આવીને શેઠ મેગજીભાઈ બન્યા.

એક જાણીતી ભાગીદારીમાં એમણે સીવરીમા એક

ડાઈમનું કારખાનું શરૂ કર્યું. પોતાની બધી શક્તિનો વિનિયોગ એમણે એ ધંધામાં કર્યો. પોતે એક મજુરની જેમ કલાકો સુધી એમાં કામ કરતા. ન રાતદિવસનું ભાન રહેતું, ન કપડાં મેલાં થાય છે તેનું ભાન રહેતું, ન ભૂખની કે ઉંઘની કાળજી રહેતી. પરિણામે એ કારખાનાનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. કારખાનાનો વિકાસ થતાં, એમને લાગ્યું કે હવે પોતે પગભર થઈ શકે એમ છે, એટલે એમણે ભાગીદારને છૂટા કર્યા, ને પોતે કારખાનાના સ્વતંત્ર માલિક બન્યા. પછી એમણે ગીવરીથી એ કારખાનાને લાલબાગ ખસેડયું. કારખાનાના પોતે માલિક હોવા છતાં, મજુરની જોડે જ એઓ કામ કરે, સાંચા ચલાવે, બગડયું હોય તો પોતે સુધારે ને નાનામાં નાની બાબતમાં પણ જાતે દેખરેખ રાખે. ને એ રીતે એઓ ધીમે ધીમે સમૃદ્ધ થતા ગયા.

## (૩)

ત્યાર પછી તો નસીબે એમને ચાર ચાર હાથે બક્ષિસો આપી. એમણે ગરીબીને કારમા સ્વરૂપમાં જોઈ. ને તેથી ગરીબોની દાઝ જાણી, ગરીબો જોડે એમણે કદીય અંતર રાખ્યું નહિ. દરેક જણને એમની જોડે આત્મીયતા લાગે એ જાતનું એમણે વર્તન રાખ્યું. સમાજહિતનું

કામ હોય કે દેશસેવાનું કામ હોય, ત્યારે એઓ મોખરે હોય જ. જ્યાં જ્યાં સેવાને માટે અવકાશ હોય ત્યાં વગર માગ્યે, એઓ દાન આપતા, અને તે પણ ખોબે ખોબે. એઓ ગુપ્તદાનમાં માનતા. કારણ કે, જાહેરાતથી પ્રેરાઇને કરેલું દાન સાચું દાન નથી એમ એઓ માનતા. ને તેથી જાહેરાત ન થાય તેની ખાસ કાળજી રાખતા. હંસરાજ મોરારજી પબ્લીક સ્કુલનું મકાન બંધાવવું છે તો મેઘજી શેઠ તૈયાર છે. ભારતીય વિદ્યા ભવનનું મકાન ચણાવવું છે, તો એનો બધો ભાર એઓ પોતાને શિરે લઈ લે છે, ને પોતાનું બધું કામ છોડીને જાતે દેખરેખ રાખે છે. પંઢરપૂરમાં ધર્મશાળા બંધાવવી છે, તો મેઘજી શેઠ તૈયાર છે જ. ઝંડુ આયુર્વેદિક હોસ્પિટલ માટે, ગુલાબશંકર આયુર્વેદિક સોસાયટિ માટે પૈસા જોઈએ છે, દર્દીઓને રાહત મળે એમ છે, તો શેઠજી હજારો રૂપિયાની સખાવત વગર માગ્યે કરી આપે છે. સાડા ત્રણ લાખ રૂપિયાનું એક ટ્રસ્ટ કરી એઓ ગરીબો માટે મકાનો, તબીબી રાહત, શિક્ષણ વગેરે ઉચ્ચ ને સેવાપ્રધાન હેતુઓ માટે વ્યવસ્થા કરી જાય છે. અને એમની મનીષા જે જીવતાં ન ફળી તે એમના મૃત્યુબાદ અંધેરીમાં કોલેજની સ્થાપના બાદ ફળે છે.

ડાઈંગનું કારખાનું શરૂ કર્યું. પોતાની બધી શક્તિનો વિનિયોગ એમણે એ ધંધામાં કર્યો. પોતે એક મજુરની જેમ કલાકો સુધી એમાં કામ કરતા. ન રાતદિવસનું ભાન રહેતું, ન કપડાં મેલાં થાય છે તેનું ભાન રહેતું, ન ભૂખની કે ઉંઘની કાળજી રહેતી. પરિણામે એ કારખાનાનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. કારખાનાનો વિકાસ થતા, એમને લાગ્યું કે હવે પોતે પગભર થઈ શકે એમ છે, એટલે એમણે ભાગીદારને છૂટા કર્યા, ને પોતે કારખાનાના સ્વતંત્ર માલિક બન્યા પછી એમણે ગીવરીથી એ કારખાનાને લાલમામ ખસેડ્યું. કારખાનાના પોતે માલિક હોવા છતા, મજુરની જોડે જ એઓ કામ કરે, સાંચા ચલાવે, બગડ્યું હોય તો પોતે સુધારે ને નાનામાં નાની બાબતમાં પણ જાતે દેખરેખ રાખે. ને એ રીતે એઓ ધીમે ધીમે સમૃદ્ધ થતા ગયા.

(૩)

ત્યાર પછી તો નસીબે એમને ચાર ચાર હાથે બક્ષિસો આપી. એમણે ગરીબીને કારમા સ્વરૂપમાં જોઈ. ને તેથી ગરીબોની દાઝ જાણી, ગરીબો જોડે એમણે કદીય અંતર રાખ્યું નહિ દરેક જણને એમની જોડે આત્મીયતા લાગે એ જાતનું એમણે વર્તન રાખ્યું. સમાજહિતનું

કામ હોય કે દેશસેવાનું કામ હોય, ત્યારે એઓ મોખરે હોય જ. જ્યાં જ્યાં સેવાને માટે અવકાશ હોય ત્યાં વગર માગ્યે, એઓ દાન આપતા, અને તે પણ ખોબે ખોબે. એઓ ગુપ્તદાનમાં માનતા. કારણ કે, જાહેરાતથી પ્રેરાઇને કરેલું દાન સાચું દાન નથી એમ એઓ માનતા. ને તેથી જાહેરાત ન થાય તેની ખાસ કાળજી રાખતા. હંસરાજ મોરારજી પબ્લીક સ્કુલનું મકાન બંધાવવું છે તો મેગજી શેઠ તૈયાર છે. ભારતીય વિદ્યા ભવનનું મકાન ચણાવવું છે, તો એનો બધો ભાર એઓ પોતાને શિરે લઈ લે છે, ને પોતાનું બધું કામ છોડીને જાતે દેખરેખ રાખે છે. પંઢરપૂરમાં ધર્મશાળા બંધાવવી છે, તો મેગજી શેઠ તૈયાર છે જ. ઝંડુ આયુર્વેદિક હોસ્પિટલ માટે, ગુલાબશંકર આયુર્વેદિક સોસાયટિ માટે પૈસા જોઈએ છે, દર્દીઓને રાહત મળે એમ છે, તો શેઠજી હજારો રૂપિયાની સખાવત વગર માગ્યે કરી આપે છે. સાડા ત્રણ લાખ રૂપિયાનું એક ટ્રસ્ટ કરી એઓ ગરીબો માટે મકાનો, તબીબી રાહત, શિક્ષણ વગેરે ઉચ્ચ ને સેવાપ્રધાન હેતુઓ માટે વ્યવસ્થા કરી જાય છે. અને એમની મનીષા જે જીવતાં ન ફળી તે એમના મૃત્યુબાદ અંધેરીમાં કોલેજની સ્થાપના બાદ ફળે છે.

પરન્તુ, એમનો મોટો ફાળો તો કોંગ્રેસમાં એમણે એના કસોટીના કાળમાં, અનેક જાતની મદદ કરી, કોંગ્રેસ સંસ્થાનું ને દેશનું નામ જીવતું રાખ્યું તેનો છે. કોંગ્રેસની ૧૯૩૦ પછીની બધી ક્રાન્તિઓમાં – ૧૯૩૦ની, ૧૯૩૨ની ને ૧૯૪૨ની — એમણે ઉદાર હૃદયે, દેશનું નાક સાચવવા, વતનની ઇજ્જત જાળવવા મદદ કરેલી. એટલું જ નહિ, પણ એમણે અનેક સલાહ સૂચનો પણ આપેલાં. એ વખત એટલે પોલીસનો ડર, પકડાઈ જવાની ભીતિ, છતાં મુંબઈ કોંગ્રેસના મોવડીઓની ખાનગી મંત્રણા ચાલતી. તેમા એઓ અવશ્ય હાજરી આપતા. શ્રી. ઉમાશંકર દિક્ષીત, શ્રી. ઝીણાભાઈ જોશી, શ્રી. કનૈયાલાલ મુનશી અને શેઠ સૂરજી વલ્લભદાસ જોડે એઓ આપણી ક્રાન્તિનું સંચાલન કરતા. અને ચળવળ જીવતી રહે તે માટે પોતાનાથી બને તે બધું કરતા. એમણે આ બધા માટે કોંગ્રેસને જે આર્થિક મદદ કરેલી, તેનો અંદાજ પાચેક લાખ રૂપિયા જેટલો થાય. આમ એઓ ખાદી ન પહેરતા હોવા છતાં, કોંગ્રેસના અધિકારી વર્ગમાં ન હોવા છતાં એમનો મુંબઈની કોંગ્રેસમાં જે સક્રિય હિસ્સો

જનતાની સેવા કરી, સમાજની સેવા કરી ને દુ:ખી અને પીડિતોની દુવા લીધી. ને પોતાની પાછળ સેવાની સૌરભ મૂકી ગયા. એમણે તો પોતાનું સમગ્ર જીવન સેવામાં ગાળ્યું. એમને શબ્દની અંજલિ હોય નહિ. ગંગાજીને પવિત્ર જળની અંજલિ અપાય નહિ. કોયલને સૂરીલા કંઠની અંજલિ ન અપાય. ગુણીજન અમર રહે છે એમના કીર્તિધામોથી, એમના સત્કૃત્યોથી, એટલે એઓ મૃત્યુ પામ્યા છતાં અમર જ છે.

( ૪ )

મેગજી શેઠ પોતાની પાછળ મ્હોરેલી પ્રફુલ્લેલી લીલી વાડી મૂકી ગયા છે. એમના પુત્રોમાંથી શ્રી. ચરણદાસ અને શ્રી. દ્વારકાદાસ પિતાનો વારસો શોભાવે છે. પિતાની નીતિમયતા, કાર્યદક્ષતા, ઉદારતા, ચારિત્ર્યભાવના, નિરભિમાનીતા, સાદાઈ, ધર્મનિષ્ઠા એ બધાને એમણે સાચવી રાખ્યાં છે. શ્રી. ચરણદાસ બી. એ સુધી ભણ્યા છે, ને શ્રી. દ્વારકાદાસ બી એસ. સી. છે. શ્રી. ચરણદાસે પિતાના પુનિત પગલે ચાલી પિતાના ધંધાનો વિકાસ કર્યો છે. એમણે એમના પિત ની મીલમાં ડાઈંગ ઉપરાંત, વણવાના તથા કાંતવાના વિભાગો પણ ખોલી પિતાના કામને આગળ ધપાવ્યું છે. ને મુંબઈમાં ગુજરાતીઓની કોલેજ સ્થાપ-

પરન્તુ, એમનો મોટો ફાળો તો કોંગ્રેસમાં એમણે એના કસોટીના કાળમાં, અનેક જાતની મદદ કરી, કોંગ્રેસ સંસ્થાનું ને દેશનું નામ જીવતું રાખ્યું તેનો છે. કોંગ્રેસની ૧૯૩૦ પછીની બધી ક્રાન્તિઓમાં – ૧૯૩૦ની, ૧૯૩૨ની ને ૧૯૪૨ની — એમણે ઉદાર હૃદયે, દેશનું નાક સાચવવા, વતનની ઈજ્જત જાળવવા મદદ કરેલી. એટલું જ નહિ, પણ એમણે અનેક સલાહ સૂચનો પણ આપેલાં. એ વખત એટલે પોલીસનો ડર, પકડાઈ જવાની ભીતિ, છતાં મુંબઈ કોંગ્રેસના મોવડીઓની ખાનગી મંત્રણા ચાલતી. તેમાં એઓ અવશ્ય હાજરી આપતા. શ્રી. ઉમાશંકર દિક્ષીત, શ્રી ઝીણાભાઈ જોશી, શ્રી. કનૈયાલાલ મુનશી અને શેઠ સુરજી વલ્લભદાસ જોડે એઓ આપણી ક્રાન્તિનું સંચાલન કરતા. અને ચળવળ જીવતી રહે તે માટે પોતાનાથી બને તે બધુ કરતા એમણે આ બધા માટે કોંગ્રેસને જે આર્થિક મદદ કરેલી, તેનો અંદાજ પાંચેક લાખ રૂપિયા જેટલો થાય. આમ એઓ ખાદી ન પહેરતા હોવા છતાં, કોંગ્રેસના અધિકારી વર્ગમાં ન હોવા છતા એમનો મુંબઈની કોંગ્રેસમાં જે સક્રિય હિસ્સો છે, તે ખાદી પહેરનારાઓ કે જેલમાં જનારાઓથી લેશ માત્ર પણ ઓછો નથી આમ એમણે દેશની સેવા કરી,

જનતાની સેવા કરી, સમાજની સેવા કરી ને દુ:ખી અને પીડિતોની દુવા લીધી. ને પોતાની પાછળ સેવાની સૌરભ મૂકી ગયા. એમણે તો પોતાનું સમગ્ર જીવન સેવામાં ગાળ્યું. એમને શબ્દની અંજલિ હોય નહિ. ગંગાજીને પવિત્ર જળની અંજલિ અપાય નહિ. કોયલને સુરીલા કંઠની અંજલિ ન અપાય. ગુણીજન અમર રહે છે એમના કીર્તિધામોથી, એમના સત્કૃત્યોથી, એટલે એઓ મૃત્યુ પામ્યા છતાં અમર જ છે.

( ૪ )

મેગજી શેઠ પોતાની પાછળ મ્હોરેલી પ્રફુલ્લેલી લીલી વાડી મૂકી ગયા છે. એમના પુત્રોમાંથી શ્રી. ચરણદાસ અને શ્રી. દ્વારકાદાસ પિતાનો વારસો શોભાવે છે. પિતાની નીતિમયતા, કાર્યદક્ષતા, ઉદારતા, ચારિત્ર્યભાવના, નિરભિમાનીતા, સાદાઈ, ધર્મનિષ્ઠા એ બધાને એમણે સાચવી રાખ્યાં છે. શ્રી. ચરણદાસ બી. એ સુધી ભણ્યા છે, ને શ્રી. દ્વારકાદાસ બી એસ. સી. છે. શ્રી. ચરણદાસે પિતાના પુનિત પગલે ચાલી પિતાના ધંધાનો વિકાસ કર્યો છે. એમણે એમના પિત ની મીલમાં ડાઈંગ ઉપરાંત, વણવાના તથા કાંતવાના વિભાગો પણ ખોલી પિતાના કામને આગળ ધપાવ્યું છે. ને મુંબઈમાં ગૂજરાતીઓની કોલેજ સ્થાપ-

વાની પિતાની મનીષાને એમણે પૂરી કરી છે. શ્રી. ચરણદાસમાં પિતાની સાદાઈ, વિનમ્રતા, દિલની દિલાવરી અને રાષ્ટ્રપ્રેમ પૂર્ણાંશે ઉતર્યાં છે. એમને જોતા એમ ન લાગે કે આ ધનાઢ્યના પુત્ર છે. એમને જોતાં સ્વાભાવિક રીતે જ આપણને માનની, આત્મીયતાની ભાવના જન્મે છે. શ્રી. ચરણદાસ એટલે લક્ષ્મી, સરસ્વતી અને સેવાનો ત્રિવેણી સંગમ. શ્રી. ચરણદાસ એટલે સાદાઈ, સરકારિતા, સાહસિકતા, સાત્વિકતા અને નિર્દોષતાની મૂર્તિમંત પ્રતિમા. શ્રી. ચરણદાસે પિતાની સેવાવૃત્તિની તથા સખાવતની પરંપરા સાંગોપાંગ અણીશુદ્ધ જાળવી રાખી છે. અને પિતાએ ઉત્સાહપૂર્વક આદરેલું પણ સંજોગવશાત્ અધુરું રહેલું માનવસેવાનું કાર્ય એઓ દ્વિગુણીત ઉત્સાહથી પાર પાડી રહ્યા છે એ ગર્વ, ગૌરવ અને આનંદની વાત છે કહેવાય છે કે ચરણદાસભાઈને ત્યાંથી કોઈ ખાલી હાથે પાછું જતું નથી. કોઇને ખબર ન પડે કે આજે મેઘજી શેઠ હયાત નથી. આ રીતે એક મહાન કુટુંબને, એમણે કરેલી સેવા બદલ કૃતજ્ઞતા જણાવવી, એમની મહત્તાની કદર કરવી એ આપણી પવિત્ર ફરજ છે. પુણ્યાત્માનું સ્મરણ પણ આપણને પુણ્યશાળી બનાવે છે.

# અનુક્રમણિકા



## પ્રકરણ ૧ લું

### પટ્ટણીના જન્મ સમયનું હિંદ

**ઈસુની** ઓમણીસમી સદી જેમ યુરપના ઇતિહાસમાં તેમ હિંદના ઇતિહાસમાં પણ અનેક દૃષ્ટિએ મહત્ત્વની છે અને તેમાંયે ખાસ કરીને હિંદના ઇતિહાસમાં એ સદીનો ઉત્તરાર્ધ અનેકદેશીય સફળતાની દૃષ્ટિએ ઘણો ઉપયોગી છે. ઓગણીસમી સદીનો ઉત્તરાર્ધ એટલે પૂર્વ અને પશ્ચિમની બે મહાપ્રજાઓની સંસ્કૃતિઓનો સંગમ એટલું જ નહિ પણ પ્રાચીન અને આર્વાચીન સંસ્કૃતિઓનો સંગમકાળ. આ ઉત્તરાર્ધમાં હિન્દના બૌદ્ધિક જીવનમાં ભારે ઊથલપાથલ કરનારી યુનિવર્સિટીઓ આવી તેમજ સંસ્કૃતિનો વિકાસ કરનારી સંસ્થાઓ આવી, આ વર્ષોમાં દેશના ઔદ્યોગિક ક્ષેત્રમાં ક્રાન્તિકારી

ફેરફારો કરનારી મિલોની શિખરમાળા આવી, યંત્રો આવ્યાં, રેલ્વે આવી, તાર અને ટપાલ આવ્યાં, સ્થાનિક સ્વરાજ્ય આવ્યું. આ વર્ષોમાં હિન્દની પ્રજામાં સ્વમાનની ભાવના જાગૃત થઈ, દેશમાં વ્યવસ્થા આવી તેમજ દેશવિદેશના સાંસ્કારિક તથા આર્થિક સંબંધો વધ્યા. ખંડેખંડના વ્યાપારી માર્ગો તથા જ્ઞાન ભંડારો ખુલ્લા થયા. આ વર્ષોમા હિન્દે જગત ચોકમાં પહેલ કરવાની કમ્મર કસી.

ઓગણીસમી સદીના ઉત્તરાર્ધમાં ઈ. સ. ૧૮૮૦નું વર્ષ અગત્યનું છે. આ વર્ષ એટલે હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમુખ, હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસના પ્રમાણભૂત ઇતિહાસકાર, મહાત્મા ગાંધીજીના આદર્શો અને ફિલસૂફીના સર્વોત્તમ ભાષ્યકાર, હિંદની દેશી રિયાસતોની ગરીબ પ્રજા સાથે વર્ષોથી તાદાત્મ્ય સાધી તેમનો ઉદ્ધાર કરનાર, જ્વલંત સ્વદેશાભિમાનના રંગે રંગાયેલા, ત્યાગી, નિઃસ્પૃહી, સેવાભાવી અને સિદ્ધાંતવાદી, ડૉ. પટ્ટાભીનું જન્મવર્ષ. હિંદમાં જ્યાં જુઓ ત્યાં, ત્રેવીસ વર્ષો થયાં તોય, '૫૭ની ક્રાન્તિની હારના પડઘા શમ્યા નથી. નિરાશાનાં વાદળ હજી ઘેરાયલાં જ છે. અંગ્રેજી શિક્ષણ આવ્યું છે, રાષ્ટ્રીયતાનું ઉત્થાન થવા માંડયું છે પણ અત્યંત ધીમું. અંગ્રેજી શિક્ષણનો નશો ધીમે ધીમે વ્યાપતો જાય છે. આપણા નેતાઓ છટાદાર અંગ્રેજીમાં ભાષણો કરે છે પણ એમને જનતા જોડે કોઈપણ પ્રકારનો સંપર્ક નથી. જનતાની ભાષામાં એઓ બોલતા નથી. એ

લોકો આમ જનતાના નહિ પણ માત્ર અંગ્રેજી ભાષા જાણતા હોય એવા લોકોના પ્રતિનિધિઓ છે. સમગ્ર જનતાનું હિત થાય એવી વિચારણા કે એવી દૃષ્ટિ એ આદમીઓમાં નથી, છતાં નવીન જાગૃતિ ચોક્કસ આવી છે. '૫૭ની ક્રાન્તિ પછી જે નિષ્ક્રિયતાનુ વાતાવરણ જન્મેલું તે વાતાવરણ હવે થોડે વત્તે અંશે ઓસરતું જાય છે કંઇક કરવાની તમન્ના જાગી છે. ગતિસંચાર થવા માંડ્યો છે. સામાજિક, રાજકીય, આર્થિક, ધાર્મિક, શિક્ષણવિષયક અને સાંસ્કૃતિક હીલચાલો થવા માંડી છે. હિંદીઓ નવી દૃષ્ટિએ વિચારના થયા છે. પણ તે ભણેલાઓ જ.

આખા દેશમા નવો જુવાળ આવ્યો છે. સામાજિક સુધારા નહિ કરીએ ત્યાં સુધી રાજકીય હકો ન મળે એવી લાગણી બધે ફેલાઈ છે. એટલે વિધવાવિવાહ, સ્ત્રીશિક્ષણ, બાળલગ્નનિષેધ, કન્યાવિક્રય, એ બધાની ઝુંબેશ પૂરા જોરશોરથી સુધારકો કરી રહ્યા છે. હિન્દના ચારે ખૂણે સભાઓ ભરાય છે, ને એ વાતો થાય છે. છાપાંઓમાં ને સામયિકોમાં સુધારકોનો જ પ્રચાર થઈ રહ્યો છે. સુધારકમંડળો સ્થપાય છે, એટલે સામાજિક ક્રાન્તિ સમગ્ર હિન્દમાં શરૂ થઈ ગઈ છે. કેટલાક આગેવાનો વિધવાને જ પરણવાની પ્રતિજ્ઞા લઇને બેઠા છે. કેટલાંકે બાળલગ્નો બંધ કર્યાં છે છતાં હજી જોઇએ તેવી ક્રાન્તિની આગ સળગી નથી.

સામાજિક ક્રાન્તિની સાથે સાથે જે નવો અંગ્રેજી ભણેલો વર્ગ છે, તેણે જોયું છે કે અગ્રેજો તો પોતાના દેશમાં કેવા રાજકીય હક્કો ભોગવે છે, તો એ હક્કો હિંદને શા માટે ન હોય! સ્વતંત્રતા, હક્કો એ બધાની દષ્ટિએ વિચારણા થાય છે. ને સાથે જ એ માટે મંડળો સ્થપાય છે. આ સમયમાં જન્મેલાં વર્તમાનપત્રો, નવા ધારાશાસ્ત્રીઓ, પ્રાંતિક તેમજ મધ્યસ્થ ધારાસભાના સભ્યો અને જાહેર સંસ્થાઓ દેશના જાહેરજીવનને કેળવવામા સક્રિય સાથ આપે છે. અને પટ્ટાભીના જન્મ બાદ પાંચ વર્ષે સ્થપાયેલી હિન્દી રાષ્ટ્રીય કોંગ્રેસ એ હિંદના રાજકીય તથા જાહેર-જીવનની પરાકાષ્ઠા કહી શકાય.

હિન્દની જનતા મોટે ભાગે અશિક્ષિત છે ખેડુતોને જમીનદારો ચૂસે છે -હજી નવા ઉદ્યોગો દેશમાં સ્થપાયા નથી. મિલ ઉદ્યોગની માંડ માંડ શરૂઆત થઈ છે પણ આખા દેશનો વિસ્તાર જોતાં પ્રમાણમાં એ ઔદ્યોગિક પ્રવૃત્તિ કશીય વિસાતમાં નથી થોડી કાપડની મિલો મુંબઈમા સ્થપાઈ છે, બંગાળામાં શણની મિલો સ્થપાઈ છે, લોખંડનાં કારખાનાં બિહારમાં શરૂ થયાં છે, કોલસાની ખાણો પણ બિહારમાં ખોદાય છે, પણ એ બધું શરૂઆતની અણઘડ હાલતમાં છે. હિંદનું ઔદ્યોગી-કરણ થાય એમ બ્રિટિશરો ઇચ્છતા નથી. એઓ આવ્યા છે વેપાર કરવા, રાજ્ય ચલાવવાનું તો આનુષંગિક છે. વેપારને ભોગે તેમને રાજ્ય ચલાવવું નહોતું. એથી

હિન્દના ઔદ્યોગીકરણમાં સરકારની મદદ નહોતી એટલું જ નહિ પરોક્ષ રીતે અંતરાય પણ હતો. છતાં દેશના ઉદ્યોગો ધીમે ધીમે વિકસવા માંડયા હતા. જમશેદજી ટાટા જેવા સાહસિક ઉદ્યોગવીરના ભગીરથ પ્રયાસોને લઈને હિંદનું ઔદ્યોગિક ભાવિ ઉજ્જવળ અને આશારપદ જણાતુ હતું

ધર્મની બાબતમાં પ્રજા રૂઢિચૂસ્ત, વહેમીલી અને બેદરકાર હતી. ધર્મવિચારણાની દૃષ્ટિએ બધુ અંધારૂં હતું. સુધારાવાળાઓનું નામ તે વખતે ભાગ્યે જ સંભળાતું. છતાં હિંદુ પ્રજા અને હિંદુ ધર્મના સદ્-ભાગ્યે આ સમયમાં કેટલીક પ્રતિભાશાળી અને ત્યાગી સુધારક વ્યક્તિઓએ હિંદુ ધર્મને વ્યાપક સ્વરૂપ આપવા તથા હિંદુઓના ધાર્મિક જીવનને ઉન્નત બનાવવા કમ્મર કસી. આમાં સ્વામી દયાનંદ સરસ્વતી, શ્રી. કેશવચંદ્ર સેન, મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર, રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનદ અને મહાન ગુજરાતી સમાજસુધારક શ્રી. કરસનદાસ મૂળજીએ આણેલી જાગૃતિ ખાસ નોંધપાત્ર ગણી શકાય. આ સર્વેએ હિન્દની હિન્દુ જનતાને સત્ય અને નીતિની દિશા બતાવી. હિંદની પ્રજા આ નેતાઓના માર્ગદર્શન તળે, ધાર્મિક અરાજકતામાંથી છૂટકારાનો દમ ખેંચવા પ્રયાસ કરી રહી હતી. ધર્મની દિશામાં પ્રગતિ થતી જતી હતી. લોકમાનસ ધર્મની બાબતમાં સહિષ્ણુ થતું જતુ હતુ અને હિન્દુ ધર્મની ઉન્નતિનાં ચિહ્નો ક્ષિતિજમા

દષ્ટિગોચર થવા લાગ્યાં હતાં.

પટ્ટાભીના જન્મનો સમય એટલે હિંદના જ્વલંત ઇતિહાસના સુવર્ણયુગની ભૂમિકા. દેશભરમાં જાગૃતિની શરૂઆત થઈ ચૂકી હતી. અંગ્રેજી સાહિત્યનો અને પાશ્ચાત્ય સંસ્કૃતિનો સૌથી વિશેષ પ્રચાર બંગાળામાં થયો. ત્યાંની પ્રજા લાગણીપ્રધાન અને તેમાં ખાસ કરીને ત્યાંની ધર્મવિષયક, સાંસ્કૃતિક તથા અન્ય પ્રવૃત્તિઓને લઇને એ પ્રાંતની પ્રજાએ ઘણો વિકાસ સાધ્યો. પણ આની અસર દક્ષિણ હિંદમાં અને ખાસ કરીને મદ્રાસ પ્રાંતમાં ઝાઝી ન થઇ. એમાં અંગ્રેજી સાહિત્યનો પ્રવેશ થવા છતા અંગ્રેજીપણું ઝાઝું પ્રવેશતું નથી. કારણ કે દક્ષિણ હિંદની પ્રજાની બુદ્ધિમત્તા એમને લાગણીના પ્રવાહમાં તણાવા દેતી નથી. એ પ્રદેશ પ્રથમથી જ સ્થિતિસ્થાપક છે એથી અહીંઆના વતનીઓ બંગાળીઓની માફક કોઇ પણ નવી પ્રવૃત્તિને એકદમ અપનાવતા નથી. એઓ દરેક વસ્તુને નાણી જુએ છે. એમાં કાંઇ પણ હિતકારી કે આકર્ષક લાગે તો જ એ અપનાવે. એમાં જે કંઇ કસણી હોય તે બુદ્ધિની છે. દક્ષિણનો પ્રદેશ જ એની બુદ્ધિમત્તા માટે, એની તેજસ્વી અને જ્વલંત મેધા માટે મશહૂર છે. એ પ્રાંતે આપણને તત્ત્વજ્ઞાનીઓ, ધર્મગુરુઓ, ધારાશાસ્ત્રીઓ, વૈજ્ઞાનિકો, પ્રેરક સંદેશવાહકો અને પ્રથમ પંક્તિના મુત્સદ્દીઓ, રાષ્ટ્રનેતાઓ અને મહાપુરુષો આપ્યા છે. અને આ જ્વલંત નામાવલિમાં પટ્ટાભી

પણ એક અતિ અગત્યનું, મહત્વનું અને ગૌરવભર્યું સ્થાન રોકે છે.

આ સમયમાં આપણી શિક્ષણપદ્ધતિ નિશ્ચિત થઈ ચૂકી હતી. અંગ્રેજી એ સારા હિંદની કેળવણીનું માધ્યમ બની ચૂક્યું હતું. વિદ્યાપીઠોની સ્થાપનાથી કેળવણીના ક્ષેત્રમા આપણો માર્ગ નક્કી થયો હતો. કેળવણીમાં રાષ્ટ્રીય તત્વ તો સમૂળગું નહોતું. માત્ર આપણે અંગ્રેજોની તારીફ કરતા થઈએ, એમની તરફ મુગ્ધતાથી અવલોકીએ, એમને આપણા આરાધ્યદેવ માનીએ એ જાતની શિક્ષણરચના કરવામાં આવી હતી. આ ઉધાર પક્ષે. પણ જમે પક્ષે પણ કેટલીક સિદ્ધિઓ ગણાવી શકાય એમ છે. આંગ્લભાષા, યૂરોપીય સાહિત્ય, અને ફિલસૂફીનો શાસ્ત્રીય અભ્યાસ શરૂ થવાથી, એ ભાષા તેમજ સાહિત્યનાં ઉદાર અને સ્વાતંત્ર્યપ્રેરક વિચારબળોથી, હિંદની પ્રજામાંથી જૂનવાણી વિચારો, પ્રણાલિકાઓ તેમજ રૂઢિઓ ધીમે ધીમે નષ્ટ થતી જતી હતી. અને બ્રિટિશ પ્રજાના સહવાસથી તેમજ તે પ્રજાએ દાખલ કરેલાં નવા તત્વોથી પ્રજાજીવનમાં નવજીવનનો સંચાર થઇ રહ્યો હતો. હિંદ સાર્વભૌમ સત્તા તળે આવ્યો હતો દેશમાં સુલેહશાંતિ પ્રસરી હતી અને રાજ્યતંત્રનું એકીકરણ અવધિએ પહોંચ્યું હતું. આ જ અરસામાં કાયદાઓનું એકીકરણ થયુ અને તેની હિંદના સમગ્ર જીવન પર ઘણી સારી અસર થવા પામી. ભિન્ન

ભાષાના સાહિત્યમાં આંગ્ન સાહિત્યનાં ઉદાર તત્વો, એનું કળાદર્શન, એની ઐતિહાસિક દષ્ટિ, શાસ્ત્રીય અન્વેષણ ઇત્યાદિ તત્ત્વો જાણ્યે અજાણ્યે પ્રવેશતા હતા. અને હિંદના સાંસ્કારિક જીવનના ઘડતરમા આંગ્ન સાહિત્યનો આ ફાળો કઇ નાનો સૂનો ન કહી શકાય

ઓગણીસમી સદીના છેલ્ના ત્રણ દાયકામાં હિંદની સામાન્ય સ્થિતિ આ પ્રકારની હતી. હિંદ દિવસે દિવસે પ્રગતિને પંથે પ્રયાણ કરતું જતું હતુ. બળવાની અસરો ભૂલાતી જતી હતી. તેનાથી ઉદ્ભવેલા વૈમનસ્ય, કડવાશ, શંકા, અને અવિશ્વાસનાં પૂરો હવે ઓસરી ગયા હતાં. હિંદનાં સદ્ભાગ્યે આ બધી કરુણ સ્મૃતિ ઓનું વિસ્મરણ થતું જતું હતું. રાજાપ્રજા વચ્ચે એકદિલી થતી જતી હતી પ્રજાને બ્રિટિશ અમલમાં શ્રદ્ધા બેઠી હતી અને આ નવસ્થાપિત બ્રિટિશ અમલને હિંદની પ્રજા હર્ષ, સંતોષ અને આશ્ચર્યની ત્રિવિધ લાગણીથી જોઈ રહી હતી હિંદનું રાજકીય નભોમંડળ શરદૃતુની પૂર્ણિમા સમ નિરભ્ર હતુ. વિકટોરિયન યુગનાં જાજ્વલ્યમાન તત્વો હિંદીઓના જીવન-વ્યવહારમા ધીમે ધીમે પ્રવેશી ચૂકયા હતાં મહારાણી વિકટોરિયાનો અમન જાહોજલાલીની પરકાષ્ઠાએ પહોચ્યો હતો. પૌરસ્ત્ય તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિઓનું એકીકરણ સ્પષ્ટ રીતે નજરે પડતું હતુ. આવા શાંત અને સાનુકૂળ વાતાવરણમાં, ઇ. સ. ૧૮૮૦ના નવેમ્બર માસમાં, મદ્રાસ ઇલાકાના એક નાનકડા ગામમાં શ્રી.

ભિન્ન પ્રાંતો એકત્ર થવા લાગ્યા હતા. પ્રાંત પ્રાંત વચ્ચેનો સંબંધ વિસ્તરવા લાગ્યો તેમજ એક બીજા પ્રાંતનાં ભાષાસાહિત્યનો સંસર્ગ વધી, તેમાંની ઉત્તમ સાહિત્યકૃતિઓ એક બીજાની ભાષામાં ઉતારવા પ્રયત્નો શરૂ થવા લાગ્યા હતા. આમ વિધવિધ બળોનું એકી-કરણ થતાં પ્રજામાં નવું ચેતન આવ્યું હતું. તેમની દષ્ટિમર્યાદા વિશાળ બની હતી. અને પાશ્ચાત્ય વિચારે તેમના માનસમાં અજબ પરિવર્તન આણી જે તે વસ્તુને શ્રદ્ધાપૂર્વક સ્વીકારી ન લેતાં, તેને બુદ્ધિની કસોટીએ ચઢાવ્યા બાદ તે ગ્રહણ કરવાનું શીખી. હિન્દની દેશી ભાષાઓમાં ગદ્યસાહિત્યની શરૂઆત હવે પછીથી જ થઈ. અને જુદી જુદી ભાષાઓનું સાહિત્ય–ગદ્ય તેમજ પદ્ય, ઇતિહાસ, નાટક, જીવનચરિત્ર, ધર્મ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર તેમજ સંશોધન વગેરે સાહિત્ય અને જીવનને સ્પર્શતાં, દરેક ક્ષેત્રમાં વિકાસ થતો ગયો. અને અત્યાર સુધી હિંદમાં જે સંસ્કૃત, વ્રજ અને પાલી ભાષા પ્રચલિત હતી, તે તો રહી, પણ તેની સાથે સાથે અંગ્રેજી, બંગાળી, હિન્દી, ઉર્દૂ, ગુજરાતી, મરાઠી, કાનડી, તામિલ, તેલુગુ અને મલાયલમ વિગેરે હિંદની બીજી ભાષાઓનો પણ આંગ્લ સાહિત્યના પરિચયથી તેમજ શાસ્ત્રીય અભ્યાસથી ઠીક ઠીક વિકાસ થતો ગયો. હિંદીઓ પોતાનું પ્રાચીનપણું વિવેકબુદ્ધિથી ત્યજી નવાં નવાં અને દેશકાળને અનુરૂપ એવાં આકર્ષક તત્વો ગ્રહણ કરવા લાગ્યા. અને હિંદની સર્વે દેશી

ભાષાના સાહિત્યમાં આંગ્લ સાહિત્યના ઉદાર તત્વો, એનું કળાદર્શન, એની ઐતિહાસિક દૃષ્ટિ, શાસ્ત્રીય અન્વેષણ ઇત્યાદિ તત્વો જાણ્યે અજાણ્યે પ્રવેશતા હતા. અને હિંદનાં સાંસ્કારિક જીવનના ઘડતરમા આંગ્ન સાહિત્યનો આ ફાળો કાંઈ નાનો સૂનો ન કહી શકાય

ઓગણીસમી સદીના છેલ્લા ત્રણ દાયકામાં હિંદની સામાન્ય સ્થિતિ આ પ્રકારની હતી. હિંદ દિવસે દિવસે પ્રગતિને પંથે પ્રયાણ કરતું જતું હતુ. બળવાની અસરો ભૂલાતી જતી હતી. તેનાથી ઉદ્ભવેલાં વૈમનસ્ય, કડવાશ, શંકા, અને અવિશ્વાસનાં પૂરો હવે ઊતરી ગયાં હતાં. હિંદનાં સદ્ભાગ્યે આ બધી કરૂણ સ્મૃતિઓનું વિસ્મરણ થતું જતું હતું. રાજાપ્રજા વચ્ચે એકદિલી થતી જતી હતી પ્રજાને બ્રિટિશ અમલમાં શ્રદ્ધા બેઠી હતી અને આ નવસ્થાપિત બ્રિટિશ અમલને હિંદની પ્રજા હર્ષ, સંતોષ અને આશ્ચર્યની ત્રિવિધ લાગણીથી જોઈ રહી હતી. હિંદનુ રાજકીય નભોમંડળ શરદઋતુની પૂર્ણિમા સમ નિરભ્ર હતુ. વિકટોરિયન યુગનાં જ્વલંત તત્વો હિંદીઓના જીવન-વ્યવહારમાં ધીમે ધીમે પ્રવેશી ચૂકયા હતાં મહારાણી વિકટોરિયાનો અમન જાહોજલાલીની પરકાષ્ઠાએ પહોંચ્યો હતો. પૌરસ્ત્ય તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિઓનું એકીકરણ સ્પષ્ટ રીતે નજરે પડતું હતુ. આવા શાંત અને સાનુકૂળ વાતાવરણમાં, ઇ. સ. ૧૮૮૦ના નવેમ્બર માસમાં, મદ્રાસ ઇલાકાના એક નાનકડા ગામમાં શ્રી.

ભિન્ન પ્રાંતો એકત્ર થવા લાગ્યા હતા. પ્રાંત પ્રાંત વચ્ચેનો સંબંધ વિસ્તરવા લાગ્યો તેમજ એક બીજા પ્રાંતનાં ભાષાસાહિત્યનો સંસર્ગ વધી, તેમાંની ઉત્તમ સાહિત્યકૃતિઓ એક બીજાની ભાષામાં ઉતારવા પ્રયત્નો શરૂ થવા લાગ્યા હતા. આમ વિધવિધ બળોનું એકી-કરણ થતાં પ્રજામાં નવું ચેતન આવ્યું હતું. તેમની દૃષ્ટિમર્યાદા વિશાળ બની હતી. અને પાશ્ચાત્ય વિચારે તેમના માનસમાં અજબ પરિવર્તન આણ્યું જે તે વસ્તુને શ્રદ્ધાપૂર્વક સ્વીકારી ન લેતાં, તેને બુદ્ધિની કસોટીએ ચઢાવ્યા બાદ તે ગ્રહણ કરવાનું શીખી. હિન્દની દેશી ભાષાઓમાં ગદ્યસાહિત્યની શરૂઆત હવે પછીથી જ થઇ. અને જુદી જુદી ભાષાઓનું સાહિત્ય—ગદ્ય તેમજ પદ્ય, ઇતિહાસ, નાટક, જીવનચરિત્ર, ધર્મ, વિજ્ઞાન, અર્થશાસ્ત્ર તેમજ સંશોધન વગેરે સાહિત્ય અને જીવનને સ્પર્શતાં, દરેક ક્ષેત્રમાં વિકાસ થતો ગયો. અને અત્યાર સુધી હિંદમાં જે સંસ્કૃત, વ્રજ અને પાલી ભાષા પ્રચલિત હતી, તે તો રહી, પણ તેની સાથે સાથે અંગ્રેજી, બંગાળી, હિન્દી, ઉર્દૂ, ગુજરાતી, મરાઠી, કાનડી, તામિલ, તેલુગુ અને મલાયલમ વિગેરે હિંદની બીજી ભાષાઓનો પણ આંગ્લ સાહિત્યના પરિચયથી તેમજ શાસ્ત્રીય અભ્યાસથી ઠીક ઠીક વિકાસ થતો ગયો. હિંદીઓ પોતાનું પ્રાચીનપણું વિવેકબુદ્ધિથી ત્યજી નવાં નવાં અને દેશકાળને અનુરૂપ એવાં આકર્ષક તત્વો ગ્રહણ કરવા લાગ્યા. અને હિંદની સર્વે દેશી

ભાષાના સાહિત્યમાં આંગ્લ સાહિત્યનાં ઉદાર તત્વો, એનું કળાદર્શન, એની ઐતિહાસિક દૃષ્ટિ, શાસ્ત્રીય અન્વેષણ ઇત્યાદિ તત્વો જાણ્યે અજાણ્યે પ્રવેશતાં હતાં. અને હિંદનાં સાંસ્કારિક જીવનના ઘડતરમાં આંગ્લ સાહિત્યનો આ ફાળો કાંઇ નાનો સૂનો ન કહી શકાય.

ઓગણીસમી સદીના છેલ્લા ત્રણ દાયકામાં હિંદની સામાન્ય સ્થિતિ આ પ્રકારની હતી. હિંદ દિવસે દિવસે પ્રગતિને પંથે પ્રયાણ કરતું જતું હતું. બળવાની અસરો ભૂલાતી જતી હતી. તેનાથી ઉદ્દભવેલાં વૈમનસ્ય, કડવાશ, શંકા, અને અવિશ્વાસનાં પૂરો હવે ઓસરી ગયાં હતાં. હિંદનાં સદ્દભાગ્યે આ બધી કરૂણ સ્મૃતિઓનું વિસ્મરણ થતું જતું હતું. રાજાપ્રજા વચ્ચે એકદિલી થતી જતી હતી. પ્રજાને બ્રિટિશ અમલમાં શ્રદ્ધા બેઠી હતી અને આ નવસ્થાપિત બ્રિટિશ અમલને હિંદની પ્રજા હર્ષ, સંતોષ અને આશ્ચર્યની ત્રિવિધ લાગણીથી જોઈ રહી હતી. હિંદનું રાજકીય નભોમંડળ શરદઋતુની પૂર્ણિમા સમ નિરભ્ર હતું. વિક્ટોરિયન યુગનાં જ્વલંત તત્વો હિંદીઓના જીવનવ્યવહારમાં ધીમે ધીમે પ્રવેશી ચૂક્યાં હતાં. મહારાણી વિક્ટોરિયાનો અમલ જાહોજલાલીની પરકાષ્ઠાએ પહોંચ્યો હતો. પૌરસ્ત્ય તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિઓનું એકીકરણ સ્પષ્ટ રીતે નજરે પડતું હતુ. આવા શાંત અને સાનુકૂળ વાતાવરણમાં, ઇ. સ. ૧૮૮૦ના નવેમ્બર માસમાં, મદ્રાસ ઇલાકાના એક નાનકડા ગામમાં શ્રી.

પટ્ટાભીનો જન્મ થયો હતો. માતાપિતા માટે આ પ્રસંગ ગૌરવનો, ગર્વનો તથા હર્ષનો હતો. આ પ્રસંગ હિંદની સ્વતંત્રતાના ઇતિહાસમાં અતિ મહત્વનો છે એટલું જ નહિ પણ બોધદાયી છે કારણ કે એક સાધારણ સ્થિતિનો છતાં મહત્વાકાંક્ષી, સિદ્ધાંતવાદી, બુદ્ધિશાળી, સ્વમાની, નિઃસ્પૃહી તથા સ્વદેશભક્તિના જ્વલંત રંગે રંગાયેલ તેજસ્વી યુવક જો ધારે તો જીવનમાં શું શું મેળવી શકે છે તેમજ રાજા પ્રજા બન્નેમાં કેવી રીતે એકધારી લોકપ્રિયતા જાળવી શકે છે એટલું જ નહિ પણ હિંદની ભવિષ્યની પ્રજા સમક્ષ આદર્શ અને જ્વલંત પરંપરાનો કેવો મહામૂલો વારસો મૂકે છે તેનું જીવંત અને જ્વલંત ઉદાહરણ છે.

# પ્રકરણ ૨ જું

## બાળપણ

**શ્રી.** પટ્ટાભી સીતારામૈયાનો જન્મ આંધ્રના, ઉત્તર સરકાર જીલ્લાના ગોંડુગોલુ ગામમાં થયેલો. એમની ઘરની અવસ્થા છેક ગરીબ. માંડમાંડ બે ટંક ખાવાનું નીકળે એવી કરુણ હાલત. એઓ કુટુંબમાં ત્રીજા. એમનાથી મોટી બે બહેનો ને એક ભાઈ. ગરીબ ઘરમાં જન્મ થવા છતાં, પુત્રજન્મનો ઉત્સવ મનાવેલો. 'આવ્યા છો તો અમર થઈને રહો' એવી સ્થિતિ. કુટુંબજીવનની મુશ્કેલીઓ ગળગૂથીમાંથી જ એમને મળેલી. એમનું ઘર એટલે સાધારણ ખોરડું. એને ભાગ્યે ઘર કહી શકાય.

આમ છતાં પટ્ટાભી જેમ તેમ, મોટા થયા. ઘરની અવસ્થા એ વર્ષોમાં કંઈ સુધરી નથી. ઊલટી બગડી એમ કહીએ તો કંઈ ખોટું નહીં. એમની સ્થિતિ આવી તેમાં પિતાની માંદગી આવી. ઘરમાં કમાનારા

એઓ એકલા જ. પણ વસમા દિવસો કાઢ્યા. માંદગીમાં દવા કરવા પૂરતા પૈસા નહિ. તોયે એમના કાકાએ સારી જેવી સહાય કરી. ને ઘરનુ નાવ આગળ ચલાવ્યું. પણ જમદેવ ઘરને આંગણે આવીને ઊભો રહ્યો. એ પાછો જાય એમ હતું નહિ. એ તો આવ્યો હતો એમના પિતાને સાથે લઇ જવા. ને એણે શિકાર ઝડપ્યો. પટ્ટાભીએ પિતાને ગુમાવ્યા. ઘરમાં હાહાકાર વર્તી ગયો. ચાર નાનાં બાળકો, ઘરમાં કોઇ મોટી વયનું રહ્યું નહિ. એમની મા તે તો બિમાર સ્ત્રી અને તે પણ હવે તો વિધવા. એટલે રીતરિવાજો બધાય પાળવા પડે. એમાંથી ઉગરવાનો આરો નહિ. માથે ચાર છોકરાંઓનો ભાર, ઘરમાં શ્રાદ્ધ વગેરે માટે પણ મુસીબત. કુટુંબની ઉપર જાણે વજ્ર તૂટી પડયું. એમના કાકા પણ ત્યાં હાજર હતા. એમની સ્થિતિ પણ એવી કંઈ સારી નહોતી. એ પણ બિચારા રંક હતા. એમણે પટ્ટાભીના પિતાની ઉત્તરક્રિયા માટે પોતાની પાસેથી પૈસા આપ્યા. ને એ રીતે ઉત્તરક્રિયા તો થઈ. હવે શું ? ચાર વર્ષની વયે નાના પટ્ટાભીએ આવો ભીષણસંગ્રામ જોયો. જાણે જીવનનો મોટો જંગ જે ભવિષ્યમાં આવનાર હતો તેની એ આગાહી ન કરાવતો હોય !

ઉત્તરક્રિયા થઈ. સ્વજનો શોકને અંગે, આશ્વાસન આપવા ભેગાં થયાં ને વિખેરાયાં. હવે ભાવિ શું ? બાળકોનો અભ્યાસ ગામમાં થઈ શકે એમ હતું નહિ. પટ્ટાભીની

માતાને હવે જો ગામમાં રહે તો બહુ કડક શોક પાળવો પડે એમ હતું. વળી, બધાં છોકરાં નાનાં. કોઈ મરદ વડીલ નહિ. અને જો ગોંડુગોલુમાં રહે તો છોકરાંઓની સંભાળ રાખવાનું શકય નહોતું. કારણ એમની માથી તો બહાર નીકળાય એમ હતું નહિ. ને છોકરાંઓને માટે બહાર નીકળવું પડે એમ હતું. વળી પટ્ટાભીના પિતા મૃત્યુ પામ્યા એટલે હવે ગામમાં રહેવાનું ખાસ કશું પ્રયોજન પણ ન હતું. જરૂર પણ નહોતી. એવે ઠેકાણે જવાની જરૂર હતી કે, જ્યાં પટ્ટાભીને તથા એમના ભાઈબહેનને શિક્ષણ મળે એવી બધીય સગવડ હોય. પાસે જ ઇલોર ગામ હતુ, જ્યા શિક્ષણ આપી શકાય. પણ ઇલોર તો રહ્યુ મોટું ગામ, કુટુંબનું પોષણ કયાંથી થાય? એ માટે પૈસાની શી વ્યવસ્થા? પટ્ટાભીની માતાથી કંઈ થોડી નોકરી થવાની હતી? એ વખતે એમના કાકા વહારે ધાયા. બધીય મૂંઝવણ ટાળવા એમણે દર મહિને સાડા સાત રૂપિયા મોકલવાનું વચન આપ્યું. આપણને આજે વિચારતાં મૂંઝવણ થાય કે ચાર ભાઈ બહેન અને મા એમ પાંચ માણસનું કુટુંબ, મહિને સાડાસાત રૂપિયામાં પોષવાનું! પાછાં છોકરાં ભણતાં. એ તે શી રીતે થઈ શકે? પણ પટ્ટાભીનાં માતુશ્રી આમ તો પાછાં વિશેષ કુનેહવાળાં હતા. એમણે જેઠની મદદનો સ્વીકાર કર્યો. ને એ કુટુંબ ઉત્તરક્રિયાથી પરવારી ગોંડુગોલા છોડી ઇલોરમાં આવી વસ્યું.

## પ્રકરણ ૩ જું.

### કેળવણી

ઇલોરમાં આવીને રહ્યા તો ખરા, પણ, જીંદગી તો અહીં ગુલાબની સેજ નહોતી. એ તો હતી કાંટાની વાડ. પટ્ટાભીને નિશાળે મૂક્યા તો ખરા પણ ન ચોપડાંનું ઠેકાણું, ન વાંચવા માટેની કશી સગવડ, ને એમાંથી ઉગરવાનો આરો નહોતો. જો એક ટંક ભૂખ્યા રહે તો જ બધાં છોકરાંથી ભણાય એમ હતું. કપડાં, ખોરાક, રહેઠાણ દરેક વસ્તુ એ કુટુંબને માટે એક મોટી શમસ્યા હતી. દરરોજ એમ થતું કે આજનો દિવસ તો જાણે અમે એમ ં કાઢ્યો પણ આવતી કાલે શું થશે? પરંતુ આ મુસીબતો નાના પટ્ટાભીને એક મોટા આશીર્વાદ રૂપ હતી. આશીર્વાદ એટલા માટે, કે આ

મુસીબતોમાંથી માર્ગ કેમ કાઢવો તેની તાલીમ નાનપણથી જ આ બાળકને મળી અને મળતી રહી. એને માટે મુસીબતોનો સામનો કરવાનું જરા પણ મુશ્કેલ બન્યું નહિ. એઓ મુસીબતોથી ટેવાયા.

આ નાના છોકરાને માટે શરૂઆતથી મુસીબતો આવી પણ એમાથી રસ્તો એણે કાઢવા માંડયો. એ બાળક તરીકે ઘણા હોશિયાર હતા. નિશાળમાં પણ પોતાની બુદ્ધિપ્રતિભાને લીધે તુરત જ શિક્ષકે કહેલું ગ્રહણ કરવાની એમની શક્તિશાળીતાને લીધે, એમની ઉપર શિક્ષકોની તેમજ અન્ય વિદ્યાર્થીઓની ચાહના વધવા માંડી. એઓ પુસ્તક એકાદ બે દિવસ માટે ઉછીનું લેતા, અને રાતે જાગીને, બે ત્રણ દિવસમાં એ વાંચીને પાછુ આપી દેતા, ને એ રીતે વગર ચોપડાએ એમણે અભ્યાસ શરૂ કર્યો. મુશ્કેલી ફકત પુસ્તકોના અભાવની નહોતી. પરંતુ, સ્લેટ, પેન, વગેરેની પણ હતી. ને આથી ઘણી વાર પટાવાને અન્ય વિદ્યાર્થીઓના ઓશિયાળા રહેવું પડતું. છતાં આ નાનો બાળક સ્વાભિમાની પણ ખૂબ હતો. એ ગમે તેની આગળ પુસ્તકો માગતો નહિ, પરંતુ, જ્યાંથી પુસ્તક મળે એમ છે,/જે વિદ્યાર્થી ભાવુક હોય તેની પાસેથી જ માગતા. ને એમને પણ નિરર્થક કોઈનો પાડ ચઢાવવો ગમતો નહિ. એટલે એઓ જેની પાસેથી પુસ્તકની અથવા પાટીપેનની મદદ લેતા તેને કંઈ કંઈ શીખવતા. તેની મુસીબતો દૂર કરતા. ને એ રીતે, આ

વિદ્યાર્થી જોતજોતામાં પોતાના સહાધ્યાયીઓનો શિક્ષક પણ બન્યો. અને આ તરકીબથી કોઇનો પાઠ ચઢતો નહોતો એટલું જ નહિ પણ કોઈની શેહમાં ખોટી રીતે તણાવાનું પણ રહેતું નહોતું.

ને આમ પટ્ટાભીનો અભ્યાસ ચાલવા માંડયો. આસાનીથી પરીક્ષામાં એમનો નંબર અવશ્ય પહેલો જ રહેતો. શિક્ષકો પણ એમની પર ખૂબ મુગ્ધ હતા. તેઓ એમને બધા પ્રકારની મદદ કરતા. પટ્ટાભી પણ એમને પોતાની અભ્યાસ વિષયક મુશ્કેલીઓ જણાવતા. એમ દિવસો, વર્ષો વીતતાં ચાલ્યાં. પટ્ટાભીએ શિક્ષણમાં સ્વાવલંબી બનવા માંડયું. શાળામાંથી એમને ઇનામો ને છાત્રવૃત્તિ મળતા ગયાં. અને એ વિષે પોતાની ચિંતામાંથી એમની માતાને એઓ મુક્ત કરતા ગયા.

એમ કરતાં મેટ્રીકનું વર્ષ આવ્યું. મેટ્રીકના વર્ષમાં ઘરમાં માતાનો મંદવાડ આવ્યો. માતાની ચાકરી કરવાની, અભ્યાસ જારી રાખવાનો અને ઘરના કામમાં મદદ કરવાની. આમ ત્રિવિધ ઉપાધિથી પટ્ટાભી લગભગ રહેંસાઈ ગયા. છતાં આ બાળક હિંમત હારે એમ નહોતો. એમની આ વર્ષની કારકિર્દી પર એમના ભવિષ્યનો આધાર હતો, તે એ સારી રીતે જાણતા હતા. આ વર્ષે જો એઓ સારી કક્ષામાં પરીક્ષા પાસ કરે, છાત્રવૃત્તિ મેળવે, તો જ આગળ અભ્યાસ કરી શકાય એમ હતું. કારણ મેટ્રીક પછીના અભ્યાસ

માટે તો રૂપિયાની કોથળી તૈયાર જોઇએ, જ્યારે પટ્ટાભી પાસે તો કોથળી ભરાય એટલી કોડીઓ પણ નહોતી. એટલે આ વર્ષ એમને માટે કસોટીનું વર્ષ હતું. એમની બધી શક્તિઓ કેન્દ્રિત કરવાનો આ મોકો હતો. ને એઓ પાછા ન પડયા. શિક્ષકોની મદદ લેતા, ઉજાગરા કરતા, માતાની સેવા કરતા ને તનતોડ અભ્યાસ કરતા. એમના કાકા પણ અવારનવાર આ બુદ્ધિશાળી ભત્રીજાને મદદ કરતા રહેતા. પરીક્ષા આવી, પટ્ટાભીને સદ્દભાગ્યે માતાની તબિયત પણ એમની સેવાને પ્રતાપે સુધરી હતી. એટલે એક ચિંતા ઓછી થઈ હતી. વાંચવાનો સમય મળ્યો. પટ્ટાભીનાં પેપરો સારાં ગયાં ને એઓ પ્રથમ વર્ગમાં પાસ થયા. એમને ત્રણ શિષ્યવૃત્તિઓ મળી, એટલે હવે, આગળ માટેની સગવડ પોતે જ કરી લીધી. પોતે સ્વાવલંબી બન્યા.

હવે કોલેજમાં જવાનું હતું. ઇલોરમાં તો કોલેજ નહોતી. એટલે કુટુંબ રહ્યું ઇલોરમાં ને પટ્ટાભી પાસે જ મસલીપટ્ટમની સી. એમ. એસ. નોબલ કોલેજમાં જોડાયા. ત્યાં હોસ્ટેલમાં રહેવાનું ને ભણવાનું. એને માટે છાત્રવૃત્તિઓ પૂરતી નહોતી. એમનો બધો ખર્ચો એમાંથી નીકળે એમ નહોતું. ખાવાપીવાનો, કપડાંલત્તાંનો, અભ્યાસ ને પુસ્તકોનો, બધો ખર્ચ કયાંથી નીકળે ? એઓ કરકસર તો ખૂબ કરતા, છતાં પહોંચી વળાતું નહોતું. પણ એવામાં એ કોલેજમાં એમને શ્રી. વ્યંકટરત્નમ નાયડુની ઓળખાણ થઈ. શ્રી. વ્યંકટ-

રત્નમ નાયડુ એમના પ્રાધ્યાપક થાય. મહિના એકમાં જ વ્યંકટરત્નમે પટ્ટાભીમાં રહેલા મહાપુરુષને પિછાની લીધો. એમની શક્તિને પિછાની. એમને સાહજિક આ છોકરા તરફ પ્રેમ ઉદ્ભવ્યો. ને એમણે મમતાથી પટ્ટાભીની જોડે સંપર્ક સાધ્યો. એ સંપર્ક દિન-પ્રતિદિન ગાઢ બનતો ગયો. પટ્ટાભીની સ્થિતિ પણ એમણે જાણી લીધી ને એમણે દર મહિને પટ્ટાભીને આર્થિક સહાય કરવા માંડી પટ્ટાભીએ ઘણી ના કહી પણ વ્યંકટરત્નમ શાના માને ? ને માત્ર આર્થિક સહાય જ નહિ પણ પટ્ટાભીના માનસિક વિકાસમાં પણ આ સજ્જને ઘણો ફાળો આપ્યો. પટ્ટાભીને એઓ કયા પુસ્તકો વાચવા તેની વારવાર સલાહ આપતા, સૂચનાઓ આપતા. પટ્ટાભી એ પુસ્તકો વાંચતા, ને પછી ગુરુશિષ્ય એ વિષે ચર્ચા કરતા. ને એ રીતે વિવિધ વિષયોનું જ્ઞાન એમને મળ્યું. વસ્તુત મસલીપટ્ટમમા કોલેજના કરતા કોલેજના આ પ્રાધ્યાપક મહાશય જ પટ્ટાભીના જીવન ને સંસ્કારના ઘડવૈયા હતા.

એક તો બુદ્ધિપ્રતિભા, બીજો ખંત અને ત્રીજુ વ્યંકટરત્નમ જેવા ગુરુની સક્રિય મદદ પછી પૂછવું શુ ? કોલેજની પરીક્ષામા પટ્ટાભી પ્રથમ આવ્યા. વ્યંકટરત્નમે જોયું, કે આ વિદ્યાર્થી મસલીપટ્ટમ કરતા મદ્રાસમાં વધ રે દીપી ઊઠશે, એટલે એમણે પટ્ટાભીને એમની બી એ. ની પદવી માટે મદ્રાસમાં અભ્યાસ કરવા જણાવ્યું. અને સાથે સાથે મદ્રાસમાં બધા ખર્ચાની

વ્યવસ્થા પોતે કરશે એટલું જ નહિ પણ મદ્રાસમાં પોતાના ઘણા મિત્રો છે અને તેમની દ્વારા કશી મુશ્કેલી વિના આસાનીથી પટ્ટાભી અભ્યાસ કરી શકશે એમ જણાવ્યું. પટ્ટાભી સંમત થયા. વ્યંકટરત્નમે ભલામણ ચિઠ્ઠીઓ આપી. કૉલેજમાં પ્રવેશ માટે બધો બંદોબસ્ત કર્યો. ને, પટ્ટાભી મદ્રાસની જાણીતી ક્રિશ્ચિયન કૉલેજમાં જોડાયા. કૉલેજમાં એમને છાત્રવૃત્તિ પણ મળી ને એમને વિકાસ માટે મોકો પણ સારો મળ્યો.

મદ્રાસ એમને અનેક રીતે ફળદાયી નીવડયું. મદ્રાસમાં એમને બે સારી મૈત્રીઓ બંધાઈ. એક હનુમંતરાવ ને બીજા કૃષ્ણારાવ. આ બન્નેમાં દેશદાઝ હતી. એટલે દેશ માટેની અણબૂઝ દાઝ, વતન માટે કંઈ પણ કરવાની તમન્ના એ બધું આ ત્રણમાં હોવાને લીધે, એમના આદર્શો, વિચારો, ભાવનાઓ બધું સમાન હોવાને લીધે, એ મૈત્રી ખૂબ ગાઢ બની. પટ્ટાભીના જીવનઘડતરમાં આ મિત્રોએ ઘણો અગત્યનો ને મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. આ બન્ને મિત્રો પણ આંધ્રના હતા. આજે આંધ્ર પ્રાંતના વ્યક્તિત્વ ઘડતરમાં આ ત્રણે પુરુષોએ ખૂબ મહત્ત્વનો ભાગ ભજવ્યો છે. હનુમંતરાવ દ્રષ્ટા હતા, ફિલસૂફ હતા, એટલે એઓ મહાન શિક્ષણશાસ્ત્રી બન્યા. કૃષ્ણરાવ પ્રચારક બહુ સારા હતા. એટલે એઓ બન્યા પત્રકાર અને પટ્ટાભીમાં આ બન્નેના ગુણોનો સમન્વય થયો હતો એટલે એઓ બન્યા રાજકીય પુરુષ. એ બન્ને મિત્રો તો

આજે મૃત્યુ પામ્યા છે, પણ એમનાં સ્મરણચિહ્નો મૂકતા ગયા છે.

પટ્ટાભી બી. એ. થયા. તે પણ પ્રથમ વર્ગમાં. હવે ભવિષ્યનો વિચાર કરવાનો નહોતો. કારણ કે પટ્ટાભી અહીં એક બીજા વ્યંકટરત્નમના સંપર્કમાં આવ્યા. એ શ્રી ગંજમ વ્યંકટરત્નમ પંતલુ મદ્રાસના રાજકીય જીવનમાં એઓ અગ્રસ્થાન ભોગવતા હતા. કોંગ્રેસના રમેશચંદ્ર દત્ત જેવા નેતાઓ એમની સલાહ લેતા હતા. મદ્રાસની ધારાસભાના એઓ સભ્ય. વ્યંકટરત્નમને આ યુવક ગમ્યો. સંપર્ક ગાઢો બનતો ગયો. એમણે પટ્ટાભીને જાહેરજીવનની તાલીમ આપવા માંડી પટ્ટાભીએ એ રીતે જાહેરજીવનમાં ઝૂકાવવા માંડ્યું. ને એ યુવકની પ્રકૃતિ, કુશાગ્રબુદ્ધિ, ચપળતા, તમન્ના એ બધું વ્યંકટ-રત્નમને એટલું બધું ગમી ગયુ કે એમણે પોતાની દીકરીનો વિવાહ પટ્ટાભીની જોડે કર્યો. અને, પટ્ટાભીને બી. એ. થયા પછી તબીબી કોલેજમાં પણ મોકલ્યા. એ તબીબી અભ્યાસનો આખો ખર્ચ એમણે ઉપાડયો. પટ્ટાભીનાં લગ્ન થયાં. ને મેડિકલ કોલેજમાં એમણે અભ્યાસ સસરાની છત્રછાયા નીચે શરૂ કર્યો. ને મદ્રાસ મેડિકલ કોલેજમાંથી દાક્તર થઇને બહાર આવ્યા. આ રીતે પટ્ટાભીની વિદ્યાર્થીજીવનની સફળતા માટે એમના ગુરુ અને સસરા જવાબદાર છે.

પોતાને બળે, એકલે હાથે, પટ્ટાભીએ ઉચ્ચ શિક્ષણ

લીધું. એની જગ્યાએ બીજો કોઈ હોત તો માંડમાંડ મેટ્રીકથી આગળ ગયો હોત અથવા એટલે સુધી પણ ગયો નહોત. જે માનવી પોતાના પગપર ઊભો રહેવા ચાહે છે ને સચ્ચાઇથી મહેનત કરે છે તેને ઇશ્વર સહાય્ય કરે છે એનો જીવંત દાખલો પટ્ટાભી છે.

પરીક્ષાઓમાં બેસીને, અને, પ્રોફેસરોની મદદથી. ને એ રીતે એઓ પોતાના શિક્ષણમાં સ્વાવલંબી રહેલા. એક દૃષ્ટિએ જોઇએ તો કુટુંબ પ્રત્યેનું એમનું એ રીતનું ઋણુ નહોતું. છતાં, કુટુંબ પ્રત્યેની એમની ધાર્મિક ફરજ હતી. જે ફરજ પોતે શિક્ષણ લેતા હતા તે દરમ્યાન એઓ પૂર્ણપણે અદા કરી શકેલા નહિ તેનું ભાન એમને સતત રહ્યાં જ કરતું હતું. એથી ઘણીવાર તો પોતાને મળતા પૈસામાંથી ઘણી જ કરકસર કરીને, કયારેક પેટે પાટા બાંધીને પણ એઓ બચાવતા અને જરા પણ બચત થતાં એઓ પોતાને ઘેર પોતાની માતાને પૈસા મોકલી આપતા. એટલે એઓ કુટુંબ પ્રત્યેની પોતાની ફરજ એ સંજોગોમાં જે રીતે અદા કરી શકાય તે રીતે તો કરતા જ હતા. પણ પરીક્ષા થયા પછી, અને હવે હાથમાં એક સ્વતંત્ર ધંધો આવ્યા પછી પ્રથમ તો કુટુંબનો જ વિચાર કરવાનો હતો. તેમાં વળી લગ્ન થતાં એમની જવાબદારી સારા પ્રમાણમાં વધેલી. પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં, એમના સસરાએ મદ્રાસમાં જ રહેવાનો અને મદ્રાસમાં દાક્તરી શરૂ કરવાનો એમને આગ્રહ કર્યો. પરંતુ, એમાં કેટલીક મુસ્કેલીઓ હતી. પ્રથમ તો મદ્રાસમાં રહેવાથી મોટા ખર્ચો વેઠવો પડે. અને શરૂ-આતમાં એમને એ ખર્ચો પોષાય એમ હતું નહિ. કારણ કે એમને એઓ સાત વર્ષના થયા ત્યાં સુધી એક પહેરણ-

## પ્રકરણ ૪ થું

### ડાક્તરી જીવન અને પલટો

પટ્ટાભીને એમના સસરા વ્યંકટરત્નમની સહાયથી તમીબી પદવી મળી અને તે પણ ઘણી ઉચ્ચ શ્રેણીમાં. હવે એમને માટે માર્ગ તો સ્પષ્ટ જ હતો. અને તે એમની કુટુંબની ગરીબી હાલતમાંથી કુટુંબનો પોતાની જાતકમાઇથી ઉદ્ધાર કરવાનું. કુટુંબની જવાબદારી જબરી હતી. કુટુંબમાં દેવું પણ સારી પેઠે થયેલું. નહિ તો, આટઆટલા કુટુંબીઓનો નિર્વાહ માત્ર સાત રૂપિયા પર તે શી રીતે થઈ શકે? તેમાં વળી છોકરાંઓનું શિક્ષણ. જો કે પોતાના શિક્ષણનો બધો બાર પટ્ટાભીએ પોતે જ ઉપાડી લીધેલો, અને તે પણ વિશેષે કરીને છાત્રવૃત્તિઓ મેળવીને, ઇનામી હરિફાઈ જેમાં હોય એવી

પરીક્ષાઓમાં બેસીને, અને, પ્રોફેસરોની મદદથી. ને એ રીતે એઓ પોતાના શિક્ષણમાં સ્વાવલંબી રહેલા. એક દૃષ્ટિએ જોઇએ તો કુટુંબ પ્રત્યેનું એમનું એ રીતનું ઋણ નહોતું. છતાં, કુટુંબ પ્રત્યેની એમની ધાર્મિક ફરજ હતી. જે ફરજ પોતે શિક્ષણ લેતા હતા તે દરમ્યાન એઓ પૂર્ણપણે અદા કરી શકેલા નહિ તેનું ભાન એમને સતત રહ્યાં જ કરતું હતું. એથી ઘણીવાર તો પોતાને મળતા પૈસામાંથી ઘણી જ કરકસર કરીને, કયારેક પેટે પાટા બાંધીને પણ એઓ બચાવતા અને જરા પણ બચત થતાં એઓ પોતાને ઘેર પોતાની માતાને પૈસા મોકલી આપતા. એટલે એઓ કુટુંબ પ્રત્યેની પોતાની ફરજ એ સંજોગોમાં જે રીતે અદા કરી શકાય તે રીતે તો કરતા જ હતા. પણ પરીક્ષા થયા પછી, અને હવે હાથમાં એક સ્વતંત્ર ધંધો આવ્યા પછી પ્રથમ તો કુટુંબનો જ વિચાર કરવાનો હતો. તેમાં વળી લગ્ન થતાં એમની જવાબદારી સારા પ્રમાણમાં વધેલી. પરીક્ષામાં ઉત્તીર્ણ થતાં, એમના સસરાએ મદ્રાસમાં જ રહેવાનો અને મદ્રાસમાં દાક્તરી શરૂ કરવાનો એમને આગ્રહ કર્યો. પરંતુ, એમાં કેટલીક મુશ્કેલીઓ હતી. પ્રથમ તો મદ્રાસમાં રહેવાથી મોટો ખર્ચો વેઠવો પડે. અને શરૂઆતમાં એમને એ ખર્ચો પોષાય એમ હતું નહિ. કારણ કે એમને એઓ સાત વર્ષના થયા ત્યાં સુધી એક પહેરણભેર ચલાવવું પડેલું. પહેરણ મેલું થતાં એને ધોઈ, સૂકાય ત્યાં, સુધી લંગોટીમાં ફરવું પડતું એ સ્થિતિને

એઓ જરાપણ વિસર્યા નહોતા. એ સ્થિતિમાંથી એમના કુટુંબીઓને તાત્કાલિક મુક્ત કરવાની એમની આંતરિક પ્રબળ ઇચ્છા હતી. એ કારણથી, મદ્રાસમાં એમણે પ્રેક્ટીસ કરવાની નાપસંદગી બતાવી. બીજું મદ્રાસમાં હરિફાઇ પણ બહુ જબરી. ત્યાં વિલાયત જઈ આવેલા મોટા મોટા ડીગ્રીધારી દાક્તરો જોડે હરિફાઇમાં ઉતરવાની એમની મરજી નહોતી ત્રીજું, મદ્રાસમાં રહેવાથી એમને એમના સસરાની શેહમાં તણાવું પડે. એમની પોતાની સ્વતંત્ર વિકાસની શક્યતા બહુ ઓછી રહે તે એમને ગમતું નહોતું. સસરા પાસેથી જે ગુણો ગ્રહણ કરવા જેવા હતા તે સર્વે એમણે ગ્રહણ કર્યા. જાહેરજીવનમાં ઊંડો રસ લેવાની શરૂઆત કરી અને રાજકીય જીવનની આંટીઘુંટીઓ સમજી લીધી. હવે પોતે સસરાના જમાઈ તરીકે ઓળખાવા કરતાં, પોતે કંઈ એવું કરી બતાવે કે પોતે સ્વતંત્ર રીતે 'સર્વે'નું લક્ષ કેન્દ્રિત કરે એવા કંઈ થવાની એમની તમન્ના હતી. એટલે એ રીતે પણ સસરાના ગામમાં રહેવું એમને યુક્ત લાગ્યું નહિ. હવે મદ્રાસ પછી એમને એવું ગામ પસંદ કરવાનું રહ્યું, કે, જ્યાં એમની સારી એવી ઓળખાણ હોય, જ્યાં હરિફાઈ તીવ્ર ન હોય, જ્યાં ધંધો વિકસાવવાની પૂરેપૂરી શક્યતા હોય, ને, જ્યાં એમના રાજકીય ને સમાજિક જીવનને પણ ખીલવવાનો અવકાશ મળી રહે. એમણે પોતાની મૂંઝવણ એમના સુરબ્બી ને પ્રાધ્યાપક શ્રી. વ્યંકટરત્નમને જણાવી, એમણે

બધી દષ્ટિએ વિચાર કરીને મસલીપટ્ટમ પર પસંદગી ઉતારી. મસલીપટ્ટમમાં પ્રોફેસર સાહેબની ઓળખાણ પિછાન ખૂબ હતી. એમની લોકપ્રિયતા ઘણી હતી, એટલે મસલીપટ્ટમમાં આવતાંવેંત સારી જેવી કમાણીની જવાબદારી એમણે પોતાને શિરે લીધી. અને પટ્ટાભીને વિના વિલંબે મસલીપટ્ટમ આવી જવા કહ્યું. અને તે માટેની બધી સગવડ પોતે કરશે એ જાતની બાંયધરીઆપી.

ને પટ્ટાભીએ એમના મુરબ્બી પ્રોફેસરની સલાહ માની, અને મસલીપટ્ટમમાં એમનો દાક્તરી ધંધો શરૂ કર્યો. ૧૯૦૬ની સાલમાં એમણે પોતાનું દવાખાનું ખોલ્યું. એમની પોતાની હોશિયારીથી ને પ્રોફેસરની સહાય્યથી એમની કમાણી સારી થવા માંડી. ઘરના માણસોને ઘણા વખત પછી સુખના દિવસોનો અનુભવ થવા માંડ્યો

ડૉ. પટ્ટાભીને એમના સસરાના પાસથી જાહેરજીવનનો રંગ લાગ્યો હતો. એ જમાનો એટલે હિન્દમશહૂર બંગભંગનો જમાનો. બંગાળામાં સ્વદેશી આંદોલને જોર પકડ્યું હતું. એના પડઘા દેશભરમાં પડતા હતા. પટ્ટાભી પણ એ રંગે રંગાયા. સ્વદેશી આંદોલનમાં પોતે પણ કંઈ કરવું જોઈએ એવી એમને તમન્ના જાગી. એમણે દેશી વસ્તુનો ઉપયોગ કરવા માંડ્યો અને પ્રચાર પણ કરવા માંડ્યો. દાક્તરના ધંધામાં પણ એઓ ગરીબને વિના મૂલ્યે દવા આપતા. આથી એમની લોકપ્રિયતા જોતજોતામાં ઠીક જામી ગઈ.

પટ્ટાભીને લાગ્યું કે, અત્યારનું આપણું જે શિક્ષણ છે, એ આપણી ગુલામીની ભાવનાને પોષનારું છે. એ શિક્ષણ રાષ્ટ્રીય નથી પણ, રાષ્ટ્રભાવનાને ઉચ્છેદક છે. નવી પેઢીમાં જો રાષ્ટ્રભાવના જાગૃત કરવી હોય તો, એમને યુનિવર્સિટી કે સરકારનો અંકુશ જેની પર ન હોય એવું શિક્ષણ આપવું જોઈએ. એ દષ્ટિએ એમણે મસલીપટ્ટમમાં આંધ્રના અનેક મહાપુરુષો જોડે ચર્ચા કરી, પોતાની ભાવના મૂર્ત કરવા સક્રિય પગલાં ભરવા માંડયા. વર્ષો જતા ગયાં તેમ તેમ એમની ભાવના વિશેષ અને વિશેષ જોર પકડતી ગઈ અને આખરે ૧૯૧૦માં એમના આ અથાગ પ્રયત્નનું શુભ પરિણામ આવ્યું ને 'આંધ્ર જાતિય કલાશાળા' નામની એક મોટી કેળવણી સંસ્થાની સ્થાપના થઈ. આ સંસ્થા શુદ્ધ રાષ્ટ્રીય કેળવણી આપનારી પહેલી સંસ્થા હિંદમાં હતી. આ સંસ્થાને યુનિવર્સિટી કે સરકાર જોડે કશી નિસ્બત કે કશો સંબંધ નહોતો આ સંસ્થા ઉચ્ચ કેળવણી માટે હતી. એ દષ્ટિએ વિચારતા ગુજરાત વિદ્યાપીઠ, ટિળક વિદ્યાપીઠ, રાજેન્દ્રબાબુની બિહાર વિદ્યાપીઠ, વગેરે રાષ્ટ્રીય સંસ્થાઓની આ સંસ્થા ઘણી પુરોગામી અને માર્ગદર્શક કહી શકાય.

આ રીતે જાહેરજીવનમાં ધંધાની સાથોસાથ એમણે ઝંપલાવ્યું. એમને આ સંસ્થાનો જેમ જેમ અનુભવ થતો ગયો તેમ તેમ રાષ્ટ્રીય શિક્ષણના ભાવનાનો નકશો વધુ સ્પષ્ટ થતો ગયો. રાષ્ટ્રીય શિક્ષણની જરૂરિયાત

એમને વધુ મહત્વની લાગતી થઈ. ને, પરિણામે ૧૯૧૨માં એમણે પોતાના રાષ્ટ્રીય શિક્ષણ વિષેના વિચારો વ્યકત કરતું "નેશનલ એજ્યુકેશન" નામનું અભ્યાસપૂર્ણ પુસ્તક લખ્યું. આપણી રાષ્ટ્રીય અસ્મિતા, એજ અરસામાં જાગૃત થઈ હતી. એ જ અરસામાં બંગભંગના યુદ્ધમાં સરકાર ઉપર ક્રાન્તિવાદીઓએ બંગાળના ભાગલા રદ કરાવીને વિજય મેળવ્યો હતો, એટલે આપણી રાષ્ટ્રીયતાનું ભાન દેશને થવા માંડયું હતું. આપણે પણ જો સંગઠિત થઈએ તો આવી લોખંડી સલ્તનતને પણ હલાવી શકીએ છીએ તેવું ભાન પહેલીવાર આપણા રાષ્ટ્રને થયું. રાષ્ટ્રની આ જાગૃતિ, રાષ્ટ્રીય ભાવનાનું ઉત્થાન અને એનો વિજય પટ્ટાભીના હૃદય ઉપર ખૂબ અસર કરી ગયો. ને પરિણામે પટ્ટાભીએ 'ઈન્ડીયન નેશનેલીઝમ' નામનું પુસ્તક લખ્યું. આમ પટ્ટાભીએ માત્ર ઊર્મિના પ્રેર્યા જ નહિ પરંતુ, બુદ્ધિથી પ્રેરાઈને પણ રાષ્ટ્રીય આંદોલનમાં જંપલાવ્યું.

આ વર્ષો દરમ્યાન પટ્ટાભી કોંગ્રેસના અધિવેશનોમાં પણ સક્રિય ભાગ લઇ રહ્યા હતા. આંધ્ર પ્રાંતના રાષ્ટ્રીય ઉત્થાનમાં એમણે મોટો ફાળો આપ્યો હતો. એમને જેમ જેમ રાષ્ટ્રીય કાર્યમાં એઓ વિશેષ અને વિશેષ રસ લેતા ગયા તેમ તેમ લાગતું ગયું કે આપણા પ્રાંતોની જે રચના હતી, તે તો અંગ્રેજોએ પોતાના વહીવટી સગવડ ખાતર કરી હતી. એમાં આપણી

કોઈ સમગ્ર ગણ્યકર્તાઓએ જોઈ નહોતી. આ વારને એમણે એ સંબંધી વિચારણા કરી તો એમણે જણાયું કે પ્રાતના વિભાગીકરણ માટે વધારે સાચું ધોરણ ભાષાનુ છે. એક જ ભાષા બોલતા માનવી ઓમા એકતા વિશેષ જનદીથી આવી શકે એટલે આવા મોટા દેશના ભાગના પાડવા જ હોય તો તેમા ભાષાનું જ ધોરણ પ્રધાનત હોઈ શકે આ વિચાર સરણી એમની ક્રમશ દૃઢ થતી ગઈ. અને એમણે ૧૯૧૬મા પોતાના આ વિચારો શાસ્ત્રીય તર્કબદ્ધતાથી દર્શાવતુ એક પુસ્તક લખ્યુ. એ પુસ્તકમા ભાષાવાર પ્રાતરચનાની હિમાયત બહુ જોરશોરથી કરવામા આવી હતી. આ પુસ્તકની આખા હિન્દમા અને વિશેરે કરીને રાષ્ટ્રીય કોંગ્રેસ પર બહુ પ્રબળ અસર થઇ. તે એટલે સુધી કે ૧૯૨૦મા કોંગ્રેસે ભાષાવાર પ્રાત રચનાનો સ્વીકાર કર્યો

૧૯૧૬ની આ સાલ પટ્ટાભીના જીવનમા બહુ મહત્વની હતી એક બાજુ એમનો ધધો હતો બીજી બાજુ રાષ્ટ્રીય જીવનમા એઓ વધારે ને વધારે ઓતપ્રોત થતા ગયા એમને લાગતુ ગયુ કે એમના ધધા કરતા હિન્દમાતાની હાકલ વધારે પ્રબળ છે. જનતાના શારીરિક રોગ કરતા દેશનો ગુનામીનો રોગ વધારે પ્રબળ છે ને એની નાબુદીની વહેલી જરૂર છે શરીરના રોગ નિર્મૂળ કરનાર આ દાક્તરને લાગ્યુ કે દેશના રોગના નિદાન માટે એમની સેવાની વિશેષ

જરૂર છે. .ક્યા સુધી એમના મનમાં સંઘર્ષ ચાલ્યા કરતો હતો. બન્નેને વફાદાર રહેવાય એમ હતું નહિ રાષ્ટ્રીય કાર્યમાં એમનો ધંધો એમને આડખીલીરૂપ, બાધક લાગ્યો, એટલે આખરી નિર્ણય કરવાનો હતો. દશ વર્ષની એમની કમાણીથી એમણે કૌટુમ્બિક ઋણમાંથી મુક્તિ મેળવી લીધી હતી કુટુંબની સ્થિતિ હવે સારી હતી. કુટુંબીઓને ખાવાપીવામા સાસાં પડે એવી સ્થિતિ નહોતી. કુટુંબનો નિર્વાહ સાધારણ મધ્યવર્ગી કુટુબ પ્રમાણે ચાલી શકે એવી સ્થિતિ હતી. વધારે કમાવાની વૃત્તિ એમનામાં નહોતી. એમના જીવનમાથી સ્વાર્થની સંકુચિતતા તો આપમેળે નિર્મૂળ થઇ ગઇ હતી. એટલે આખરે એમણે પોતાની ધીકતી કમાણીને તિલાંજલિ આપી, પોતાનો આખો વખત રાષ્ટ્રસેવામાં આપવાનો નિર્ણય કર્યો દાક્તરનો ધંધો હમેશને માટે છોડી રાષ્ટ્રસેવાયજ્ઞમા જપલાવ્યુ. ને, દાક્તર પટ્ટાભી રાષ્ટ્રસેવક પટ્ટાભી બન્યા. ને, આમ એમના જીવનમાં પલટો આવ્યો. એજ સાલમાં એઓ કોંગ્રેસ મહાસભાસમિતિના પણ સભ્ય ચૂંટાયા.

# પ્રકરણ ૫ મું

## રાષ્ટ્રીય મહાસભામાં

રાષ્ટ્રીય મહાસભા જોડેનો શ્રી. પટ્ટાભીનો સંબંધ ઘણો જૂનો છે. એમની અઢાર વર્ષની ઉમર. એઓ બી. એ. ના વર્ગમાં મદ્રાસમાં ભણે. તે વખતે મદ્રાસમાં રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાવાનું હતું. કૉલેજના વિદ્યાર્થીઓ માટે આ એક જબરું આકર્ષણ હતું. આકર્ષણનાં ઘણાં કારણો હતાં. એક તો, રાષ્ટ્રીયતાનું ભાન ને એનું આંદોલન વિદ્યાર્થીઓ માટે નવાં હતાં. વળી, હિન્દના સારામાં સારા વક્તાઓ તે કાળે કૉંગ્રેસમાં હતા એટલે એમને સાંભળવાનો લાભ પણ એવે પ્રસંગે મળતો. તે વખતે બધા વક્તાઓ અંગ્રેજીમાં જ ભાષણો કરતા એટલે સારામાં સારું અંગ્રેજી સાંભળવાનો એ

મોકો મળતો એ ઉપરાત, માનવીઓનો મેળો ભરાય, બુદ્ધિપૂર્વકની ચર્ચાઓ થાય, એ બધુ કોને ન ગમે? વળી, કોલેજના વિદ્યાર્થીઓ રાજકારણને એક વિષય તરીકે ભણતા હોય, એ વિષયમા જીવંત રસ લેતા હોય, બ્રિટીશ પાર્લામેન્ટની લોકશાહી પદ્ધતિથી પૂરેપૂરા વાકેફ હોય, એટલે હિન્દની રાજકીય લડત કે હિન્દના રાજકીય પ્રશ્નો એ લોકો બહુ આસાનીથી સમજી શકે એ સ્વાભાવિક છે

પટ્ટાભી બી એ. ના વિદ્યાર્થી. રાજકારણમા એમને જીવંત રસ બધા નેતાઓને જોવાના ને સાભળવાના મળે રાજકારણની ઊંચી ભૂમિકાની ચર્ચાઓનો લાભ મળે, ને નવયૌવન, કઇક કરી નાખવાની ભાવના, કુરબાનીની તમન્ના, વોલ્ટેર, રૂશો, ગેરિબોલ્ડી વગેરેના વખાણો વાચેલા એટલે ક્રાન્તિનો ખ્યાલ પણ બહુ જાગ્રત એટલે એમણે, રાષ્ટ્રીય મહાસભામા જઇ દેશપ્રેમનુ, દેશ માટે સર્વસ્વ ત્યાગ કરવાનુ શિક્ષણ લેવા માડેલુ એ મહાસભાના પ્રમુખ શ્રી આનદ મોહન બોઝનું ભાષણ પ્રેમ ને કુરબાનીનો એમનો સદેશ આ નવયુવાન પર ચિરજીવ છાપ મૂકી ગયા.

પટ્ટાભીને સદ્‌ભાગ્યે, પાછી પાચ વર્ષ રહીને, એટલે કે ૧૯૦૩મા મદ્રાસ શહેરમા જ રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન ભરાયુ એ વખતે એઓ તબીબી અભ્યાસ કરતા હતા એ વખતે પ્રમુખ પણ જાણીતા બગાળી

વક્તા શ્રી. લાલ મોહન ઘોઝ હતા. એ અધિવેશનમાં, પહેલે દિવસે અધિવેશન સફળ રીતે ભરાયું. પણ બીજે દિવસે મૂશળધાર વરસાદ વરસ્યો. મદ્રાસ અધિવેશનમાં રંજન કાર્યક્રમ વખતે એક નકલકાર આવ્યો હતો અને તે કોંગ્રેસના અધિવેશનના મહાન કોંગ્રેસનેતા શ્રી સુરેન્દ્રનાથ બેનરજીના વક્તવ્યનું, એના ભાષણો ને. એની લાક્ષણિકતાનુ અનુકરણ કરતો હતો. ત્રેવીશ વર્ષના આ યુવાનને, આવા મહાન નેતાઓની નકલ થાય, અને એમને નિમિત્તે, ને એમને કારણભૂત બનાવી બધાને હસવાનું કારણ બને ને કોંગ્રેસનો મંડપ રંજન કાર્યક્રમ માટે ફેરવાય, એ આખી હકીકત અત્યંત જુગુપ્સાકારક લાગી. પટ્ટાભીને એ એટલું અસહ્ય લાગ્યું, કે, એમણે બધા શું ધારશે. કે એનું પરિણામ કેવું આવશે તેની લેશમાત્ર પણ પરવા કર્યા વિના એ જે ખૂણામાં ઊભા હતા, ત્યાંથી એનો વિરોધ કર્યો. એમણે જણાવ્યું, કે આ રીતે કોંગ્રેસ અધિવેશનમાં કોંગ્રેસ નેતાઓની હાંસી થાય તે ઉચિત નથી, અને એ કોંગ્રેસને છાજતું નથી. એમના વિરોધની તુરત જ અસર થઈ, ને પ્રમુખે કહ્યું કે આ છોકરાની વાત સાચી છે. બધા એ નાનકડા છોકરાની હિંમતની તારીફ કરવા લાગ્યા. ને એ રીતે વિરોધી પ્રેક્ષક તરીકે એમણે કોંગ્રેસ જોડે સંબંધ બાંધ્યો.

ત્યાર પછી પાંચ વર્ષનો સમય વહી જાય છે. એ પાંચ વર્ષ દરમ્યાન તો કંઇ કંઈ બનાવો બની જાય

છે. પટ્ટાભી દાક્તર થઈ ચૂકયા છે. એમણે મસલીપટ્ટમમાં પોતાનો ધંધો બરાબર જમાવી દીધો છે. એએ દાક્તરી ધંધા જોડે રાજકીય ક્ષેત્રમાં પણ ખૂબ ઊંડો રસ લે છે. કોંગ્રેસમાં પણ ભાગ લે છે. પ્રાતીય કોંગ્રેસ સમિતિમાં ચૂંટાય છે. હવે એ કોંગ્રેસવાદી બન્યા છે. પાંચ વર્ષ પછી ૧૯૦૮માં મદ્રાસમાં કોંગ્રેસનું અધિવેશન ભરાય છે. એ અધિવેશનમાં પ્રમુખ જાણીતા બંગાળના નેતા ડૉ. રાસ બિહારી ઘોષ હતા. કોંગ્રેસની અંદર બે વિભાગો પડી ગયા હતા. એ જ વર્ષમાં કોંગ્રેસે પોતાનું ધ્યેય નક્કી કર્યું. એ ધ્યેય સાંસ્થાનિક સ્વરાજ્ય હતું. આ અધિવેશનમાં પટ્ટાભી પ્રતિનિધિ તરીકે ચૂંટાઈને આવ્યા હતા. ને કોંગ્રેસના અધિવેશનમાં સક્રિય ભાગ લેવાનો એમનો નિર્ણય હતો. આ સમયે, વિષયવિચારિણી સમિતિની ચૂંટણી થવાની હતી એમાં મદ્રાસ પ્રાંતને અમુક બેઠકો આપવામાં આવેલી હતી. પટ્ટાભીની માગણી હતી કે, એ બેઠકો મદ્રાસના જે ચાર પેટા પ્રાંતો હતા, તામીલનાડ, આંધ્ર, મલબાર અને કેરલ એમાં વહેંચી આપવામાં આવે. એમણે એ પોતાની દરખાસ્ત છપાવી અને કોંગ્રેસના પ્રતિનિધિઓમાં વહેંચી. તે વખતે સ્વાગતસમિતિના પ્રમુખ શ્રી કૃષ્ણસ્વામી આયર હતા. પાભીએ એમની દરખાસ્તમાં એ પણ જણાવ્યું હતું કે મદ્રાસ શહેરમાં તો સ્વાગતસમિતિના આધકારીઓની રૂએ ૭ સભ્યો

વિષયવિચારિણી સમિતિમાં આવે એમ હતું જ. એટલે મદ્રાસ શહેરને વિશેષ બેઠકો મળવી ન જોઈએ. સ્વાગતસમિતિની બેઠક હતી. એના મંત્રી હતા શ્રી. સુબારાવ પંતલુ. શ્રી. ક્રીષ્ણસ્વામીએ કહ્યું, "સુબારાવ, આપણે પેલી વિષયવિચારિણી સમિતિના સભ્યોની જે યાદી તૈયાર કરી છે તે આ બધા સમક્ષ રજૂ કરો."

"કઈ યાદી ?" ડૉ. પટ્ટાભીએ પૂછ્યું.

છોકરાની બોલવાની રીત અને એનો અવાજ સાંભળી થોડો સમય તો બધા ઝંખવાયા, પણ તુરત જ પ્રમુખે જવાબ આપ્યો, "કેમ વળી, અધિકૃત યાદી ?"

"એવી રીતે યાદી કરવી એ કાનૂનની વિરુદ્ધ છે," પટ્ટાભીએ પડકાર કર્યો.

"કાયદાની વિરુદ્ધ ! કાયદો શું છે તે મને બરોબર ખબર છે," ક્રીષ્ણસ્વામી બોલ્યા.

"એ તો મને પણ ખબર છે. એ વિષેનો અભ્યાસ કરીને જ હું અહીં આવ્યો છું. ને હું એથી જ ફરી પાછું કહું છું કે એવી રીતે યાદી રજૂ કરવી એ કાયદેસર નથી."

ક્રીષ્ણસ્વામી આ જુવાન જે છટાથી, જે મક્કમતાથી ને જે આત્મવિશ્વાસથી બોલી રહ્યો હતો તે જોઈ છક થઈ ગયા.

પ્રમુખે કહ્યું, "બે યાદીઓ હોય તો એમાંથી કોઈ

પણ યાદી અધિકૃત યાદી તરીકે રજૂ થઇ શકે."

"પણ જો ત્રણ યાદીઓ હોય તો?"

"તો તો વિચારવા જેવી વાત છે."

"તો આ ત્રીજી યાદી," કહીને પટ્ટાભીએ પોતાની યાદી રજૂ કરી

આખા મંડપમાં હોહા મચી રહી બધા વડેરાઓની સામે થનાર આ જુવાનને બધા સગર્વ જોઇ રહ્યા. પછી તો પેલી મૂળ યાદી અધિકૃત યાદી તરીકે રજૂ થઇ, પરંતુ, એ યાદીનાં વ્યક્તિગત નામો નિરનિરાળી વ્યક્તિઓ મારફત રજૂ થયાં, ને પરિણામે, એ લોકો એમની બહુમતિથી ને સંખ્યાબળથી બધાં નામો મંજુર કરાવી શક્યા. ને પટ્ટાભીની હાર થઇ. પણ એ સમયે એ હાર્યો હોવા છતાં જીતેલા યોદ્ધા જેવો લાગતો હતો. ચારે બાજુથી પ્રશંસાની વૃષ્ટિ થઇ. ને પટ્ટાભી વિરોધમાં સભાગૃહ છોડી ચાલી ગયા.

બીજે વર્ષે, કોંગ્રેસનું અધિવેશન મુંબઇમાં ભરાવાનું હતું. હવે કોંગ્રેસમાં પટ્ટાભી પૂરેપૂરા પ્રવેશ્યા હતા. એમણે, જ્યાં કોંગ્રેસનું અધિવેશન ભરાય ત્યાં જવાનો નિર્ણય કર્યો ને બીજે વર્ષે મસલીપટ્ટમથી મુંબઈ પ્રતિનિધિ તરીકે ગયા. આ વખતે એમણે કોંગ્રેસના અધિવેશનમાં ભાગ લીધો. એમણે સ્વદેશી ઉપર વિદ્વત્તાપૂર્ણ છતાં એમની હાસ્યોક્તિઓથી ભરપૂર એવું પ્રથમ ભાષણ આપ્યું ભાષણ તો હતું ટૂંકું, છતાં,

એમાં એમની નેતા થવાની શક્તિનો પરિચય થતો હતો. એમના એ ભાષણમાં નહોતો ગભરાટ, નહોતો સભા-ક્ષોભ, નહોતી કંઈ વિગતની અપૂર્ણતા. ભાષણ સાંભળીને સભાના સર્વે મુગ્ધ થયા. ને ભાષણમાં અનેકવાર એમને તાળીઓના ગગડાટે વધાવ્યા. એ ભાષણ એવું ચિરસ્મરણીય બની ગયું કે કાકાસાહેબ હજી એ ભાષણને સંભારે છે.

ત્યાર પછી દર કોંગ્રેસના અધિવેશનમાં પટ્ટાભી હાજરી આપતા. પણ કોંગ્રેસના અંતરંગ મંડળમાં એમને સ્થાન મળ્યું છેક ૧૯૧૬માં. કોંગ્રેસ અધિવેશન એમણે પહેલવહેલું જોયું ત્યારપછી બરાબર અઢાર વર્ષે. એઓ અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સભ્ય તરીકે તામીલનાડના કાર્યકર્તાઓની સહાયથી ચૂંટાયા. આંધ્ર પ્રાંત જુદો થવો જોઇએ એવી વારંવાર હિમાયત કરતા હોવા છતાં, ભાષાવાર પ્રાંતરચનાની તરફેણ કરતા હોવા છતાં, ને એ વિષયપર એમણે પુસ્તક લખ્યું હોવા છતાં, તામીલનાડના કોંગ્રેસવાદીઓએ પટ્ટાભીને ચૂંટયા, એ એમને માટે એક મોટો વિજય હતો.

લખનૌમાં એ જ વર્ષે હિન્દુ-મુસ્લિમ એકતા માટે પરિષદ મળી. સર સુરેન્દ્રનાથ બેનરજીએ સુન્દર ભાષણ કર્યું. ત્યારબાદ મૃત્યુતુલ્ય શાંતિ હતી. બીજું કોઈ બોલતું નહોતું. જણ્યું કે કોઈ બોલશે નહિ એટલે સભાગૃહના સૌથી જુવાનમાં જુવાન સભ્ય શ્રી. પટ્ટાભીએ હિંમત કરી. એમણે કહ્યું:

"મિત્રો! અહીં જે બધા બુઝર્ગો બેઠા થયા છે તે શાંત છે, એટલે મારા જેવા જુવાનિયાને ન છૂટકે બોલવું પડે છે. હિન્દુ–મુસ્લિમ પ્રશ્ન એ કાંઈ સંખ્યાનો પ્રશ્ન નથી. એ પ્રશ્ન રાષ્ટ્રિય ઉત્થાનનો પ્રશ્ન છે. સર સૈયદ અહમદનાં વાકયો યાદ કરો કે હિન્દુસ્તાનની આ બે કોમો એ તો હિન્દમાતાની બે આંખો છે, કે જે ન હોય તો આપણી માતા કદરૂપી લાગે. આપણે આ પ્રશ્ન તરફ વેપારીની દૃષ્ટિએ ન જોવું જોઇએ. એ તો એક બીજા વચ્ચે પૂરેપૂરી સમજુતી થવી જોઇએ. સહાનુભૂતિ હોવી જોઇએ. આપણા મુસ્લિમ ભાઇઓ કેળવણીની બાબતમાં આપણાથી ઘણા પછાત છે, તેમને આપણે ખાત્રી આપીએ કે ભલે તેઓ તેમની સંખ્યા પ્રમાણે તેમનો હિસ્સો લે."

પટ્ટાભીના આ ભાષણના વખાણ ચોમેરથી થયાં. અને એમાં રહેલો સિદ્ધાંત એ પરિષદે સ્વીકાર્યો એટલે પટ્ટાભીને નાનીવયમાં એક ઉજ્જ્વળ કાર્ય કર્યાની, માર્ગદર્શન કરવાની કીર્તિ મળી.

તે પછીનું કોંગ્રેસનું અધિવેશન જે કલકત્તામાં ૧૯૧૭ ની સાલમાં ભરાયું હતું, તે પણ શ્રી. પટ્ટાભી માટે ઘણું મહત્વનું હતું. પટ્ટાભી કલકત્તે ગયા. એઓ ચારપાંચ વર્ષોથી લાગલગાટ ભાષાવાર પ્રાંતરચનાની હિમાયત

કરતા હતા. એમણે એ વિષે અનેક પ્રચારનાં સાધનો દ્વારા આબોહવા તૈયાર કરી હતી. એ અધિવેશનમાં ડૉ. એની બિસેન્ટ પ્રમુખ હતાં. ત્યાં ભાષાવાર પ્રાંતરચનાનો પ્રશ્ન ચર્ચાવાનો હતો. પટ્ટાભીએ એની ચર્ચા માટે પૂરેપૂરી તૈયારી કરી હતી. શરૂઆતમાં એ પ્રશ્ન અખિલ ભારત મહાસભાસમિતિ અને ત્યાર બાદ વિષયવિચારિણી સમિતિ સમક્ષ રજૂ થયો. અખિલ ભારત મહાસભાસમિતિમાં તો લોકમાન્ય ટિળકની મદદથી ઠરાવ પસાર થયો, પણ વિષયવિચારિણી સમિતિ સમક્ષ એ ઠરાવ આવ્યો ત્યારે એ આખો વિચાર જ અનિષ્ટ છે એમ કહી શ્રીમતિ બિસેન્ટે એનો પ્રબળ વિરોધ કર્યો. આંધ્રમાં શ્રીમતિ બિસેન્ટને એમની 'હોમ રૂલ' ચળવળમાં પટ્ટાભીએ સક્રિય સહાય્ય કરેલી, અને ભક્તિભાવપૂર્વક એમની સેવા બજાવેલી. એટલે પોતાનો શિષ્ય જ્યાં સિદ્ધાંતનો પ્રશ્ન આવે ત્યાં પોતાની જ સામે માથું ઊંચકશે એ વિચાર શ્રીમતિ બિસેન્ટને સ્વપ્ને પણ નહિ આવેલો. અઢી કલાક સુધી ગરમાગરમ ચર્ચા ચાલી. એ વખતે પટ્ટાભીએ પોતાની દલીલબાજીનો પૂરેપૂરો ઉપયોગ કર્યો. અને આખરે શ્રીમતિ બિસેન્ટને નમતું મૂકવું પડયું અને પટ્ટાભીનો ઠરાવ પસાર થયો. આંધ્ર પ્રાંત એક સ્વતંત્ર કોંગ્રેસ પ્રાંત બન્યો. આ પ્રાંતની રચના ડૉ. પટ્ટાભીની જ જહેમતને આભારી છે. આમ છતાં પટ્ટાભીએ એ પ્રાંતની કોંગ્રેસમાં કદીય કોઈ હોદ્દો ભોગવવા માટે

દરકાર કરી નથી, કે એ માટે જરા જેટલો પણ પ્રયત્ન કર્યો નથી. આખરે છેક ૧૯૩૭માં જ્યારે કોંગ્રેસ પ્રધાન-મંડળ રચાયું, ત્યારે, એમની ઇચ્છાવિરુદ્ધ, એઓ જ્યારે દૂર દૂર સીમલામાં હતા ત્યારે પ્રાંતીય કોંગ્રેસ સમિતિના પ્રમુખ તરીકેના હોદ્દાની એમને સોંપણી કરવામાં આવી.

૧૯૧૯નું જલીયાનવાળા બાગથી મશહૂર થયેલું વર્ષ હતું. કલકત્તામાં અખિલભારત મહાસભાસમિતિનું અધિવેશન ભરાયુ હતું. એ વખતે, જલીયાનવાળા બાગનો પ્રસંગ વાતાવરણને તંગ બનાવી રહ્યો હતો, ત્યાં એ જ વર્ષમાં મોટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાની ભેટ બ્રિટીશ શાસકો તરફથી દેશને મળી. મૂળ ઠરાવ એવો હતો કે એ સુધારો "અપૂર્ણ, અસંતોષકારક અને નિરાશાજનક છે." આની ઉપર ખૂબ ગરમા-ગરમ ચર્ચા ચાલી. લોકમાન્ય ટિળક ખૂબ ઉદ્દામવાદી, જ્યારે ગાંધીજી વિરોધ તો પૂરો કરવા ચાહતા હતા, પણ ભાષામાં વધારે ઉગ્ર બનવાની વિરૂદ્ધમા હતા. આ બન્ને વચ્ચે કોઈ મધ્યમમાર્ગ લાવવાની જરૂર હતી. કોઈની હિંમત ચાલે નહિ. ત્યાં યુવાન પટ્ટાભી એમની જગ્યાપર ઊભા થયા. ને કહ્યું, "મારે આ ઠરાવમાં એક સુધારો રજૂ કરવો છે"

પ્રમુખે તરત આ ક્રાંતિવાદી યુવાનને ઓળખ્યો, ને સસ્મિતવદને એમને સુધારો રજૂ કરવાની અનુમતિ આપી. પટ્ટાભીએ સુધારો મૂક્યો કે "એટલા માટે

નથી. વળી, મિ. વેજવુડ કહે છે કે જો આપણે સત્યાગ્રહ કરીશું તો વિલાયતમાં જે આપણા મિત્રો છે તે આપણે ગૂમાવી બેસીશું. તો હું અત્યંત નમ્રતાપૂર્વક એમને જણાવું છું કે વિલાયતમાં અમારા સાચા મિત્રો કોઈ છે જ નહિ. અમારા જે મિત્રો છે તે અમારા દેશમાં જ છે, બહાર નહિ." પટ્ટાભીની આ સ્પષ્ટવાણીથી આખા સભામંડપમાં શાંતિ છવાઈ ગઈ. બધા એકમેકના સામું જોવા લાગ્યા એમની હિંમત પર બધા ખુશ હતા.

સાંજે વેજવુડ ઊભા હતા. ત્યાંથી પટ્ટાભી પસાર થતા હતા. વેજવુડે પટ્ટાભીને બોલાવ્યા, અને એમની સ્પષ્ટ વાણી માટે, એમને હાર્દિક અભિનંદન આપ્યાં.

૧૯૨૦ની નાગપુર કોંગ્રેસે ભાષાવાર પ્રાંતરચના કરવાનું નક્કી કર્યું હતું. કામ બહુ મુશ્કેલ હતું. કોને માથે એ કામની જવાબદારી નાંખવી એ પ્રશ્ન સૌને મૂંઝવતો હતો. ગાંધીજીએ તુરત જ પટ્ટાભીને કહ્યું, "જુઓ, ભાષાવાર પ્રાંતરચનાનો ઇજારો તમારો છે. તમે એ બધી માથાકૂટ કરી છે. એટલે એ જવાબદારી તમારે જ લઈ લેવી જોઇએ. એટલે તમને જેમ ગમે તેમ તમે દેશના ભાગલા પાડો." પટ્ટાભીએ તુરતજ એ કામ હાથપર લીધું ને દેશને ભાષા પ્રમાણે એકવીસ પ્રાંતોમાં વહેંચી નાંખ્યો. એ એમનું વિભાગીકરણ આજે પણ મોજુદ છે. ૧૯૨૦માં

પટ્ટાભીને કોંગ્રેસની કારોબારી સમિતિ માટે આમંત્રણ આપવામાં આવ્યું પણ એમણે એ વખતે એ સ્થાનનો સવિનય ઇન્કાર કર્યો.

૧૯૨૧માં, પટ્ટાભીએ કોંગ્રેસ સમક્ષ એક માગણી રજૂ કરી કે અખિલ હિન્દ મહાસભાસમિતિમા તામિલનાડનું પ્રતિનિધિત્વ ચોવીસ સભ્યોનુ હતું તેથી આંધ્રને પણ એટલું જ પ્રતિનિધિત્વ મળવુ જોઇએ. કારોબારીએ આ માગણી સાંભળવા એમને બોલાવ્યા ને આખરે કાર્યવાહકસમિતિ સમક્ષ એમણે એવી જોરશોરથી દલીલ કરી કે એમની માગણી સર્વાનુમતિએ મંજુર થઇ.

૧૯૨૨ની સાલ તો ભારતના ઇતિહાસમાં સત્યાગ્રહ આંદોલન માટે, અને ચૌરીચુરામાં હિંસા ફાટી નીકળતાં આંદોલનને પાછું ખેંચી લેવા માટે મશહૂર છે. એ એ સાલમા દિલ્હીમા ગાધીજી ઉપર અવિશ્વાસની દરખાસ્ત પર વિચારણા કરવા અખિલ ભારત મહાસભાસમિતિની બેઠક મળવાની હતી. એ સભામાં પટ્ટાભીએ જોરશોરથી ડૉ. મુંજેના ઠરાવનો સખતમાં સખત રીતે વિરોધ કર્યો.

૧૯૨૨ના ડીસેંબરમાં ગયામા કોંગ્રેસનું અધિવેશન મળ્યુ. એ અધિવેશન તો ધારાસભાપ્રવેશવાદીઓ અને ધારાસભાબહિષ્કારવાદીઓના વિરોધ માટે ખૂબ જાણીતું હતું. એક તરફ વિઠ્ઠલભાઇ, દાસ ને

મોતીલાલજી હતા, બીજી તરફ રાજાજી, રાજેન્દ્રપ્રસાદ, વલ્લભભાઈ ને પટ્ટાભી હતા. ડૉ. પટ્ટાભીએ રાજાજીને સબળ ટેકો આપ્યો. આંકિના મતો મેળવી આપ્યા. અહીં તો રાજાજીનો વિજય થયો પણ એ સંઘર્ષ ચાલ્યો. ડીસેમ્બર ૧૯૨૩માં કોકોનાડામાં ભરાયલી અખિલભારત મહાસભાસમિતિમાં, એમણે એ સમિતિમાં ગાંધીવાદ, અસહકાર, એના સિદ્ધાંતો, એનો ને ધારાસભા પ્રવેશનો વિરોધ, એ પર છટાદાર, મુદ્દાસર, અને અસરકારક વ્યાખ્યાન આપ્યું અને ગાંધીવાદના ભાષ્યકાર તરીકેનું બિરદ મેળવ્યું.

ત્યારબાદ તો પટ્ટાભી રચનાત્મક કાર્યક્રમમાં પડી ગયા. અને શાંત રીતે એઓ મદ્યનિષેધ, રાષ્ટ્રીય શિક્ષણ વગેરે કાર્યોમાં લાગી ગયા. ૧૯૨૫માં મહાત્માજીએ બંધારણ પ્રવૃત્તિ અને રચનાત્મક પ્રવૃત્તિના કાર્યકર્તાઓને જુદા પાડયા. અને અખિલભારત ચરખા સંઘની સ્થાપના કરી. ૧૯૨૫માં ગાંધીજી પ્રમુખ હતા. કોંગ્રેસના અધિવેશનમાં, પટ્ટાભીએ કોંગ્રેસ બંધારણવાદીઓના હાથમાં જાય તેનો સખત વિરોધ કર્યો, એટલું જ નહિ પરંતુ બંધારણવાદીઓનું કાર્ય નિરાશાજનક હતું, પીછેહઠવાળું હતું અને દેશદ્રોહી હતું એમ પણ જાહેર કર્યું. આ ટીકાથી મોતીલાલજી ખૂબ ઉકળ્યા અને એમણે ધમકી આપી કે પોતે કોંગ્રેસમાંથી નીકળી જશે. એમણે પટ્ટાભી સામે વ્યક્તિગત આક્ષેપ પણ

કર્યો. આથી ગાંધીજીએ મોતીલાલજીને પટ્ટાભીની માફી માગવા જણાવ્યું ને મોતીલાલજીએ પટ્ટાભીની ક્ષમા માગી.

આ પછી પંડીત મોતીલાલે હિંદ માટે બંધારણ ઘડયુ. પણ એ બંધારણ સાંસ્થાનિક સ્વરાજ્યની તરફેણ કરતુ હતું, એટલે એ બધારણની વિરૂદ્ધ સંપૂર્ણ સ્વાતંત્ર્યની તરફેણમાં એક ઝૂબેશ ઊભી થઈ કોંગ્રેસ-વાદીઓનું આંદોલન શરૂ થયું અને એ આંદોલનમાં પટ્ટાભીએ મુખ્ય ભાગ ભજવેલો. પટ્ટાભીએ મદ્રાસની ૧૯૨૮ની કોંગ્રેસમાં નેહરૂ સમિતિના ખરડાનો વિરોધ કરેલો અને સુભાષની જોડે સ્વાતંત્ર્યની હિમાયત કરેલી. ત્યારથી પટ્ટાભીને કોંગ્રેસના વિરોધી જૂથના નેતા તરીકે ગણવામાં આવ્યા. પટ્ટાભીને કોંગ્રેસ પ્રમુખે સમાધાન માટે ઘણા સમજાવ્યા પણ પટ્ટાભી કોઈ પણ પ્રકારના સમાધાન માટે તૈયાર નહોતા. એમને સમાધાન જોઈતું નહોતું. કારણ સિદ્ધાંતની બાબતમાં સમાધાન ન હોઈ શકે એમ એઓ માનતા હતા.

૧૯૨૮માં કલકત્તામાં કોંગ્રેસનું અધિવેશન હતું. મોતીલાલજી પ્રમુખ હતા. પ્રમુખની કંઈ ટીકાથી ઉત્કલના પ્રતિનિધિઓ અને ખાસ કરીને શ્રી. નીલકંઠ દાસ સભાગૃહમાથી બધા ઉત્કલના પ્રતિનિધિઓ જોડે ચાલી ગયા પટ્ટાભીને આ ગમ્યું નહિ. એમણે ઊભા થઈને વિનતી કરી કે ચાલી ગયેલાને સમજાવવા જોઈએ ને

સમાધાન કરવું જોઈએ. આવા કટોકટીના મામલામાં કોંગ્રેસમાં ભંગાણ પડે તે ઇષ્ટ નથી, તેથી ગાંધીજીએ તુરત જ સૂચવ્યું કે સમાધાન જઈને તમે કરી આવો તો અમને વાંધો નથી. એટલે તરત પટ્ટાભીએ પૂછ્યું, "પણ મને પ્રમુખની પરવાનગી છે?" મોતીલાલજીએ હા પાડી. એટલે કલકત્તાના બજારમાં સરઘસ કાઢી ફરતા, ઉત્કલના પ્રતિનિધિઓને સમજાવવા એઓ દોડયા. ને મહામહેનતે બધાને સમજાવી પાછા સભામંડપમાં આણ્યા. આ દર્શાવે છે કે પટ્ટાભી સંઘર્ષણ નહિ પણ સમજુતીના ઉપાસક છે. એઓ, વિગ્રહ નહિ પણ શાંતિના ચાહક છે.

એવામાં કલકત્તામાં બંગાળ પ્રાંતીય કોંગ્રેસ સમિતિની ચૂંટણીના ઝઘડા શરૂ થયા. એ ઝઘડામાં કોંગ્રેસ કારોબારીએ શ્રી. પટ્ટાભીને લવાદ તરીકે નીમ્યા. પટ્ટાભી લવાદ તરીકે ત્યાં ગયા, ત્યારે બન્ને હરીફ પક્ષના સભ્યોએ એમને પોતાને ત્યાં આવવા ને પોતાની જોડે રહેવા આમંત્રણ આપ્યું. ને ખેંચતાણ કરવા મંડયા બન્ને પક્ષો તોફાની હતા. પટ્ટાભીએ નિરપેક્ષ રહીને તપાસ શરૂ કરી. પણ એ તપાસમાં બન્ને પક્ષો તરફથી એમને સહકાર નહોતો એટલે મહામુસીબતનો પ્રસંગ હતો. મુસીબત એ હતી કે બન્ને પક્ષનો સહકાર સધાતો નહોતો. એમણે ન્યાય કરવા માંડ્યો, ત્યાં, જે પક્ષ ખોટો ઠરતો હતો, તે કિરણશંકર રોય અને સુભાષબાબુનો પક્ષ, એ તપાસમાંથી દૂર રહ્યો. એણે એમનો બહિષ્કાર કર્યો, એટલું જ નહિ, પણ બીજે દિવસે છાપાંમાં પટ્ટાભીની

વિરૂદ્ધ એક મોટું નિવેદન પ્રગટ કર્યું. પટ્ટાભીએ એક પક્ષની ગેરહાજરીમાં પણ પોતાની તપાસ જારી રાખી હતી, એટલે બીજા પક્ષને પટ્ટાભીએ પેલા લોકોના નિવેદનનો જવાબ ન આપવા સમજાવ્યા. પેલા કબુલ થયા. પણ લાગણીપ્રધાન બંગાળીભાઇઓ તુરત જ ફરી ગયા, ને, સુભાષ પક્ષના નિવેદનનો વિસ્તૃત રદિયો બીજે દિવસે છાપામાં આપ્યો. વાત બગડી. ને, તપાસ પડતી મૂકી પટ્ટાભીને પાછા આવવું પડ્યું. ને, એ રીતે બંગાળામાં પટ્ટાભીની આબાદ અગ્નિપરીક્ષા થઇ. આ તપાસ એમની ન્યાયદષ્ટિ, તટસ્થતા તથા સ્વસ્થતા દર્શાવે છે.

એ પછી તો આવી ૧૯૩૦ની મહાક્રાન્તિ. દેશભરમાં સત્યાગ્રહનું આંદોલન સળગી ઊઠ્યું. આખો દેશ બ્રિટીશ સલ્તનત સામે ખડો થયો મીઠાનો સત્યાગ્રહ ખૂણે ખૂણે થયો. *બ્રિટીશ સલ્તનતના પાયા ડગમગવા લાગ્યા.* ને આખરે, પટ્ટાભી પણ એમાં ઝડપાયા, ગિરફતાર થયા ને જેલમાં ગયા.

એવામાં આવી બીજી ગોળમેજી પરિષદ. ને સરકારે યોગ્ય વાતાવરણ સર્જવા સત્યાગ્રહીઓને છોડયા. ને તે વખતે પટ્ટાભીએ ગાંધીજીને લોર્ડ ઇરવીન પર પત્ર લખવાનું સૂચવ્યું ને ગાંધીજીએ એમની એ સૂચના સ્વીકારી લીધી.

તે પછી તહકુબી થઈ. કરાંચીમાં કોંગ્રેસ ભરાઈ. 'એ

વખતે, અનેક પેટસમિતિઓ નીમાઈ તેમાંની એક હતી ધ્વજસમિતિ. એ સમિતિનું કાર્ય રાષ્ટ્રધ્વજમાં ફેરફારો સૂચવવાનું હતું. એ સમિતિના પ્રમુખ પટ્ટાભી હતા. એ સમિતિએ લાલરંગને બદલે કેસરી રંગ સૂચવ્યો ને એમની સૂચના અખિલભારત મહાસભાસમિતિએ સ્વીકારી.

દરવર્ષે મહાત્માજી કાર્યવાહક સમિતિના દરેક સભ્યને પૂછાવતા કે આવતે વર્ષે કોણુ કારાગારીમાંથી બહાર રહેવા માગે છે? લાહોર અધિવેશન વખતે ડો. અન્સારી ને સરોજિની દેવીએ નિવૃત્ત થવાની ઇંતેજારી બતાવી. કરાંચીમાં એ જ રીતિ મહાત્માજીએ અખત્યાર કરી અને એ વખતે પટ્ટાભીએ નિવૃત્ત થવાની મરજી બતાવી. ગાંધીજીએ એમને સમજાવ્યા, અથવા એક રીતે કહીએ તો કસી જોયા પણુ પટ્ટાભી એકના બે થયા નહિ. અને એથી એમને નિવૃત્ત કર્યા. આ દર્શાવે છે, કે પટ્ટાભીમાં મોટા પદની ખેવના નહોતી. ત્યાગની જ વૃત્તિ એમના જાહેરજીવનમાં સર્વોપરિ હતી.

એ પછી ૧૯૩૨માં જ્યારે ફરી સત્યાગ્રહસંગ્રામ શરૂ થયો ત્યારે પટ્ટાભી બે વાર જેલવાસ ભોગવી આવ્યા.

૧૯૩૪માં કોંગ્રેસે પોતાનું બંધારણુ ફેરવવા માટે અને નવું બંધારણુ ઘડવા માટે એક સમિતિ નીમી. ને તેમાં પટ્ટાભી સક્રિય અને મહત્વના સભ્ય બન્યા. ત્યારપછી પણુ કોંગ્રેસનું બંધારણુ ફેરવવાને જે જે

સમિતિઓ નીમાઈ છે, તે દરેકમા પટ્ટાભી તો હોય છે જ.

૧૯૩૫નું વર્ષ એ કોંગ્રેસના સુવર્ણમહોત્સવનુ વર્ષ હતું. એ વર્ષ ડો પટ્ટાભીને માટે તો અત્યત ચિર-સ્મરણીય વર્ષ રહેશે. કારણ કે એ વર્ષમા ડો પટ્ટાભીનો કોંગ્રેસનો ઇતિહાસ – એ અપૂર્વ ઐતિહાસિક ગ્રન્થ – પ્રગટ થયો

મુબઈ અધિવેશનમા પટ્ટાભીને પાછા કારોબારીમા લેવામા આવ્યા. પછી, લખનૌ અધિવેશન ભરાયુ તેમા ચૂટણીમા કોંગ્રેસ બહુમતિમા આવે તો હોદ્દા સ્વીકારવા કે નહિ એ પર ચર્ચા ચાલી એ માટે કારોબારીએ જે ઠરાવ કોંગ્રેસ સમક્ષ રજૂ કર્યો તે એ હતો, કે એ વિષયપર નિર્ણય ચૂટણી થયા બાદ લેવો પટ્ટાભી કારોબારીના સભ્ય હતા. છતા એમણે કારોબારીના આ અધિકૃત ઠરાવનો વિરોધ કર્યો. એથી કોંગ્રેસના મંડપમા એક આશ્ચર્યનુ મોજુ ફરી વળ્યું. પુરુષોત્તમદાસ ટંડને આનો વાધો ઊઠાવ્યો, ત્યારે પ્રમુખ પડિત જવાહરલાલે કહ્યું કે આ પ્રશ્નમા કારોબારીનો નિર્ણય દરેક કારોબારીના સભ્યને બધનકર્તા નથી પણ તે છતા, આનુ એક પરિણામ એ આવ્યુ કે જે નવી કારોબારી પડિતજીએ પસદ કરી તેમા પટ્ટાભીને સ્થાન ન હતું આમ એમની હિંમત માટે એમની સ્પષ્ટ વકતૃતા માટે, એમને સહન કરવુ પડયુ. બીજે વર્ષે પણ પડિત જવાહર

લાલ પ્રમુખ હતા. એટલે એ વર્ષે પણ કારોબારીના ઠરાવનો વિરોધ કરવાની એમને સજા ભોગવવી પડી, પરંતુ જ્યારે જ્યારે આંધ્રવાસીઓએ પટ્ટાભીને કારોબારીમાં ન લેવા માટે વિરોધ કર્યો ત્યારે કારોબારીનું એ પગલું સાચું છે એજ વલણ પટ્ટાભીએ લીધેલું. અને એ વિષે આંધ્ર પ્રાંતીય કોંગ્રેસ સમિતિએ ઠરાવ ઘડેલો જે પટ્ટાભીએ પાછો ખેંચાવી લીધો હતો.

હરિપુરા કોંગ્રેસમાં પટ્ટાભી એક નવા સ્વરૂપે દેખાયા અને તે રિયાસતી પ્રજાના પ્રતિનિધિ તરીકે એમણે રિયાસતી પ્રજા વિષેનો અને રિયાસતની કોંગ્રેસ વિષેનો મૌલાના આઝાદનો જે ઠરાવ હતો, તેનો સખત વિરોધ કર્યો. અને એ રીતે વિરોધ પક્ષના નેતા તરીકે એમણે અધિકૃત ઠરાવનો પ્રબળ વિરોધ કર્યો અને આખરે પટ્ટાભીનો સુધારો મૌલાનાસાહેબે સ્વીકાર્યો.

હરિપુરા પછી, સુભાષે બીજી વાર કોંગ્રેસના પ્રમુખપદ માટે પોતાની ઉમેદવારી જાહેર કરી. ગાંધીજીએ સુભાષની સામે પટ્ટાભીની ઘણી અનિચ્છા હોવા છતાં, પટ્ટાભીને કોંગ્રેસના પ્રમુખપદ માટે ઉમેદવાર તરીકે ઊભા કર્યા. કોંગ્રેસ કારોબારી પટ્ટાભીની તરફેણમાં હતી. કારોબારીના બધા સભ્યોએ રાજીનામાં આપ્યાં હતાં. પટ્ટાભીની તરફેણમાં ખૂબ પ્રચાર થયો. પરંતુ, સુભાષે એમની સ્વાભાવિક ને સહજ યુક્તિ પ્રયુક્તિઓથી, આક્ષેપો, વાણીપ્રહારો વગેરેથી ચૂંટણીમાં પટ્ટાભીને

હરાવ્યા ત્યારે ગાંધીજીએ કહ્યું હતું કે "પટ્ટાભીની હાર એ મારી હાર છે". આ પરથી પટ્ટાભી માટે ગાંધીજીને જે આત્મીયતા હતી, જે માન ને ગૌરવ હતાં, તેનો સહજ ખ્યાલ આવે છે.

એપ્રિલમાં જ્યારે, ગાંધીજીની ઇચ્છા મુજબ સુભાષબાબુ કોંગ્રેસ કારોબારીની નીમણૂંક ન કરી શકયા એટલે એમણે રાજીનામું આપ્યું. તે વખતે એમની જગ્યાએ પટ્ટાભીને પ્રમુખ તરીકે નીમવા એવો કારોબારીમાંથી ઘણાનો મત હતો. પણ પટ્ટાભીએ એનો સખત વિરોધ કર્યો, કારણ કે, એક તો, લોકોમાં એવી જ માન્યતા પ્રસરે કે પટ્ટાભીને પાછલે બારણેથી કોંગ્રેસનું પ્રમુખપદ અપાવવું હતું એટલે ગાંધીજીએ કારોબારી રચનામાં સહકાર આપ્યો નહિ. ને, બીજું, પટ્ટાભીએ કહ્યું કે એમના કરતાં ઘણી યોગ્ય વ્યક્તિઓ કોંગ્રેસના પ્રમુખસ્થાનને શોભાવે એવી છે. પટ્ટાભીનો ત્રીજો એ વિરોધ હતો, કે જનતાએ એમને પ્રમુખપદ માટે ચૂંટયા નથી, એટલે જનતાનો એમની પર વિશ્વાસ નથી તેથી, જનતાનો જેની પર વિશ્વાસ હોય તેવી વ્યક્તિ ચૂંટાવી જોઇએ. ને આખરે રાજેન્દ્રબાબુ પર પસંદગી ઉતરી.

૧૯૩૯માં રામગઢમાં કોંગ્રેસનું અધિવેશન ભરાવાનું હતું ત્યારે બધાને એમ હતું કે પટ્ટાભીનું જ નામ સૂચવાશે. પણ ઘણાને આશ્ચર્ય થયું કે, મૌલાના સાહેબનું નામ સૂચવાયું એટલું જ નહિ, પરંતુ મૌલાના

સાહેબે એમની કારોબારી સમિતિમાં પણ એમને પસંદ કર્યા નહિ જો કે કારોબારીની દરેક સભામાં એમને આમંત્રણ આપવામાં આવતું હતું ખરું

૧૯૩૭ મા પટ્ટાભીને આંધ્ર પ્રાંતીય કોંગ્રેસ સમિતિના સર્વાનુમતે પ્રમુખ ચૂંટી કાઢવામા આવ્યા અને એમણે પ્રમુખપદ સ્વીકાર્યું, ને આંધ્ર કોંગ્રેસનો કાયાપલટ કરવા માંડી. ને કોંગ્રેસવાદીઓનું નૈતિક ધોરણ ઊંચુ લાવવા માટે સતત પ્રયત્ન કર્યો. કોઈ પણ માણસ પૈસાને જોરે પ્રાંતીય કોંગ્રેસમા ઊંચું સ્થાન પામે એવી પરિસ્થિતિ એમણે અશક્ય બનાવી મૂકી ને એમણે મધ્યમ વર્ગ અને શ્રમજીવી વર્ગ જ કોંગ્રેસમાં અગ્રસ્થાન ભોગવે એવી જોગવાઈ કરી આપી. આને કારણે એમની લોકપ્રિયતા ઘટી પણ કોંગ્રેસનું નૈતિક ધોરણ ઘણુ ઊંચું ગયુ.

એ પછી કોંગ્રેસ પ્રધાનમંડળોએ રાજીનામા આપ્યા ને, કોંગ્રેસે ગાંધીજીના નેતૃત્વ નીચે વ્યક્તિગત સત્યાગ્રહનો મોરચો માંડયો. ડૉ. પટ્ટાભી વ્યક્તિગત સત્યાગ્રહ માટે તૈયાર થયા. પણ ગાંધીજીએ એમને ત્રાવણકોર રિયાસતનો ઝઘડો પતાવવા અને રાજા અને પ્રજા વચ્ચે કંઈક સુલેહ ભર્યું સમાધાન કરવા રોકયા

પછી આવ્યું ક્રીપ્સ મીશન. ક્રીપ્સ મીશન વખતે રિયાસતી કોંગ્રેસના પ્રતિનિધિ તરીકે પટ્ટાભીએ મંત્રણામા

અગત્યનો ભાગ લીધો હતો. ત્યારબાદ આવી ગાંધીજીની ' હિંદ છોડો ' ની ચળવળ, ' હિન્દ છોડો ' વખતે કારોબારીમાં પટ્ટાભી હાજર હતા. ને તે વખતે, પટ્ટાભીએ આંદોલનના પ્રકાર વિષે ગાંધીજી જોડે લંબાણુ ચર્ચા કરેલી. ત્યારબાદ થોડા મિત્રો જોડે ગાંધીજીએ ચર્ચા કરેલી ને તે વખતે તાર તોડવા એ અહિંસક કૃત્ય છે એમ ગાંધીજીએ જણાવેલું. પટ્ટાભીએ એ વાતચીતનો શબ્દશઃ સાર લખેલો. ને તે પછી આંધ્ર જઈને દરેક જીલ્લાના બે, પ્રતિનિધિઓને જાણ કરી પોતે કરેલી નોંધ વાંચી સંભળાવેલી. ને પછી એ નોંધ એક માર્ગદર્શક સૂચનાઓ રૂપે પ્રાંતભરમાં કોંગ્રેસવાદીઓમાં વહેંચવામાં આવેલી. એની એક નકલ ગાંધીજીને પણ મોકલવામાં આવેલી. એ સૂચનાઓમાં જાનને નુકસાની ન પહોંચે તેની સામે સખત ચેતવણી આપવામાં આવી હતી. વળી, પાટા ઉખેડવાની બાબતમાં પણ એ સ્પષ્ટ કરવામાં આવ્યું હતું કે એ પ્રવૃત્તિની ભલામણ કરી નહોતી જો કે એ પ્રવૃત્તિ સામે પ્રતિબંધ પણ મૂકવામાં આવ્યો નહોતો. આ સૂચનાનો સરકારે કોંગ્રેસની સામે કાદવ ઉડાવવામાં ખૂબ ઉપયોગ કરેલો. અને એને વિકૃત રીતે સરકાર તરફથી બહાર પડેલી યાદીમાં રજૂ કરવામાં આવેલી. એ ઉપરથી ગાંધીજી અને સરકાર વચ્ચે પત્રવ્યવહાર પણ ચાલેલો. જેલમાંથી છૂટયા પછી બેઝવાડામાં ભરાયલી જાહેર સભામાં એ સૂચના-

એની બધી જવાબદારી પટ્ટાભીએ પોતાના શિરપર લીધેલી. જો કે આ બાબત પર પટ્ટાભી ને ગાંધીજી વચ્ચે જરા મતભેદ પણ થયેલો ને મીરત કોંગ્રેસ વખતે જ્યારે પ્રમુખપદના નામો સૂચવવામાં આવ્યાં ત્યારે ગાંધીજીએ કહ્યું હતું કે એમના લક્ષમાં બે નામો હતાં. પટ્ટાભી ને કીરપાલાની. પણ એમણે કીરપાલાનીનું નામ વધુ પસંદ કર્યું જે બતાવે છે, કે ગાંધીજી ને પટ્ટાભી વચ્ચે થોડું અંતર પડ્યું હતું.

જ્યારે પ્રાંતીય ધારાસભાની ચૂંટણીનો સમય આવ્યો ત્યારે રાજાજી તો કોંગ્રેસમાં હતા નહિ ને પ્રકાશમ માટે કોઈને ઉત્સાહ હતો નહિ, એટલે પટ્ટાભીનું નામ મદ્રાસના વડા પ્રધાનપદ માટે સૂચવવામાં આવ્યું. ને ગાંધીજી પાસે જ્યારે આંધ્ર ને તામીલનાડના કોંગ્રેસવાદીઓ પટ્ટાભીને સમજાવવાનું કહેવા માટે પહોંચ્યા ત્યારે ગાંધીજીએ જણાવ્યું કે પટ્ટાભી બીજા કામ માટે નિમાયા છે ને તે છતાં પટ્ટાભીને વડાપ્રધાન બનાવે તેમાં એમને વિરોધ નહોતો. પટ્ટાભી પાસે જ્યારે કોંગ્રેસવાદીઓ પહોંચ્યા ત્યારે એમનો ઉત્તર સ્પષ્ટ હતો. મારે કંઈ એ પદ જોઈતું નથી. મને એનો મોહ નથી. છતા જો ગાંધીજીની આજ્ઞા હોય તો હું એ પદ સ્વીકારીશ. પણ ગાંધીજી આજ્ઞા કરવા તૈયાર નહોતા. એટલે એ વાત એટલેથીજ અટકી. એ પછી મદ્રાસમાંથી બંધારણ સભામાં એમની ચૂંટણી થઈ

મીરત કોંગ્રેસ પછી, જયપુર કોંગ્રેસ ભરાવાનો સમય આવ્યો. પ્રમુખપદ માટે ચૂંટણીની તૈયારી થવા માંડી. પટ્ટાભી એ પદને માટે તૈયારી કરતા નહોતા. એમના આંધ્રના મિત્રોએ એમને ઘણું કહ્યું ત્યારે એમનો ઉત્તર એજ હતો કે એમનું મુખ્ય કામ તો રિયાસતનું છે, એટલે એ કામ પુરું કર્યા વિના આવી મોટી જવાબદારી ઉપાડાય નહિ. પણ એટલામાં હૈદરાબાદની શરણાગતિ આવી ને દાક્તરને લાગ્યું કે એમનું રિયાસતનું કાર્ય હવે ખતમ થયું છે એટલે એમણે કોંગ્રેસના પ્રમુખપદની જવાબદારી લેવા હા પાડી. એમણે એમની સ્વભાવજન્ય પ્રામાણિકતાથી જવાહરલાલ ને સરદારને એમની ધ્યાનમાં, બીજો કોઇ ઉમેદવાર છે કે કેમ એ વિષે પૂછયું, પણ એનો જવાબ ન મળ્યો. એમની સામે જેમના નામો સૂચવાયલાં તે બધાએ પાછાં ખેચ્યાં, પણ શ્રી. પુરૂષોત્તમદાસ ટંડને નામ પાછું ખેંચ્યું નહિ. શ્રી. પુરૂષોત્તમદાસ ટંડનને જવાહર સરદારનો ટેકો હતો. પણ, રાજેન્દ્રબાબુએ પોતાની ઉમેદવારી પાછી ખેંચી ત્યારે એમણે પટ્ટાભીના પક્ષમાં નિવેદન કરેલું. આથી પટ્ટાભીને દક્ષિણ હિંદનાં, બિહારના, મતો મળ્યા. રિયાસતી કોંગ્રેસના મતો મળ્યા. પણ યુકતપ્રાંત ને ગુજરાતમાથી, એમને મતો મળ્યા નહિ. બન્ને વચ્ચેની હરીફાઈ ઘણી તીવ્ર હતી, પણ આખરે પટ્ટાભીનો વિજય હતો. એ વિજય કોમવાદ ઉપર ગાંધીવાદનો વિજય હતો. હિન્દુત્વ ઉપર

સર્વધર્મસંમાનતાનો વિજય હતો

પ્રમુખ તરીકે ચૂંટાયા પછી, પટ્ટાભીને અનેક જવાબદારીઓ આવી પડી, પંજાબ, મદ્રાસ ને બંગાળના પ્રધાનમંડળની અનિશ્ચિતતા, આંતર વિગ્રહ, કોમનવેલ્થ સંસ્થામાં હિંદનું જોડાણ, રૂપિયાનો ભાવઘટાડો વગેરે અનેક પ્રશ્નો આવ્યા અને તે કુશળતાથી એમણે પાર પાડવા પ્રયત્ન કર્યો

આમ પટ્ટાભી લગભગ અર્ધી સદીથી કોંગ્રેસની ને કોંગ્રેસ મારફત જનતાની સેવા કરે છે. અને એથી એમને જે કોંગ્રેસ પ્રમુખપદનું મહત્વનું પદ મળ્યુ છે, તે એમની સેવાની સાચી કદર છે.

# પ્રકરણ ૬ ઠ્ઠું

## રિયાસતમાં

રિયાસતની પ્રજાનાં દુઃખોથી પટ્ટાભી ઘણા સમયથી પરિચિત હતા. અને, રિયાસત કૉંગ્રેસ સંસ્થાઓ, પ્રજા મંડળો, વગેરે ઘણાં પછાત છે, એ લોકોમાં રાજકીય જાગૃતિ મુદ્દલ નહિ, જનતાના હકોનો ખ્યાલ નહિ, હકની માગણી કરવાની આવડત નહિ, અને એકવાર માગણી કરી તો પછી હકને માટે મરી ફીટવાની કે કુરબાની કરવાની તમન્ના નહિ. એથી રિયાસતી પ્રજામાં કામ કરવાની જરૂર હતી. હિન્દની રાજકીય એકતા માટે એ આવશ્યક હતું, કે હિન્દના એકેએક ભાગો એક સરખા પ્રાગતિક હોય, એક સરખા આગેકૂચ કરનારા હોય. એથી પટ્ટાભીને રિયાસતી પ્રદેશોમાં

કરવાનો, ત્યાંના કાર્યકર્તાઓ જોડે, વાતચીતનો અને ત્યાંની નિરનિરાળી પરિસ્થિતિથી પરિચિત થવાનો મોકો વારંવાર મળ્યા કરતો, ને એ મોકાનો લાભ પણ પટ્ટાભી પૂરેપૂરી રીતે ઉઠાવતા. પણ રિયાસત કોંગ્રેસનું કામ અત્યંત વિકટ છે. કારણ દરેક રિયાસતના પ્રશ્નો જુદા, પ્રશ્નને ઉકેલવાની રીતરસમ જુદી, ને કાર્યકર્તાઓની કક્ષાઓ જુદી. કોંગ્રેસમાં પહેલેથીજ પટ્ટાભી રિયાસતી પ્રજાનો પક્ષ લેતા, એમની મુસીબતો વિષે પ્રસ્તાવ લાવતા, એમની વતી બોલતા, એટલે અનધિકૃત રીતે, એઓ રિસાયતી પ્રજાનાં મુખપત્ર તરીકે, એમના અવાજ તરીકે કોંગ્રેસમાં કાર્ય કરતા હતા.

રિયાસતી પ્રજા ૧૯૩૦–૩૨ થી જરા જરા જાગૃત થવા માંડી હતી. નહિ તો તો એટલી બધી પછાત હતી, એઓ રાજામહારાજાઓથી એટલા બધા ડરતા હતા, કે પોતાની પરિષદ વખતે એઓ કોંગ્રેસવાદીઓને બોલાવતા નહિ. કારણ એમને ડર રહેતો, કે રખેને રાજાઓનો ખોફ ઉતરે, રાજાઓની નારાજી થાય, એટલે એઓ મવાલનેતાઓને જ પોતાની પરિષદોમાં બોલાવતા. કારણ કે તેઓની સામે રાજવીઓને અને પોલિટિકલ એજન્ટોને વાંધો ન હોય. ને એઓ અંગ્રેજોની નજરે પણ સારા લાગતા. ૧૯૨૦–૨૨, ને ૧૯૩૦–૩૨ ના રાષ્ટ્રીય મહાઉત્થાન પછી પણ એઓ પોતાની રાજકીય પરિષદમાં સર એમ. રામચંદ્રરાવ, સર સી.

વાય. ચિન્તામણિ, જેવા સરના ઇલ્કાબ ધારીઓને જ બોલાવતા. મવાલો સિવાય અન્યને બોલાવે તો મોર્ડન રિવ્યુના તંત્રી શ્રી. રામાનંદ ચેટરજી જેવા હિન્દુ મહાસભાવાદીને, કે જેની સામે રિયાસતી સરકાર કે અંગ્રેજ સરકાર કોઇને કશો વાંધો નહોતો.

પરંતુ, ૧૯૩૫માં એમણે પોતાની નીતિ બદલી. એમને થયું કે રિયાસતી પ્રજાએ કોંગ્રેસની હરોળમાં ઊભી રહી આગેકૂચ કરવી જોઇએ. એ માટે, એમણે ૧૯૩૫માં, ડો. પટ્ટાભીને અખિલ ભારત રિયાસતી પ્રજા સંમેલન જે કરાંચીમાં ભરાયુ તેમાં પ્રમુખપદ માટે આમંત્ર્યા. એક વિચિત્ર અને વિસ્મયજનક ઘટના એ હતી, કે, આ સમેલનના આગલા બે વર્ષના પ્રમુખો પણ આંધ્રવાસી હતા. એ રીતે પટ્ટાભી એ ત્રીજા આંધ્રવાસી હતા. પટ્ટાભીની યોજના રિયાસતી પ્રજાને કોંગ્રેસની હરોળમાં લાવવાની હતી. પટ્ટાભીએ એમના કરાંચીના એ અધિવેશનમાં રિયાસતી પ્રજાને ઘોરનિદ્રામાંથી જાગવાની, રાષ્ટ્રિય ઉત્થાનની કોંગ્રેસની લડતમાં ફાળો આપવાની, પ્રજાને ઘોર જુલમો સામે સત્યાગ્રહ કરવાની સલાહ આપી. ને રાજાના જુલમોને બરદાસ્ત ન કરવાનો આગ્રહ કર્યો. અખિલ હિન્દ રિયાસતી પ્રજાના અધિવેશનના પ્રમુખપદેથી આ પહેલવહેલું ક્રાન્તિવાદી, ઉદ્દામવાદી ને કડક ભાષણ હતું. પટ્ટાભીને ખબર હતી કે રિયાસતી પ્રજા વિજળીના આચકા વિના જાગવાની નથી. એ માટે

એમની પ્રજાને ક્રાન્તિની, હકને માટે મરવાની પ્રેરણા આપી.

એ પ્રમુખપદ પટ્ટાભીએ યોગ્ય રીતે શોભાવ્યું. પ્રમુખની ગાદી શોભાવી બેસી રહેવાનો જ એમનો ઇરાદો નહોતો. પટ્ટાભી તો રહ્યા કર્મયોગી, એટલે, રિયાસતી પ્રજાની જોડે અંગત સંપર્ક સાધી, એમના સુખદુઃખથી પરિચિત થઈ, એમાં ભાગ પડાવવાનો એમનો મનસુબો હતો એટલે તુરત જ એઓ રિયાસતના પ્રવાસે ઉપડ્યા. એઓ જોધપુર, દક્ષિણની રિયાસતો, કાઠીઆવાડની રિયાસતો ને આખરે દક્ષિણ હિન્દની મ્હૈસુર, ત્રાવણકોર, કોચીન વગેરે રિયાસતોમાં ફર્યા. જે જે રિયાસતોમાં એઓ ફર્યા તેના બધા જ પ્રશ્નોનો એમણે વિગતથી અભ્યાસ કર્યો. અંદર અંદરથી ફાટફૂટ સાધી, રિયાસતી કોંગ્રેસને વ્યવસ્થિત કરી, અને બને તે પ્રજાની સુસીબતો પ્રજાનાયકો ને રાજાઓને મળી, દૂર કરવા પ્રયત્ન કર્યો, ને, એટલું જ નહિ પણ એ એમના પ્રયત્નો ફળીભૂત ઘણે અંશે થયા. એમને ઓરિસ્સા રિયાસતી પ્રજાના પ્રમુખ તરીકે ચૂંટવામાં આવ્યા. તે સમયે ઓરિસ્સામા જે નાનાં નાનાં રાજ્યો હતાં તેમની કોંગ્રેસ પણ બધે અલગ અલગ હતી. સમાન પ્રશ્નો હોવા છતા સંગઠિત કાર્યસરણી નહોતી, એકતા નહોતી, કાર્ય કરવાની આવડત નહોતી. એ અરાજકતા ને અવ્યવસ્થાને સ્થાને એમણે બારે જહેમત ઉઠાવી. એ નિરનિરાળી રિયાસતોની પ્રજાકીય

સંસ્થાઓનું સંગઠન કરીને એક કેન્દ્રીય સંસ્થાની સ્થાપના કરી. અને કેન્દ્રીય સંસ્થાની કારોબારીમાં દરેક રિયાસતોના અલગ અલગ હિતોને પ્રતિનિધિત્વ મળે એવી જોગવાઈ કરી.

હરિપુરા કૉંગ્રેસ અધિવેશનમાં જ્યારે મૌલાના આઝાદે રિયાસતની કૉંગ્રેસ વિષે અને અન્ય પ્રજાકીય સંસ્થાઓ વિષે પ્રસ્તાવ રજૂ કર્યો, ત્યારે એ ઠરાવનો પટ્ટાભીએ જોરશોરથી વિરોધ કરેલો. અને રિયાસતી પ્રજા તરફ કૉંગ્રેસ જે સાવકી મા જેવું વલણ દાખવતી હતી તે સામે એમણે સખત શબ્દોમાં ઝાટકણી કાઢી હતી. મૌલાના સાહેબે રિયાસતી કૉંગ્રેસને રમકડાં તરીકે ઓળખાવી હતી. એ શબ્દ સામે પટ્ટાભીએ વાંધો લીધો. પ્રશ્ન રિયાસતી પ્રજાની કૉંગ્રેસનો, કૉંગ્રેસ સાથેના જોડાણનો હતો. મૌલાના સાહેબ સીધા જોડાણની વિરુદ્ધમાં હતા. પટ્ટાભી સીધા જોડાણનો પક્ષ કરતા હતા. કારણ એમનું મંતવ્ય એ હતુ, કે સીધું જોડાણ કરવાથી જ રિયાસતી પ્રજા સંગઠિત થશે, ને એમની સંસ્થાઓ વ્યવસ્થિત થશે. બહુ ગરમાગરમ ચર્ચા ચયેલી. પ્રમુખને એક બે વખત વચ્ચે પડવું પડેલું. આખરે મૌલાના સાહેબને પટ્ટાભી જોડે સમાધાન કરવું પડેલું.

તે પછીના વર્ષોમાં પટ્ટાભીએ પોતાનું બધું લક્ષ, પોતાની સર્વશક્તિઓ રિયાસતી પ્રજાના સંગઠન માટે,

ને, એમને કોંગ્રેસની હરોળમાં લાવવા માટે ખર્ચી. કોંગ્રેસમાં રિયાસતી પ્રજાના પ્રતિનિધિ તરીકે એમણે બહુ અગત્યનું સ્થાન મેળવ્યું.

૧૯૪૦માં ગાંધીજી વ્યક્તિગત સત્યાગ્રહની યોજના ઘડતા હતા. એ વખતે, ગાંધીજીની યોજનામાં વ્યક્તિગત સત્યાગ્રહીઓમાં પટ્ટાભીને સ્થાન નહોતું. પટ્ટાભીને આથી ઘણું આશ્ચર્ય થયું. એમણે બાપુને પૂછ્યું, "બાપુ, મને શા માટે આમાંથી બાકાત રાખો છો?"

"તમારી પાસે મારે બીજું કામ કરાવવું છે. તમને આરામ નથી આપવો," બાપુએ કહ્યું.

એ વખતે ત્રાવણકોર રિયાસતમાં રાજ્ય અને પ્રજા વચ્ચેના ઝઘડાએ ઉગ્ર સ્વરૂપ પકડયું હતું. ગાંધીજી ઇચ્છતા હતા, કે રિયાસતની પ્રજા ને રાજ્યના અધિકારીઓ વચ્ચે સુલેહભર્યું સમાધાન થાય, એ માટે બન્નેને જેની પર શ્રદ્ધા હોય, અને જે બન્નેને સંતોષ પમાડે એવા માનવીની જરૂર હતી. ગાંધીજીએ તેથી એ કામને માટે પટ્ટાભીને પસંદ કર્યો. પટ્ટાભીને ત્રાવણકોર રાજ્યના દિવાન સર સી. પી. રામસ્વામી આયર જોડે ઘણો ગાઢ સંબંધ હતો. રાજ્યની પ્રજાને તો પટ્ટાભીએ દેશી રાજ્ય માટે જે કંઈ કરેલું તેથી એમની પર પૂરો વિશ્વાસ તો હતો જ. એથી ગાંધીજી એ એ કાર્ય પટ્ટાભીને સોંપ્યું. સત્યાગ્રહ છોડીને એ કાય કરવા પટ્ટાભીનું દીલ લલચાતું નહોતું, પણ ગાંધીજીની આજ્ઞા એમને

શિરોમાન્ય હતી. પટ્ટાભી ત્રાવણકોર ગયા. એમણે દિવાન ને પ્રજાનેતાઓની મુલાકાત લીધી. વાટાઘાટો ચલાવી. ને, પરિણામે બન્નેએ પટ્ટાભી રાજ્યનું બંધારણ દિવાનને ને પ્રજાને મળીને નક્કી કરે એમ સૂચવ્યું. પટ્ટાભીને બંધારણનો ઘણો સારો અનુભવ હતો. એમણે, માર્ચ ૧૯૪૧ સુધીમાં ત્રાવણકોર માટેનું બંધારણ ઘડયું. ને એ બંધારણ પ્રગટ કરવાનું હતું ત્યાં એઓ ગિરફતાર થયા. ને એ વાત એટલેથી જ અટકી.

ત્યારબાદ જ્યારે સર સ્ટ્રેફોર્ડ ક્રીપ્સ હિન્દમાં વાટાઘાટ માટે આવ્યા ત્યારે રિયાસતી પ્રજાના પ્રતિનિધિ તરીકે શ્રી. પટ્ટાભીને આમંત્રવામાં આવ્યા હતા, જે પૂરવાર કરે છે, કે એ વખતે શ્રી. પટ્ટાભીની રિયાસતી પ્રજામા કેટલી બધી ઇજ્જત હતી. રિયાસતી પ્રજાએ એમને પોતાના પ્રતિનિધિ તરીકે ચૂંટયા. ને એમણે સર સ્ટ્રેફોર્ડને રિયાસતી પ્રજાનું દષ્ટિબિન્દુ સવિસ્તર સમજાવ્યું.

ત્યારબાદ તો પટ્ટાભી પકડાયા, ને છૂટયા. ને એમણે તુરત જ રિયાસતી પ્રજાનુ કામ ઉપાડી લીધુ હિંદભરમાં એમણે પ્રવાસ કર્યો. ૧૯૪૭માં જ્યારે હિન્દને સ્વાતંત્ર્ય બક્ષવામાં આવ્યું ત્યારે પટ્ટાભીએ રાજાઓને સ્વતંત્ર થવાની જે છૂટ હિન્દસ્વાતન્ત્ર્ય ધારામાં આપવામાં આવી હતી તેની સામે ઝુંબેશ ચલાવી. ને, એમણે કોંગ્રેસની કારોબારી પાસે રીતસરનો અભિપ્રાય માગ્યો, પણ ન મળ્યો. એથી એમણે રિયાસતી પ્રજા તરફથી સ્વતંત્ર રીતે ચળવળ શરૂ કરી.

પટ્ટાભીને જ્યાં સુધી રિયાસતના પ્રશ્નનો સંતોષકારક ઉકેલ ન આવે ત્યાં સુધી અન્ય કોઈ કાર્યની પડી નહોતી. એથી એમણે મીરત કોંગ્રેસ વખતે એમનું નામ સૂચવાયુ હોવા છતાં પોતાની ઉમેદવારી પાછી ખેંચી ને પોતાના ક્ષેત્રમાં જ કાર્ય કર્યું. પરંતુ, જ્યારે હૈદરાબાદ પર હિન્દ સરકારે ચઢાઈ કરી, ત્યારે એમણે માન્યું કે રિયાસતી; પ્રજાનું પોતાનું કામ ખતમ થયુ છે. ને રિયાસતોનું હિન્દ જોડે એકીકરણ થયુ છે તેથી એમણે ૧૯૪૮ના કોંગ્રેસના જયપુર અધિવેશનના પ્રમુખપદ માટે પોતાની ઉમેદવારી નોંધાવી. એમની સામે પુરુષોત્તમદાસ ટંડન હતા, છતા પટ્ટાભી જીત્યા રિયાસતી પ્રજાના મતોથી. રિયાસતની પ્રજાએ એમને પોતાનો પૂરેપૂરો સાથ આપ્યો, ને એ રીતે એમની સેવાની કદર કરી.

આ રીતે રિયાસતી પ્રજાની લોકસંસ્થાઓને એમણે કોંગ્રેસની હરોળમા મૂકી. ને, એ રીતે ભૂલાયલી, ઉવેખાયલી, શોષિત ને પીડિત જનતાની પોતાની અનોખી રીતે સેવા કરી.

## પ્રકરણ ૭ મું

## કોંગ્રેસના ઇતિહાસકાર

૧૯૩૫માં કોંગ્રેસની સ્થાપનાને પચાસ વર્ષ પૂરાં થયાં, એટલે એ વખતે રાષ્ટ્રવ્યાપી એ પ્રસંગની ઉજવણી કરવી એમ કોંગ્રેસ કારોબારીએ નિર્ણય કર્યો. એમાં ઉજવણીના જે જુદા જુદા પ્રકારો સૂચવાયા, તેમાં, એક અગત્યનો એ હતો, કે અર્ધીસદી દરમ્યાન, કોંગ્રેસનું સ્વરૂપ, એની નીતિ, કોંગ્રેસના સંચાલકો, એના ઘડતરમાં કુરબાન કરનાર વ્યક્તિઓ, એ બધાનો જનતાને ખ્યાલ આવે, કયા કયા રાજકીય સંજોગોમાં, કોંગ્રેસનું પરિવર્તન થતું ગયું, એની સમજ પડે, તે માટે કોંગ્રેસનો વિસ્તૃત ઇતિહાસ લખાવો જોઇએ. કારણ કે એ હિંદનો મોટામાં મોટો અને સજ્જ રાજકીય પક્ષ

હતો. એ જ કારણથી, રાષ્ટ્રીયદષ્ટિએ જનમત કેળવાય એ કોંગ્રેસની ધાર્મિક ફરજ હતી. એ ફરજ બજાવવાના જે અનેક પ્રકારો હતા, તેમાં હિન્દનો મહાન રાજકીય પક્ષ શી રીતે જન્મ્યો, ને શી રીતે ઘડાયો, એણે જનતા માટે શું શું કર્યું, એણે પોતાના ધ્યેય તરફ શી રીતે આગેકૂચ કરી એ બધું જનતાસમક્ષ જણાવવા માટે ઇતિહાસ-લેખનનો માર્ગ એ સર્વોત્તમ માર્ગ હતો. આ નિર્ધાર કર્યા પછી, પ્રશ્ન એ ઉદ્‌ભવ્યો કે એ મહાભારત કામ સોંપવું કોને ? કારણ એ ઈતિહાસ લખવા માટે, કોઈ વ્યાસ જેવી સર્વદેશીય જેનું દર્શન હોય, એવી વ્યક્તિની જરૂર હતી. એ વ્યક્તિની ખોજ ચાલી. ને પસંદગી પટ્ટાભી પર ઉતરી એનાં અનેક કારણો હતાં.

પ્રથમ તો, ૧૯૨૯માં અખિલ ભારત કોંગ્રેસ સમિતિએ પટ્ટાભીને જાણીતા કોંગ્રેસવાદીઓ કે કે જેમણે કોંગ્રેસના ઘડતરમાં અત્યંત મહત્વનો ફાળો આપ્યો હોય, તેવાઓની સેવાની અંજલિરૂપે એક નાની પુસ્તિકા લખવાનું સોંપ્યું. પણ એ પુસ્તક તો પુસ્તિકાને બદલે એક મોટો ગ્રન્થ બન્યો. પટ્ટાભીએ એ વ્યક્તિઓ વિષે, વિસ્તારથી, ઐતિહાસિક, રાજકીય અને સાંસ્કૃતિક દૃષ્ટિએ, લખ્યું. જ્યારે કોંગ્રેસની સુવર્ણ જયન્તિ ઉજવવાનું નક્કી થતું હતું, તે વખતે, આવી મહાન સંસ્થા પોતાના પૂર્વજોને આવે પ્રસંગે, ભક્તિભાવપૂર્વક

યોગ્ય અંજલિ આપે એમાં ઔચિત્ય પણ છે, અને પૂર્વજોની સેવાની કદરદાની પણ છે, એમ જણાતાં, એ પુસ્તક પ્રગટ કરવું એમ નક્કી થયું. જ્યારે એ વિષે પટ્ટાભીને પૂછવામાં આવ્યું, ત્યારે એમણે જણાવ્યું કે, એ મહાપુરુષોને અંજલિ તો એ પુસ્તકમા હતી જ, પરંતુ, એનું કદ એટલું મોટું હતું, અને તે સમયનો રાજકીય ઇતિહાસ એમા પશ્ચાદ્ ભૂમિકા તરીકે એટલા મોટા પ્રમાણમા આવતો હતો, કે, એ ગ્રન્થ 'નેતાઓના રેખાચિત્રો' કે અંજલિ કરતાં, કોંગ્રેસનો ઈતિહાસ એ નામે છપાય તોજ વધુ યોગ્ય હતું. પટ્ટાભીની આ સૂચના કારોબારી સમક્ષ રજૂ થઈ, ને કારોબારીએ પૂરતો વિચાર કરી પટ્ટાભીની એ સૂચના સ્વીકારી. ને કોંગ્રેસ સુવર્ણજયન્તિ વખતે એ ઈતિહાસ છપાવવો એમ નક્કી કર્યું, એની પાછળ પટ્ટાભીની વર્ષોની જહેમત હતી. એ માટે રાત દિવસ એમણે પરસેવો પાડયો હતો. એમણે ભૂતકાળમા એક મહાયાત્રા માંડી હતી એ યાત્રાના એકે એક તીર્થે એ ફરી વળ્યા હતા. કોંગ્રેસને લાગ્યુ, કે પટ્ટાભીએ કરેલી આટઆટલી જહેમત જેની પાછળ હોય એ કૃતિ એમની પાસે વિના મૂલ્યે પડાવી લેવી એમાં જબરો અન્યાય છે એ કારણે, એમણે પટ્ટાભીને એ પ્રકાશનની, કર્તાના મહેનતાણાની વગેરે શરતો નક્કી કરવા જણાવ્યું. પણ પટ્ટાભીએ પોતાની ધીકતી કમાણી છોડી હોવા છતાં, એમની આર્થિક સ્થિતિ

એટલી સારી ન હોવા છતા, ને શરતો નક્કી કરવાનું એમને કહેવામા આવ્યુ હોવા છતા, એમણે, પોતાની મહત્તા, પોતાનું ગૌરવ, પોતાની ઉદારતા, વગેરે જાળવ્યા ને જવાબમા લખ્યું.

"એ ગ્રન્થ હુ તમને આપુ છુ, ને તમે એને સ્વીકારો છો, એટલી જ શરત બીજી શરત કશી નહિ આ પુસ્તક તો હિન્દ માતાના ચરણોમા અંજલિ રૂપે છે એ અંજલિની કિમત કરાય નહિ. ને કોંગ્રેસવાદી કોંગ્રેસ પાસે દેશની સેવા કરવાના પૈસા માગે એના જેવુ બીજુ હીણું શુ હોય ?"

આ પત્ર કારોબારી સમક્ષ ૧૯૩૫ ના જુલાઈમા રજૂ થયો ને કારોબારીએ પટ્ટાભીની એ ત્યાગની ભાવનાની કદર કરી, ને ગ્રન્થનો સ્વીકાર કર્યો. રાજેન્દ્રબાબુ ગ્રન્થની હાથપ્રત જોઇ ગયા, ને, ગ્રન્થ પ્રકાશન માટે ગયો શરૂઆતમા પાચહજાર નકલો છપાવવાનુ નક્કી થયુ પરતુ, પ્રકાશન પૂર્વે જ ચાર હજાર નકલો માટેની માગણી થયેલી એટલે પછી દશહજાર નકલ છપાવવા માટે નક્કી થયુ પ્રકાશનની જવાબદારી રાજેન્દ્રબાબુએ પોતાને શિરે લીધેલી હોવાથી એ વિષે તો કઈ પણ કહેવાપણું હતું જ નહિ. ને ગ્રન્થ પ્રગટ થયો. આ ગ્રન્થ વિષે એક અત્યત આશ્ચર્યજનક ઘટના એ છે કે, ગ્રન્થ પ્રગટ

થયા પછી પટ્ટાભીએ એની ચાર નકલ ખરીદી, અને એ રીતે, અન્ય પ્રકાશન માટે આપીને, તેમજ અન્ય ખરીદીને એમ બે રીતે એમણે કોંગ્રેસની સેવા કરી

કોંગ્રેસના એ ઇતિહાસની લોકપ્રિયતા એકદમ વધી. એની પ્રથમ આવૃત્તિ તો જોતજોતામાં ખપી ગઈ. એનાં ઉર્દૂ, હિન્દી, મરાઠી, ગુજરાતી, ઊડીયા, તેલુગુ, તામીલ, કાનડી, ને, મલાયલમ ભાષામાં અનુવાદો થયા. બંગાળીમાં એનું ઘણુ ખરૂં ભાષાંતર થઈ ગયું પણ તે વખતના અખબારી કાનુનો એવા સખત હતા કે કોઇ પણ છાપખાનું એને છાપવાની હિંમત કરતું નહોતું, એટલે એ છપાઈ નહીં.

પટ્ટાભીનો ઇતિહાસ એ કંઇ માત્ર એક સંસ્થાનો ઇતિહાસ નથી, પણ બીજા ભાગની પ્રસ્તાવનામાં પટ્ટાભીએ કહ્યું છે તેમઃ

> "કોંગ્રેસનો ઇતિહાસ એ માનવતાનો ઇતિહાસ છે. માનવની ગુલામીનાં બંધનોમાંથી છૂટવાની તમન્નાનો ઇતિહાસ છે. એમાં માત્ર છાપાંઓમાં આવે છે, તેમ, સમયાનુક્રમ પ્રમાણે રજૂ કરેલા બનાવોની ફક્ત વિગત જ નથી. પરંતુ, એ તો આપણી રાષ્ટ્રીયતાનું પુરાણ કહો તો પુરાણ, શાસ્ત્ર કહો તો શાસ્ત્ર છે."

એક મોટામાં મોટી મુસીબત આ પ્રકારના ઇતિહાસકારોને એ નડે છે, કે પોતાના સમકાલીન જમાના

વિષે તટસ્થતાથી, નિરપેક્ષ દષ્ટિથી, લખવું એ લગભગ અશક્ય છે. ઇતિહાસકાર જે બનાવોનું નિરૂપણ કરતો હોય, તે બનાવ વચ્ચે અને ઇતિહાસકારના જમાના વચ્ચે સારૂં જેવું અંતર હોવું જોઈએ. એટલે પટ્ટાભીને ઘણી વિષમ પરિસ્થિતિમાં આ ગ્રન્થ લખવો પડયો છે. વળી, પટ્ટાભીના પોતાના વલણો, અભિપ્રાયો, રાજકીય દષ્ટિ એ એટલું બધું સુનિશ્ચિત હતું, કે સામાની તરફ એ વિચારો, ને, દષ્ટિને અળગા મૂકીને જોવું એ લગભગ અશક્ય. દષ્ટાંત તરીકે પટ્ટાભી રહ્યા ચૂસ્ત ગાંધીવાદી. એમને ધારાસભા પ્રવેશ, કે બંધારણીય માર્ગો તરફ એક પ્રકારની ઉદાસીનતા જ નહિ પણ અણગમો પણ ખરો. રચનાત્મક કાર્યક્રમમાં જ એમની અચળ શ્રદ્ધા. આથી ૧૯૨૦ પૂર્વેની કોંગ્રેસની સરકારને અરજીઓ કરવાની, વિનિતભાવે સરકારની પાસે થોડા રાજકીય સુધારાઓ માટે ભીખ માગવાની વૃત્તિ; ૧૯૨૦ પછી શ્રી ચિત્તરંજનદાસ, મોતીલાલજી, માલવીયાજી, વિઠ્ઠલભાઈ, વગેરેએ આદરેલી બંધારણીયપ્રવૃત્તિ, ધારાસભા પ્રવેશની હિમાયત, વગેરે તરફ શ્રી. પટ્ટાભી સમભાવ પૂર્વક ન જોઈ શકે તો એમાં એમને દોષ ન દઈ શકાય. પણ તે છતાં પટ્ટાભીએ પોતાના અંગત વિચારો, પોતાનું અંગત રાજકીય વ્યક્તિત્વ, કોરે મૂકીને, બધા વિચારપ્રવાહોને, બધાય આંદોલનોને ન્યાય મળે એ રીતે જોવા સફળ પ્રયત્ન કર્યો છે. ને

સમભાવપૂર્વક બધા રાષ્ટ્રના ઘડવૈયાઓને ન્યાય આપવા પ્રયત્ન કર્યો છે

ને, વસ્તુતઃ આ તો રહ્યો દેશનો એક મહાન રાજકીય સંસ્થાનો ઇતિહાસ, છતાં દેશના રાષ્ટ્ર ઘડતરમાં બીજા કોંગ્રેસવાદીઓએ પણ જે ફાળો આપ્યો છે, જે રાષ્ટ્રીય અસ્મિતા જાગૃત કરી છે, તેમની સેવાઓને પણ એમણે યોગ્ય રીતે મૂલવી છે. જેમ કે રાજા રામમોહન રોય ને કેશવચંદ્રસેન, દયાનંદ સરસ્વતી, સ્વામી વિવેકાનંદ ને શ્રી. રામકૃષ્ણ પરમ હંસ, બંગાલના અનેક શહીદો, ૧૮૫૭ના ક્રાન્તિવાદીઓ, ૧૯૧૪ થી ૧૯૧૯ સમયે હિન્દની બહારથી શસ્ત્ર સરંજામ વગેરે લાવી હિન્દમાં સશસ્ત્ર બળવો કરી, હિન્દને આઝાદ કરવાની તમન્ના સેવતા, જર્મનીના 'ગદર દલ' ના વીરો, કામાકાટામારૂ સ્ટીમરના દેશને માટે મરી ફીટનાર શીખભાઈઓ, મજુર આંદોલન શરૂ કરનાર સામ્યવાદીઓને સામ્યવાદી મજુર નેતાઓના મુકદમામાં કોંગ્રેસે કરેલી મદદ, ભગતસિંહ, દત્ત, જતીન દાસ, વગેરેની શહીદી, એટલું જ નહિ પણ બ્રહ્મદેશ તે વખતે હિન્દની જોડે જોડાયલું હોવાથી, બ્રહ્મદેશની જેલમાં વઝીયા નામના બૌદ્ધ સાધુએ ૧૬૪ દિનના ઉપવાસ કરીને કેદીઓના હક્ક માટે ચલાવેલી લડતનો ઉલ્લેખ કરવાનું એઓ વિસર્યા નથી. કારણ આપણે ત્યાં રાજકીય કેદીઓની હાલત સુધારવામાં જેવો ફાળો જતીનદાસનો હતો, તેવો જ

ફાળો આ ક્રાન્તિવાદી બુદ્ધ સાધુનો પણ હતો. આ રીતે આ ઈતિહાસની એક મોટી લાક્ષણિકતા એ છે કે એના લેખકમાં ઉદાર, વિશાળ ને સમમાત્રી દૃષ્ટિ છે. અને એથી એ ગ્રન્થ સર્વેને રોચક થઇ પડે એવો બન્યો છે.

કોંગ્રેસના ઈતિહાસની રચના, પ્રસંગોની આ-યોજના, વસ્તુની રજૂઆત, આકર્ષક છે. એમણે શરૂઆતમાં, ૧૮૮૫ પૂર્વે કયાં કયાં રાજકીય બળો પ્રવર્તતાં હતાં, તેનો ઇસ્ટ ઈંડીયા કંપનીથી માંડીને તે સવિસ્તર ઈતિહાસ આપ્યો છે. કંપનીની કેવી નીતિ હતી, શી રીતે, અંગ્રેજી શિક્ષણનો પ્રચાર થયો. શી રીતે, દેશી રિયાસતો તરફ આક્રમકનીતિ અખત્યાર કરવામાં આવેલી. શી રીતે પંજાબ અને સિંધ કબજે કરવામાં આવ્યાં, કેવી રીતે મુસ્લિમોએ બ્રિટીશ રાજ્ય સામે વહાબી આંદોલન શરૂ કર્યું. કેવી રીતે ક્રમશઃ હિન્દની પ્રજામાં અસંતોષ વધતો ગયો, કેવી રીતે, દેશભરમા અંગ્રેજોએ પોતાની જાળ બિછાવવા માંડી, કયા સંજોગોમાં સિપાઈવિદ્રોહ જાગ્યો, ને એના પ્રત્યાઘાતો કઇ રીતે આવ્યા, તેમાં હિન્દુ મુસ્લિમ વચ્ચે વૈર ઉપજાવવા શા પ્રયત્નો થયા, શી રીતે હિંદુઓએ અંગ્રેજી શિક્ષણ લીધું, અંગ્રેજ પ્રજાએ રાજકીય હકોને માટે ચલાવેલી લડતનો ઈતિહાસ એમણે વાંચ્યો, ને, રાજકીય હકોની માગણી કરવા અંગ્રેજી ભણેલો વર્ગ પ્રેરાયો, અગ્રે-

જોતે જ શી રીતે હિન્દની પ્રત્યે હમદર્દી થઈ, ને હ્યુમ ને વેડરબર્ન વગેરેને હિન્દની એક રાજકીય સંસ્થા સ્થાપવાનું સૂઝયું, અંગ્રેજી શિક્ષણને પરિણામે આપણા દેશમાં જે વિચારક્રાન્તિ આવી, તેને પરિણામે, આર્યસમાજ, બ્રહ્મોસમાજ, પ્રાર્થના સમાજ, ને, બ્રિટીશ ઇન્ડીયન એસોસિએશન, બોમ્બે એસોસિએશન, પૂના સાર્વજનિક સભા વગેરે સુધારક મંડળોની સ્થાપના થઇ. ને, એ રીતે કોંગ્રેસ માટે યોગ્ય ભૂમિકા રચાતી ગઈ, તે બધાનો ઇતિહાસ આલેખી એમણે, આ બધાં બળોને પરિણામે, કોંગ્રેસની સ્થાપના થઇ તે રસમય રીતે દર્શાવ્યું છે, ને બતાવ્યું છે, કે આ આંદોલનનાં પરિપકવ ફળ રૂપે આપણને કોંગ્રેસ મળે છે. શરૂઆતમાં હ્યુમનો વિચાર કોંગ્રેસને બીનરાજકીય સંસ્થા બનાવવાનો હતો. પરન્તુ, લોર્ડ લીટનની સલાહથી હ્યુમે એને રાજકીયસંસ્થા બનાવી, એ હકીકત પણ નોંધ-પાત્ર છે. એ રીતે કોંગ્રેસનો જન્મ એક અંગ્રેજને હાથે, એની યોજના પ્રમાણે થયો, એ હકીકત પટ્ટાભીએ સરસ રીતે આલેખી છે. તે પછી કોંગ્રેસની સંસ્થા વિષે બીજી ગોળમેજી પરિષદમાં મહાત્માજીએ જે વ્યાખ્યાન આપ્યું છે, તેમાંથી જ એમણે અવતરણો આપીને, કોંગ્રેસની સંસ્થા કયા પ્રકારની છે, એણે શું કર્યું છે, એ કેવી બીન મજહબી સંસ્થા છે, એના ઘડતરમાં કોણે કોણે કેવો ફાળો આપ્યો છે, એની કઈ રીતે ઉત્તરોત્તર પ્રગતિ થઈ છે, તે બતાવીને, કોંગ્રેસ એજ

જનતાની સાચી પ્રતિનિધિ છે, તે એમણે પૂરવાર કર્યું છે. પટ્ટાભીએ ગાંધીજીના ભાષણની એ પસંદગી કરી છે તે યોગ્ય જ કર્યું છે. કારણ, ગાંધીજીએ કૅાંગ્રેસનું ચિત્ર જે રીતે રજૂ કર્યું છે, તેવું પટ્ટાભી પણ ન કરી શકે. ગાંધીજી એ હિન્દના સાચા પ્રતિનિધિ તરીકે ગયા હતા, ને, પોતે જે સંસ્થાના એકમાત્ર પ્રતિનિધિ હતા, એ સંસ્થા કેવી સંસ્થા છે તે ગાંધીજી અસોટતાથી કહી શકે.

કૅાંગ્રેસની ઉત્પત્તિ, અને ગાંધીજીએ કૅાંગ્રેસે સાધેલી સિદ્ધિઓનું અવલોકન, એ આલેખીને, પણ, કૅાંગ્રેસે જે જે વિષયો પર ઠરાવ પસાર કર્યાં છે, તે વિષયો વિષે, એ ઠરાવોમાં શી રીતે ભાષા, નીતિ, વગેરે બદલાતુ ગયું તેનું એમણે વિહંગાવલોકન કર્યું છે. પહેલી કૅાંગ્રેસથી માંડીને ૧૯૩૫ સુધી, કઈ કઈ જાતના ઠરાવ થયા તેનું વાંચન ઘણું રસમય છે ને માહિતીપૂર્ણ છે. કૅાંગ્રેસના ઠરાવો જૂદે જૂદે સમયે જૂદા જૂદા વિષયો પરત્વે હતા. ફોજી સુધારા, ઈન્ડીયા કાઉન્સિલની નાબુદી, જાહેર નોકરી, ગરીબી, દુકાળ, પાણીનો કર, જંગલ વિષેના કાયદાઓ, સ્વદેશી, બહિષ્કાર, સ્વરાજ્ય, કોમી પ્રતિનિધિત્વ, મીઠાનો કર, હિન્દ બહારના હિન્દીઓ, વેશ્યાઓ ને દારૂબંધી, સ્ત્રીઓના દરજ્જો વગેરે વિષે હતા. એમાં ખાસ કરીને, વેશ્યાઓને રાજ્ય તરફથી અધિકૃત રીતે દરજ્જો હતો, હિન્દુ

અને મુસ્લિમ વચ્ચે ભેદ વધારવા, હિન્દુ અને મુસ્લિમોને મતાધિકાર માટે જૂદા જૂદા ધોરણો જેમ કે મુસ્લિમ વર્ષે ત્રણ હજારની આવક હોય તો મત આપી શકે, જ્યારે હિન્દુની આવક ત્રણ લાખ હોવી જોઈએ, મુસ્લિમ ગ્રેજ્યુએટ માત્ર ડીગ્રી લીધા પછી ત્રણ વર્ષે જ મતાધિકારી ગણાય, પણ બીન મુસ્લિમને ત્રીશ વર્ષ ગ્રેજ્યુએટ થયા પછી પસાર કરવા જોઇએ, વગેરે હકીકતો બ્રિટીશની જે ફાટફૂટ પડાવવાની નીતિ હતી તેના સારા દષ્ટાંતો છે, એટલું જ નહિ પણ ૧૯૩૦ પછી હિંદ બ્રહ્મદેશથી જૂદું ન પડવુ જોઇએ, બન્નેની સાસ્કારિક એકતા, બન્નેના સમાન હિતો વગેરે દૃષ્ટિએ બ્રહ્મદેશ અને હિન્દની એકતા માટે જોર શોરથી પ્રચાર કરનારી કોંગ્રેસ જ ૧૮૮૫મા ઉત્તર બ્રહ્મદેશના જોડાણનો વિરોધ કરે છે. ને, હિન્દ અને બ્રહ્મદેશ બન્ને અલગ અલગ રહેવા જોઇએ એવી માગણી કરે છે ૧૯૦૯મા સત્યાગ્રહનો નિર્દેશ કરતા એઓ જણાવે છે કે

"સત્યાગ્રહ એ શુ છે? એ નૈતિક ને આધ્યાત્મિક શસ્ત્રો વડે યુદ્ધ છે. સત્યાગ્રહી એ જુલમોનો સામનો શારીરિક કષ્ટો સહન કરીને કરે છે, એ આત્માની શક્તિનો પાશવી શક્તિ સામે ઉપયોગ કરે છે, એ માનવીમા રહેલી દિવ્ય શક્તિનો ઉપયોગ માનવમા રહેલા પશુને

> હાંકી કાઢવા માટે કરે છે, એ સંહાર લીલાની સામે સહિષ્ણુતાનું શસ્ત્ર ધરે છે, એ સત્તા સામે અંતરાત્માને રજૂ કરે છે, એ અન્યાયની સામે શ્રદ્ધાનું શસ્ત્ર ઉગામે છે. અસત્યની સામે સત્યનું. "

૧૯૦૯ ની ગોખલેની આ વાણી આપણને ગાંધીજીની યાદ આપે છે. ને એક રીતે કહીએ તો મહાત્માજી હિંદમાં આવ્યા કે તુરત જ એમને મળેલી પ્રસિદ્ધિ શ્રી ગોખલેના આ જાતના પ્રચારને આભારી છે તેની કોણુ ના કહી શકશે? બંગભંગ વખતે પણુ કોંગ્રેસના શરૂઆતને ઢીલો ને અનિશ્ચિત ઠરાવ, તે પછી બહિષ્કાર ને ખુલ્લે ખુલ્લી રીતે અનુમોદન આપતો ઠરાવ રજૂ કરી, બંન્નેનાં કારણો પણુ સૂક્ષ્મતાથી પટ્ટાભી તપાસે છે. હિન્દુ મુસ્લિમ સંબંધ ને અલગ મતાધિકાર વિષે પટ્ટાભી કહે છે, કે, "હિંદુઓ જરા ઉદાર થયા હોત, તો મુસ્લિમો આટલા વિફરત નહિ." એના પ્રતિપક્ષની દલીલો પણ એમણે રજૂ કરી છે, ને, જણાવ્યું છે, કે ઉલટ પક્ષે એમ પણ કહી શકાય કે, "જેમ જેમ આપણે વધારે ને વધારે આપતા જઈએ, એ લોકોની માગણી સંતોષતા જઈએ, તેમ એમનો લોભ વધતો જાય." એની સામે એમણે એ દલીલ પણ મૂકી છે કે, " ભૂખ્યો માણસ અમુક હદથી વધારે ખાઈ શકતો નથી. એવી દશા આવે છે

કે જ્યારે એ એવો ધરાઈ ગયો હોય કે એક પણ કણ વધારે એ ન ખાઇ શકે. એવી જ રીતે રાજકીય ખોરાકનું પણ છે." આ પરથી પટ્ટાભી જે બન્ને પક્ષો ન્યાયાધીશની રીતે રજૂ કરે છે, તેની પ્રતીતિ થશે.

શરૂઆતની કોંગ્રેસ વિષે, એમની બ્રિટીશ સલ્તનત પ્રત્યે વફાદારી, અંગ્રેજી પ્રજામાં શ્રદ્ધા, સરકારે હિન્દની જે સેવા કરેલી તે માટે સરકાર પ્રત્યેનો અહેશાન, બંગભંગનું આંદોલન, તેનાં કારણો, તેના પ્રત્યાઘાતો, એની કોંગ્રેસની વલણમાં થયેલો ફેરફાર, વગેરેનું સિંહાવલોકન આપી તે પછી પટ્ટાભી આપણા અંગ્રેજ મિત્રો, જેવા કે સરજોન બ્રાઇટ, ફોસેટ, હ્યુમ, વેડરબર્ન, વગેરેની સેવાઓની રૂપરેખા આપી, દરેકને અંજલિ આપે છે. તે પછી આપણા હિન્દી મિત્રો, જેવા કે દાદાભાઈ નવરોજી, વાછા, આનંદ ચાર્લુ, સુરેન્દ્રનાથ બેનરજી, ફીરોજશાહ, રાનાડે, ગોખલે, ટિળક, બીપિન પાલ, વગેરેની સેવાઓ વિષે વિસ્તૃત અહેવાલ છે. ખરૂં જોતાં મૂળ આ બે પ્રકરણો પટ્ટાભીએ અખિલ ભારત કોંગ્રેસ સમિતિ માટે તૈયાર કરેલાં અને તે પુસ્તિકા અહીં બે પ્રકરણો રૂપે રજૂ કરાઈ છે. એમાં વિશેષ અગત્યના, કે થોડી 'અગત્યના, નાના મોટા દરેકની કદર પટ્ટાભીએ કરી છે. જેણે થોડીઘણી પણ હિન્દી રાષ્ટ્રની સેવા કરી છે, તેને આ પુસ્તકમાં આ ઇતિહાસકારે સ્થાન આપ્યુ છે. જેમ કે પંડિત "હૃદયનાથ કુંઝરના પિતા પંડિત અયોધ્યાનાથ અલ્હાબાદ કોંગ્રેસના

સ્વાગતાધ્યક્ષ હતા, તેમનું નામ પણ એઓ વિસર્યા નથી

ગ્રન્થના બીજા ભાગમા પટ્ટાભીએ ગાધીજી હિંદમા આવ્યા ને તેને પરિણામે કોંગ્રેસની નીતિમા, જે ક્રાન્તિકારી ફેરફારો થયા તે દર્શાવ્યા છે. લખનૌ કોંગ્રેસ, હિન્દુ મુસ્લિમ કરાર, બીસન્ટ ને ટિળકની રાજકીય પ્રવૃત્તિઓ, અમદાવાદ, ચપારણ અને ખેડાના સત્યાગ્રહો, રાષ્ટ્રધ્વજનો ઉદય, જલીયાવાળા બાગ, ગાધીજીનો સત્યાગ્રહ ને એ રીતે કોંગ્રેસની બદનાતી જતી નેતાગીરી, નીતિ અને સ્વરૂપનો એમણે ખ્યાલ આપ્યો છે એમા એમણે ઘણી વિગતો ભરી છે એનુ મુખ્ય કારણ એ હતું કે ૧૯૧૫ થી ૧૯૨૨ સુધીના વર્ષો એ કોંગ્રેસ માટે ઘણા ક્રાતિકારી વર્ષો ગણાય કોંગ્રેસમાથી વિનીતો ચાલ્યા ગયા' જિન્નાહ વગેરે છૂટા પડયા ને કોંગ્રેસ ઉદ્દામવાદી અને ઇન્કીલાબી સસ્થા થઈ પડી વફાદારીને બદને આવી લડાઈ, શ્રદ્ધાને બદલે આવી શકા, હક્કોના ટૂકડાને બદલે હવે મગાવા માડયા પોતાના જ જન્મસિદ્ધ હક્કો કોંગ્રેસ ધારાસભાને બદલે જેલ ભરવા લાગી, સલ્તનતની સામે શિર ઝૂકાવવાને બદને ઝઝૂમવા લાગી તેનુ ચલચ્ચિત્રના જેવુ ગત્યાત્મક ચિત્ર પટ્ટાભીએ આપ્યુ છે દરેક પરિષદોની વિગતો આપી છે દરેક નાનો બનાવ નોધ્યો છે, ને તેના પ્રત્યાઘાતો પણ એમણે આલેખ્યા છે ગાધીજીના સત્યાગ્રહ ઠરાવનો બગાળે ને મહારાષ્ટ્રે કરેલો વિરોધ, ૧૯૨૦ના

નાગપુર અધિવેશન વખતે જે સત્યાગ્રહના ઠરાવનો વિરોધ કરવા શ્રી. ચિત્તરંજનદાસ બંગાલના ૬૦૦ પ્રતિનિધિઓને પોતાને ખર્ચે લઇ આવ્યા હતા, તે જ ઠરાવનું એમણે કરેલું સમર્થન, વગેરે બનાવો જાણે આપણે કોઈ નવલકથા વાંચતા હોઈએ એવી રીતે રજુ કરાયા છે. સત્યાગ્રહ, ગુજરાત વિદ્યાપીઠ, બિહાર વિદ્યાપીઠ, ટિળક મહાવિદ્યાલય, આંધ્ર જાતીય કલાશાળા, વગેરે સંસ્થાઓની સ્થાપના, શાળાકોલેજોનો બહિષ્કાર, અદાલતોનો બહિષ્કાર એ બધાં આંદોલનોનું, ચૌરીચુરા વગેરેનું એમણે હૃદયંગમ ચિત્ર આપ્યું છે.

ત્યારબાદ આવે છે, એક બાજુ રચનાત્મક પ્રવૃત્તિ તો બીજી બાજુ ધારાસભામાંથી લડત. મોતીલાલજી, માલવીયાજી, લાલાજી વગેરે ધારાસભાઓમાં સરકારને શિકસત પર શિકસત આપે છે. સરકારનું એક પણ બીલ મંજુર થતું નથી, ને વાઈસિરોય માત્ર એની વીટોની સત્તાથી રાજ કરે છે. તો બીજી બાજુ, ગાંધીજી એમની ચરખા, સ્વદેશી, મદ્યનિષેધ, હરિજન ઉદ્ધાર, વગેરે રચનાત્મક પ્રવૃત્તિઓ તરફ વળે છે. વચમાં વચમાં નાગપુરમાં ઝંડા સત્યાગ્રહ, બારડોલીમાં નાકરની લડત એવી લડતો પણ સરકાર સામે લડી લેવાય છે. ને એમ દારૂગોળો સળગેલો રહે છે દેશની પરિસ્થિતિ પણ તંગ બને છે. એક બાજુથી ટ્રેડ યુનીયન કોંગ્રેસ જોર પકડે છે, મજુર આંદોલનો, અને હડતાળો છે, તો બીજી બાજુ ત્રાસવાદીઓ શસ્ત્રાગાર લૂટે

છે, અંગ્રેજ અમલદારોનાં ખૂન કરે છે, ને એમ કંઈ ને કંઈ ઇન્કીલાબી પ્રવૃત્તિ ચાલે છે. કોંગ્રેસ ઉપર પણ આ બધી પ્રવૃત્તિની અસર થયા વિના રહેતી નથી. કોંગ્રેસને સામ્યવાદીઓ ને ત્રાસવાદીઓ લડત તરફ ધસડતા જાય છે, જનતાને પોતાની તરફેણમાં ટકાવી રાખવી હોય તો લડત વિના બીજો આરો નથી, ને મદ્રાસનો નેહરૂ રિપોર્ટ, કલકત્તા કોંગ્રેસમાં સાંસ્થાનિક સ્વરાજ્યની માગણી ને લાહોરમાં સંપૂર્ણ સ્વાતંત્ર્યની ઘોષણા, કોંગ્રેસ શી રીતે ઉદ્દામવાદી થતી ગઈ તે બતાવે છે. પછી તો આવે છે ઐતિહાસિક દાંડી કૂચ, નમક સત્યાગ્રહ ને દેશવ્યાપી આંદોલન. સલ્તનતના પાયા ડોલવા માંડે છે. સલ્તનતને આખરે કોંગ્રેસ જોડે સમાધાન કરવું પડે છે. ગાંધી અરવીન કરાર થાય છે. ઇરવીન જાય છે ને વીલીંગડન આવે છે. ઇરવીનની ભૂલ એ સુધારે છે. ને ગાંધી-અરવીન કરારનો છડેચોક ભંગ થાય છે, નેતાઓને ગિરફતાર કરાય છે, સરહદ પ્રાંતમાં દમનના કોરડાઓ વીંઝાય છે, ગાંધીજી વિલાયતથી આવે છે અને વાઈસરોયની મુલાકાત માગે છે. પણ એનો ઇન્કાર થાય છે. ને ફરી પાછું આંદોલન સળગે છે.

કોંગ્રેસ ઝઝૂમે છે, ત્યાં મેકડોનેલ્ડનો કોમી ચૂકાદો આવે છે. તેમાં અસ્પૃશ્યોને હિન્દુથી જૂદા ગણ્યા છે. જેલમાં મહાત્માજી આના વિરોધ તરીકે ઉપવાસ કરે છે. આંબેડકર આવે છે. મંત્રણાઓ ચાલે છે. સમાધાન

થાય છે, ને હરિજન આંદોલન જાગે છે. ગાંધીજી છૂટે છે ને પાછા ઝડપાય છે. હરિજન પ્રવૃત્તિ આદરવાના હક માટે ફરી અપવાસ કરે છે, ને ફરી છૂટે છે. ફરી પાછા પકડાય છે, ને અપવાસ કરે છે. ને એમ આખરે લડત ૧૯૩૪ સુધી ધકેલાય છે. ૧૯૩૪ માં મુંબઈ કૉંગ્રેસ ભરાય છે, કૉંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થાય છે. ને ધારાસભા પ્રવેશની નીતિ કૉંગ્રેસ અપનાવે છે, ને ગાંધીજી કૉંગ્રેસમાંથી નિવૃત્ત થાય છે.

અહીં શરૂઆતમાં પચીશ વર્ષની પ્રવૃત્તિ પટ્ટાભીએ બહુ વિગતથી આપી નથી. કારણ શરૂઆતની પચીશ વર્ષની પ્રવૃત્તિ અત્યંત મંદ, એકધારી અને પાયાની છે, જ્યારે પચીશ વર્ષ પછીની પ્રવૃત્તિ અત્યંત વેગીલી, ત્વરિત, ઝડપથી રંગ બદલનારી ને ઉદ્દામવાદી છે, ચેતનવંતી છે. પટ્ટાભીએ પચાશ વર્ષની પ્રવૃત્તિનું વિહંગાવલોકન કર્યું છે. એમાં એઓ કયારેક કવિતામય પણ બની ગયા છે. કૉંગ્રેસની પ્રવૃત્તિ માટે એઓ લખે છે:

> "૧૮૮૫માં શરૂ થયેલું કૉંગ્રેસનું નાનું શું ઝરણુ અર્ધીસદી સુધી વહતુ રહે છે ઘડીમાં એ સાંકડી નેળમાંથી વહે છે, તો ઘડીકમાં એ મહાન નદીની ગંભીરતાથી વહે છે. એ જંગલમાંથી પોતાનો માર્ગ કાઢે છે, પર્વત ને ખીણની મુસીબતો વટાવે છે. ઘડીમાં એ

> શાંત ને ગંભીર નદી જેવી લાગે છે, તો ઘડીમા એનો પ્રવાહ ઘૂઘવના મહાસાગર સમો બને છે. એમા વળી નવી વિચારધારાઓ, નવા આદર્શોનાં વહેણો આવીને મળે છે, ને રાષ્ટ્રીય સંસ્કૃતિ, ને છેવટે આતરરાષ્ટ્રીય સસ્કૃતિના મહાસાગરમા પોતાના બધા વહેણોને ભેળવી દેવાનો એની તમન્ના છે."

આ પછી, તો વર્ષો વહ્યા. કોંગ્રેસે ચૂટણીમાં ભાગ લીધો, ને જીતી. પ્રધાનપદા લીધા ને લડાઈ થઈ એટલે હોકરે માર્યાં. વ્યક્તિગત સત્યાગ્રહ કર્યો ને વિલાયતથી ક્રીપ્સ આવ્યો તેની જોડે મંત્રણાઓ કરી મંત્રણા પડી ભાગી ને ગાધીજીએ "હિન્દ છોડો" ની ઘોષણા કરી. "હિન્દ છોડો" ની દેશવ્યાપી લડાઈ જાગી ગાધીજીએ અપવાસ ર્ક્યા, ને દેશનેતાઓ છૂટયા પાર્લામેન્ટ તરફથી મીશન આવ્યુ. મત્રણાઓ ચાલી વિલાયતમા મજુર સરકાર ચૂટણીમા જીતી ને મંત્રીમીશન આવ્યું. મત્રણાઓ ચાલી. વિધાનસભાની યોજના ને વચગાળાની સરકારની યોજના મંત્રી મીશને રજૂ કરી કોંગ્રેસે વિધાનસભાની યોજના સ્વીકારી પણ વચગાળાની સરકાર વિષેની યોજના નકારી. મુસ્લિમ લીગે પહેલા બન્ને યોજના સ્વીકારી ને પછી બન્ને નકારી. ને કોંગ્રેસને વચગાળાની સરકાર સ્થાપવા માટે આમત્રણ મળ્યુ. કોંગ્રેસે સ્વીકાર્યું. વિધાનસભાની રચના સંબધે કોંગ્રેસ ને લીગને મતભેદ

પડયો. વિધાનસભાનો બહિષ્કાર લીગે કર્યો ને વેવલે મુસ્લિમ લીગને પ્રધાનમંડળમા લીધી. ને કોંગ્રેસ ને લીગ વચ્ચે પ્રધાનમંડળમા સતત ઝઘડા ચાલ્યા કર્યો ને આખરે માઉન્ટબેટને આવી હિન્દના ભાગલા પાડયા. આ હકીકતો પટ્ટાભીએ લખેલા કોંગ્રેસના ઇતિહાસના બીજા ભાગમાં આલેખાયલી છે ક્રીપ્સ મીશન વખતની વાટાઘાટો, મંત્રી મીશનની વાટાઘાટો, એ બધા પર આ બીજો ગ્રન્થ સારો પ્રકાશ ફેંકે છે. એક દષ્ટિએ જોતા, જો બીજો ગ્રન્થ છે, તે મંત્રણાઓનો ગ્રન્થ છે, એ વાટાઘાટોનો ઇતિહાસ છે. જો કે, એમાં ૧૯૪૨ની સત્યાગ્રહ પ્રવૃત્તિનો ઇતિહાસ, દરેક પ્રાંતની વિગતો, સરકારે ચલાવેલા મુકદમામા સરકારની વિરૂદ્ધ બ્રિટીશ અદાલતે જ આપેલા નિર્ણયો એમણે વિગતવાર આપ્યા છે. વેવલની દ્વિમુખી નીતિ, અને કપટ ઉપર પણ લેખકે સારો પ્રકાશ પાંડયો છે. જિન્નાહ જોડે એક વાત અને જવાહર અને ગાધીજી જોડે બીજી વાત. એ ચાણક્યનીતિ વિષે એમણે દસ્તાવેજે સહીત પૂરાવા આપ્યા છે. સુભાષની સામે શ્રી. પટ્ટાભી કોંગ્રેસ પ્રમુખની ચૂંટણી માટે ૧૯૩૯મા ઊભા રહ્યા હોવા છતાં, સુભાષની પ્રમુખ તરીકેની વરણી, હરિપુરા ને ત્રિપુરીનાં કોંગ્રેસના અધિવેશનો એ તરફ એમણે ખૂબ સહાનુભૂતિથી, સામા પક્ષને અન્યાય ન થાય એ દષ્ટિથી જોયુ છે. ને સુભાષને પૂરતો એમણે ન્યાય આપ્યો છે એ એમની ઇતિહાસકાર તરીકેની મોટામાં

મોટી સિદ્ધિ છે.

ચૂંટણીમાં પણ દરેક પ્રાંતમાં કોંગ્રેસે કેટલા ઉમેદવારો ઉભા રાખેલા તેમાંથી કેટલા જીત્યા, એ બધાના કોઠાએ આપીને આ ગ્રન્થને એમણે સંપૂર્ણ ને વિગતપૂર્ણ બનાવવા પ્રયત્ન કર્યો છે. આ ઉપરાંત ક્રીપ્સે ખાનગીમાં જે વાતો કરેલી, ને, એની અખબારી મુલાકાતોમાં જે કહેલું તેનો તફાવત પણ એમણે બતાવ્યો છે ક્રીપ્સની લુચ્ચાઈ એમણે ઠીક ઉઘાડી પાડી છે. ક્રીપ્સ માત્ર યુદ્ધ સંચાલનમાં ગમે તેવી તરકીબોથી હિન્દને ફસાવવા માગતો હતો એ ક્રીપ્સની મુલાકાતો તથા નિવેદનો અને નેતાઓ જોડેની વાતચીત પરથી સ્પષ્ટ થાય છે. પટ્ટાભીએ આ ગ્રન્થમાં વેવલને ખૂબ મહત્વ આપ્યું છે. ચાર પ્રકરણો વેવલ માટે રોકયાં છે. એનું મુખ્ય કારણ એ છે, કે વેવલના વખતમાં ઘણા 'રાજકીય બનાવો બન્યા. વેવલના સમયમાં ગાંધીજી છૂટયા, ને વાઇસરોય ગાંધી મુલાકાત થઈ, પંતપ્રધાનોની પરિષદ મળી, ને મંત્રણા ભાંગી પડી. મજુર સરકારના વિજય પછી પાછી મંત્રણાઓ થઈ. કોંગ્રેસે વચગાળાની સરકાર સ્થાપી, ને વેવલે લીગને કશી પણ બાંયધરી લીધા વિના પ્રધાનમંડળમાં સ્થાન આપ્યું. ને વેવલની આ ફૂટ નીતિને લીધે જ એને પાછો બોલાવવામાં આવ્યો.

આ રીતે પટ્ટાભી આપણને કોંગ્રેસનો ઈતિહાસ આપે છે. ૫૦ વર્ષનો નહિ પણ ૬૨ વર્ષનો. કોંગ્રેસના

અવિરત અને ભગીરથ પ્રયત્નોથી દેશને આઝાદી મળી ત્યાર સુધીનો. એ ઇતિહાસમાં સચ્ચાઈ છે, વિગતપૂર્ણતા છે, પટ્ટાભીનું ઈતિહાસકાર તરીકેનું અનોખું વ્યક્તિત્વ છે, એમની વિવેક શક્તિ છે, અને એમની હરદમ જ્વલંત એવી રાષ્ટ્રોન્નતિની તમન્ના છે જે સંસ્થાનો પોતે ઈતિહાસ લખ્યો છે, એ સંસ્થાના કર્ણધાર બનવાનું સદ્‌ભાગ્ય એમને સાંપડયું છે એ ઘણો હર્ષનો વિષય છે.

કોંગ્રેસના એટલે રાષ્ટ્રના પટ્ટાભીએ લખેલા આ ઈતિહાસ માટે રાજેન્દ્રબાબુએ યથાર્થજ કહ્યું છે કેઃ

"લેખકનુ કોંગ્રેસવાદીઓ વિષેનું તથા કોંગ્રેસના બનાવો વિષેનું જ્ઞાન ઘણું વિશાળ છે. કોંગ્રેસની ઘડતરકથાના પાછલા ઇતિહાસમાં એમણે કંઇ નાનો સૂનો ભાગ ભજવ્યો નથી. એઓ કઈ જડ હકીકતો, ને કોઇએ નોંધેલી હકીકતોને આધારે લખતા તટસ્થ ઈતિહાસકાર નથી. એમણે તો આમાંના બધા બનાવો સગી આંખે નિહાળ્યા છે, ને એ બનાવોના આઘાત પ્રત્યાઘાતો એમણે જાતે અનુભવ્યા છે. એમના આ લખાણ પાછળ ફક્ત જ્ઞાનજ નથી શ્રદ્ધા પણ છે."

રાજેન્દ્રબાબુની આ વાત સાચી છે પટ્ટાભીએ પોતે

જે સંસ્થાના ઘડતરમાં મહત્વનો ફાળો આપ્યો હોય, એ સંસ્થાના અન્ય ઘડવૈયાને રોજ–બ–રોજ એમણે નિકટના દષ્ટિકોણથી નિહાળ્યા હોય, કોંગ્રેસની બદલાતી નીતિ, એનો સ્વરૂપ પલટો એમણે નજરોનજર નિહાળ્યો હોય, પછી એ ઇતિહાસ જડ ક્યાંથી હોય ! એમાં અક્ષરેઅક્ષરે ચેતન હોય. એમાં શબ્દે શબ્દે જીવન્ત પ્રાણ ધબકતો હોય.

## પ્રકરણ ૮ મું

### પટ્ટાભી અને ગાંધીજી

પટ્ટાભીને સામાન્ય રીતે જનતા પિછાને છે ગાંધીજીના અથવા તો ગાંધીવાદના ભાષ્યકાર તરીકે. ગાંધીજીએ તો વારંવાર પોતાના મંતવ્યો લેખોદ્વારા, વ્યાખ્યાનો દ્વારા પ્રગટ કર્યાં, પરતુ, એનો અર્થ, એનો ધ્વનિ સમજાવ્યો આપણા અમુક ગાંધીજીના નિકટસ્થ સાથીઓએ. એવા સાથીઓમાં પટ્ટાભીનુ સ્થાન મોખરે છે. પટ્ટાભીને આજે આખું હિન્દ પિછાને છે ગાંધીજીના ભાષ્યકાર તરીકે, ગાંધી ને ગાંધીવાદના રચનાર તરીકે. પટ્ટાભી ગાંધીજીના સંપર્કમાં આવ્યા તે પૂર્વે રાષ્ટ્રવાદ તરફ વળેલા પરન્તુ, પટ્ટાભીની જીવન દૃષ્ટિ બદલાઇ, પટ્ટાભીનું જીવનપરિવર્તન થયું ગાંધીજીના સંપર્ક પછી.

ગાંધીજી હિન્દમાં આવ્યા તે પૂર્વે પટ્ટાભી કોંગ્રેસના અધિવેશનોમાં હાજરી આપતા ને કોંગ્રેસમાં ખૂબ ઊંડો રસ લેતા.

ડૉ. પટ્ટાભીની બુદ્ધિપ્રતિભાથી, એમની અભ્યાસ વૃત્તિથી ગાંધીજી ખૂબ અંજાયલા ને, તેથીજ ગાંધીજી એમની પ્રવૃત્તિ વિષે વારંવાર પટ્ટાભીની સલાહ લેતા. પટ્ટાભીએ પણ ગાંધીજી હિન્દમાં આવ્યા, ને ગાંધીજીની કાર્યરીતિ જોઈ ત્યારથી ગાંધીજીને જ પોતાના રાજકીય ને આધ્યાત્મિક ગુરૂ માન્યા. ને આજ દિન પર્યન્ત એઓ ગાંધીજીના ભક્ત અને વફાદાર શિષ્ય રહ્યા છે.

ડૉ. પટ્ટાભી અને ગાંધીજી વચ્ચેનો સંબંધ ગુરુ શિષ્યનો તો છે જ. પરંતુ, એ સંબંધ એનાથી પણ વિશેષ અંગત હતો. પટ્ટાભીની શક્તિની જ્યારે હિન્દને જાણ નહોતી, ત્યારે ગાંધીજીને તો એની જાણ હતી જ. તેથી જ, તો જ્યારે ત્રિપુરી કોંગ્રેસની ચૂંટણી આવી, ત્યારે ગાંધીજીએ સુભાષબાબુના હરીફ તરીકે પટ્ટાભીને પસંદ કરેલા, એટલું જ નહિ પરંતુ, પટ્ટાની ચૂંટણી માટે એમણે પ્રયત્ન પણ કરેલો. અને જ્યારે ચૂંટણીમાં પટ્ટાભી હારી ગયા, ત્યારે ગાંધીજીએ પોતાની હાર થઈ છે એ મુજબનું નિવેદન કરેલું. એ પરથી પટ્ટાભીની શક્તિ વિષે ગાંધીજીને કેટલી શ્રદ્ધા હતી તેની પ્રતીતિ થશે. જો કે, જેટલી ગાંધીજીને શ્રદ્ધા હતી, તેટલી ગાંધીજીના સાથીઓને નહિ.

એ ઉપરાંત, જ્યારે ૧૯૨૦માં નાગપુર કોંગ્રેસ વખતે વિલાયતથી કર્નલ વેજવુડ વગેરે આવેલા, ને, એના ભાષણનો યુવાન પટ્ટાભીએ હિંમતથી જડબાતોડ જવાબ આપેલો, ત્યારે એમની સ્પષ્ટવક્તૃતા તથા નીડરતા ઉપર ગાંધીજીને ખૂબ શ્રદ્ધા જન્મેલી પટ્ટાભી હરેક રાજકીય આંદોલન વખતે ગાંધીજીની સાથે રહ્યા છે. વિશેષે કરીને ધારાસભા પ્રવેશના મોહમાં એઓ કદિ પડયા નથી. અને, ગૌહતી કોંગ્રેસમાં બંધારણીય માર્ગ અખત્યાર કરવાની વિરોધમાં શ્રી. ચિત્તરંજન દાસ, મોતીલાલજી વગેરે સામે જે ઝુંબેશ ઉઠાવેલી તેમા પટ્ટાભીનો ફાળો પણ જેવો તેવો નહોતો. વળી, પટ્ટાભી પણ, ગાંધીજીની જોડે રચનાત્મક કાર્યક્રમમાં જ છેક છેવટ સુધી, એટલે આજસુધી છે. જવાહર, સરદાર, ને રાજાજી, રાજેન્દ્રબાબુ જેવા અધિકાર તરફ વળ્યા. એમણે સરકારી હોદ્દાઓ સ્વીકાર્યા, પણ પટ્ટાભી એવા કોઈ પણ પ્રલોભનથી પર રહ્યા ને ગાંધીજીની જ નીતિને આજ સુધી વળગી રહ્યા, છે. મદ્રાસમા જ્યારે રાજાજીની લોકપ્રિયતા ઘટી ગઈ, ને નવી ચૂટણી થઈ, ત્યારે પટ્ટાભીને ધારાસભા કોંગ્રેસપક્ષના નેતા તરીકેની ચૂંટણીનો સ્વીકાર કરવાનું કહેવામા આવ્યું હતુ. પણ, ગાંધીજી પટ્ટાભીની મનોવૃત્તિ જાણતા હોવાને લીધે અને પટ્ટાભીની વલણથી પૂરેપૂરા પરિચિત હોવાથી એમણે એ માગણી નામંજુર કરી, અને પટ્ટાભીને પોતે બીજા કામમાં લેવા માગે છે એમ જણાવ્યું. આથી ઘણાને માઠું

લાગેલું કે પટ્ટાભી તરફ ગાંધીજીની મીઠી નજર નથી પણ વસ્તુતઃ એવું કશું નહોતું. ગાંધીજી સાચેસાચ એમ ઇચ્છતા હતા, કે પટ્ટાભી સરકારી હોદ્દા તરફ ન વળે.

પટ્ટાભીની અન્ય એક વિશેષતા એ હતી, કે પટ્ટાભીની કોંગ્રેસના કામમાં ખૂબ જરૂર પડતી. કોંગ્રેસના બંધારણમાં ફેરફાર કરવાનો હોય, જ્યારે બંધારણ સમિતિ નીમવી હોય રાષ્ટ્રધ્વજ માટે સમિતિની નીમણૂક કરવાની હોય, બંગાળની ચૂંટણી વિષે મતભેદો જાગ્યા હોય ને તેની તપાસ કરવાની હોય, ત્રાવણકોર રિયાસત ને પ્રજા વચ્ચે ઝઘડો થયો હોય ને તેનું સમાધાન કરવું હોય, ત્યારે ગાંધીજી પટ્ટાભીને એવા કામની સોંપણી કરતા. રિયાસતી પ્રજાનું કાર્ય પણ ગાંધીજીની સૂચનાથી એમણે ઉપાડેલું. ગાંધીજી એમને કોઈ પણ કામ વિના સંકોચે સોંપતા તેનું એક કારણ એ હતું, કે ગમે તેવું મુશ્કેલ કાર્ય હોય તો પણ એ પાર પાડતા. પટ્ટાભી ને ગાંધીજી વચ્ચેનો સંબંધ મીઠો હોવા છતાં, પાછલાં વર્ષોમાં અને ખાસ કરીને જ્યારે પટ્ટાભીએ ગાંધીજી જોડેની વાતચીત પછી, એની પૂરેપૂરી નોંધ લીધા પછી, આંધ્ર આવીને એક ખાનગી પરિપત્ર મોકલ્યું, ને તેમાં અમુક કાર્ય જેને ગાંધીજી હિંસા માનતા હતા, તે અહિંસક ગણાવ્યું, તે પછી એમણે જાહેર સભામાં પણ ૧૯૪૫માં એ વાતનો સ્વીકાર કર્યો, ત્યારથી ગાંધીજીની એમની પ્રત્યેની કંઇક મમતા ઓછી થઈ

એમ લાગતું. કારણ કે, જ્યારે પટ્ટાભી અને આચાર્ય કૃપાલાણી વચ્ચે કોંગ્રેસના પ્રમુખપદ માટે હરીફાઈ થઈ, ત્યારે ગાંધીજીએ આચાર્ય કૃપાલાણી તરફ પોતાનું વલણ દર્શાવેલું એ તો હવે જાણીતી હકીકત છે. એ વખતે પટ્ટાભીને જરા માઠું પણ લાગેલું.

ગાંધીજીની જેમ પટ્ટાભીએ પણ વતનને માટે પોતાના સર્વસ્વની કુરબાની કરી, અને પોતાનો બધો સમય દેશને આપ્યો, કોંગ્રેસની સેવા કરી, ને એ સંસ્થાના ઉચ્ચોચ્ચ પદે એઓ પણ ગાંધીજીની જેમ પહોંચ્યા ને એ પદને શોભાવ્યું.

પટ્ટાભી જે એક કામ હાથમાં લે છે તે પૂર્ણ કરે છે. અને એ રીતે ગાંધીજીની જેમ એઓ એ કામમાં ઊંડા ઉતરીને બધી દષ્ટિએ એની છણાવટ કરી કામને બને તેટલે અંશે સંપૂર્ણ બનાવવા પ્રયત્ન કરે છે. દષ્ટાંત તરીકે એમણે રિયાસતી પ્રજાનું કાર્ય ઉપાડયું ને પૂરું કરીને પછી જ કોંગ્રેસનું પ્રમુખપદ સ્વીકાર્યું. એમણે આંધ્ર પ્રાંતની રચના માટે તનતોડ મહેનત કરી. આખરે આંધ્ર પ્રાંતની રચના છેલ્લી હદ સુધી કરી ત્યારે જંપ્યા.

પટ્ટાભી ને ગાંધીજી બન્નેની જીંદગી એટલે આત્મભોગની જીંદગી. પટ્ટાભી ને ગાંધીજી બન્નેએ પોતાની ધંધાની પ્રવૃત્તિઓ દેશસેવા માટે છોડી. બન્ને પોતપોતાના વિચારોના પ્રચારાર્થે સાપ્તાહિકો કાઢતા. પટ્ટાભી

"જન્મભૂમિ" નામનું સાપ્તાહિક ચલાવતા, ગાંધીજી 'નવજીવન' અને 'યંગ ઇન્ડીયા'નાં સાપ્તાહિકો. ગાંધીજી અને પટ્ટાભી છેક છેવટ સુધી કોંગ્રેસના આંતરિક રાજકારણ સાથે સંકળાયલા રહ્યા. ગાંધીજીને લીધે, પટ્ટાભી હિન્દી શીખ્યા ને આજે એઓ હિન્દીમાં સુંદર વ્યાખ્યાન આપી શકે છે. ઘણા જ થોડા

દક્ષિણ હિન્દવાસીઓ હિન્દી પર પ્રભુત્વ ધરાવે છે તેમાંના પટ્ટાભી એક છે. પટ્ટાભી એ નિયમિત કાંતનારા છે. ખાદીની પ્રવૃત્તિ પણ એમણે ઉપાડેલી. અને પોતાના પ્રાંતમાં ખાદીકાર્ય એટલું સરસ કર્યું કે એમણે ગાંધીજીને પોતાના પ્રાંતમાં નોતર્યા. ને ગાંધીજીએ એમના રચનાત્મક કાર્યની મુક્તકંઠે તારીફ કરી.

ગાંધીજી જતાં ડૉ. પટ્ટાભી માટે એક મોટો સહારો જતો રહ્યો. કારણ ગાંધીજી પટ્ટાભીની કિંમત જાણતા હતા, પરંતુ, પટ્ટાભીએ ગાંધીજી ગયા પછી પણ પોતાની સ્વાયત્ત શક્તિથી કોંગ્રેસનું પ્રમુખપદ મેળવ્યું. એ એમના જીવનની મોટામાં મોટી સિદ્ધિ કહી શકાય.

ગાંધીજીની પ્રેરણાથી જેમ રાષ્ટ્રીય કેળવણી માટેનાં કેન્દ્રોની સ્થાપના થઈ તેવી જ રીતે એ કાર્ય આંધ્રમાં પટ્ટાભીએ ઉપાડી લીધું. ને આંધ્ર જાતીય કલાશાળાની સ્થાપના કરી એમણે એ કાર્યને ગુજરાત વિદ્યાપીઠની

જેમ જ આગળ ધપાવ્યું.

આ રીતે ગાંધીજી ઉપનિષદકાર છે, તો પટ્ટાભી ભાષ્યકાર છે. બાપુજી ગુરુ તો પટ્ટાભી શિષ્ય, ગાંધીજી સર્જક છે તો પટ્ટાભી વિવેચક છે. પટ્ટાભીનું જીવન-ઘડતર એટલે ગાંધીજીના રાષ્ટ્રવાદની પ્રબળ અસર તળેનું ઘડતર.

## પ્રકરણ ૯ મું

## પટ્ટાભી અને જવાહર

સામાન્ય રીતે કોઇને પણ થાય કે પટ્ટાભી અને જવાહર વચ્ચે ઉત્તરધ્રુવ અને દક્ષિણધ્રુવ જેટલું અંતર છે. ને એક રીતે ખરૂં જ. એક કાશ્મીરી, બીજા આંધ્રના. એક અમીરીમાં ઉછરેના, પાશ્ચાત્ય સંસ્કારોની છાયામાં ઘડાયેલા, બીજા ઉછરેલા નિતાન્ત ગરીબીમાં, એકનું એક ખમીસ ધોઈ ધોઈ ને ૭ માસ સુધી પહેરવું પડે એવી ગરીબીમાં. એક નાનપણમાં સોનાને ઘુઘરે રમતા, બીજાને માટે માટીનો પણ ઘુઘરો નહી. એકનું ઘડતર થયેલું વિલાયતમાં જ્યારે બીજાનું ઘડતર થયેલું આપણી ભૂમિમાં જ બે વચ્ચે સમાનતા ક્યાં ? એક બેરીસ્ટર તો બીજો દાક્તર. પણ બેરીસ્ટર

છતાં જવાહરને કંઇ પ્રેક્ટીસની કશી જ તમન્ના નહોતી જ્યારે પટ્ટાભીને તો ભીષણ જીવનસંગ્રામ ખેડવો પડતો હતો. એકને મન બચપણમાં જીવન એક સુખ-શય્યા હતી, બીજાને મન જીવન એ દુઃખનો ડુંગર અને મુશ્કેલીઓની પરંપરા હતી. સમાજ, ગરીબી, એ બધા સામે મોરચા માંડવાના હતા. જવાહરલાલને પિતા તરફથી મહત્તાનો વારસો મળ્યો જ્યારે પટ્ટાભીની બધી મૂડી સ્વાયત્ત છે. આ સર્વે વિચારતાં થાય છે, કે બન્નેનું વ્યક્તિત્વ, બન્નેના જીવનના દૃષ્ટિકોણ જુદા, બન્નેની જીવનરીતિ જુદી, રાષ્ટ્રીય ઉન્નતિને માટેના માર્ગો ભિન્ન. આ કારણે પ્રથમ દૃષ્ટિએ જવાહર અને પટ્ટાભી વચ્ચે ઘણો ફેર લાગે. પરંતુ, રાષ્ટ્રના પુનરુત્થાનમાં, રાષ્ટ્રીય જાગૃતિમાં બન્નેનો ફાળો ગણનીય છે, એટલું જ નહિ પણ બન્નેની સેવાઓ ઘણી ઉપયોગી અને અમૂલ્ય છે એમ કહીએ તો કશું ખોટું નથી.

પટ્ટાભી અને જવાહર પણ એક જ ગુરુના શિષ્યો. બન્ને એક જ વાતાવરણથી રંગાયેલા. બન્ને એક જ ધ્યેયથી આકર્ષાયેલા. જવાહર અને પટ્ટાભી બન્ને શરૂઆતથી જ ઉદ્દામવાદી. બન્ને ધારાસભાપ્રવેશની વિરુદ્ધ અને બ્રિટીશ સલ્તનત જોડેના સંપૂર્ણ બહિષ્કારના હિમાયતી. બન્નેને લડાયક કાર્યક્રમ પસંદ, આમ છતાં, પટ્ટાભીને ગાંધીજીના રચનાત્મક કાર્યક્રમમાં સંપૂર્ણ શ્રદ્ધા, જ્યારે જવાહરને એવી નહિ. જવાહર ઔદ્યોગી-

કરણમાં માને, ખાદી વગેરે પહેરે ખરા, કાંતે પણ ખરા, પણ એમાં શ્રદ્ધા કરતાં શિસ્તની ભાવના વિશેષ પ્રબળ. જ્યારે પટ્ટાભી તો ભક્તની જેમ એ કાર્યક્રમને વળગી રહ્યા. ૧૯૪૫ સુધી પટ્ટાભી ને જવાહર સરકારી હોદ્દાથી પર રહ્યા, ચૂંટણીથી પર રહ્યા, ને કોંગ્રેસના જ કાર્યમાં મસ્ત રહ્યા. જવાહર ને પટ્ટાભી બન્નેએ રિયાસતી પ્રજાના ઉદ્ધાર માટે મહેનત કરી. રિયાસતી પ્રજાપરિષદના જવાહર પણ પ્રમુખ થયા છે, ને, જવાહરે રિયાસતની જેલોને પણ અનેકવાર શોભાવી છે. રિયાસતી પ્રજાના પ્રશ્નો બન્ને સમજેલા, અને બન્નેએ પોતાની સેવાને લાભ એ પ્રજાને આપેલો. દેશી રિયાસતોની પ્રજા આજે કોંગ્રેસમાંથી કોઈને પણ વિશેષ અહેસાન માનતી હોય તો આ બે લોકનાયકોને. પટ્ટાભી અને જવાહર બન્ને વિદ્યાભ્યાસંગી છે. બન્ને સર્જક છે. જવાહર જગતને ઇતિહાસ લખે છે, તો પટ્ટાભી આપણી રાષ્ટ્રીય મહાસભાનો. જવાહરલાલજી હિન્દની પ્રાચીન સંસ્કૃતિનો અભ્યાસ કરી Discovery of India લખે છે ત્યારે પટ્ટાભી લખે છે જગતનાં બંધારણોનો અભ્યાસ કરી Constitutions of the Worldનું પુસ્તક. જવાહરલાલ ને પટ્ટાભી બન્નેમાં આપણે બ્રિટીશ સલ્તનત માટેની નફરત સ્પષ્ટ જોઈએ છીએ. પટ્ટાભીએ એમના Economic Conquest of India એ પુસ્તકમાં અંગ્રેજોએ આપણી આર્થિક સત્યાનાશી કરી તેનો સુયોગ્ય ચિતાર

આવો છે. પટ્ટાભીનું સર્જન અને જવાહરના સર્જનમાં મોટામાં મોટો ફરક એ છે કે પટ્ટાભી હળવા થઈ શકે છે ને Feathers and Stones જેવું મર્માળુ પુસ્તક અર્પે છે, જ્યારે જવાહરમાં આપણને ગાંભીર્ય મળે છે. દૃષ્ટિનું ઊંડાણ મળે છે, પણ હળવાશ નથી મળતી. આપણા હિન્દના પ્રશ્નો વિષે જવાહર તેમજ પટ્ટાભીએ પુસ્તકો લખ્યા છે. જવાહરનું હમારી સમસ્યાએ ને પટ્ટાભીનું Some Fundamentals of Indian Problem બન્ને પોતપોતાનાં દૃષ્ટિબિંદુથી, સ્પષ્ટ રીતે આપણી સમસ્યાઓ સમજાવે છે. પટ્ટાભી અને જવાહર બન્નેના લખાણમાં જે અનેક અવતરણો આવે છે, તે બન્નેનો વિશાળ અભ્યાસ, બન્નેની ઔચિત્ય-દૃષ્ટિનું દિગ્દર્શન કરાવે છે.

પટ્ટાભી અને જવાહર વચ્ચે ફેર એ પડ્યો, કે પટ્ટાભી છેક છેવટ સુધી આજ પર્યંત રચનાત્મક કાર્યક્રમને જ વળગી રહ્યા, જ્યારે જવાહર અધારણીય પ્રવૃત્તિમાં પડયા, ને બન્નેના માર્ગ ભિન્ન થયા.

પટ્ટાભીએ વિશેષ કાર્ય પોતાના પ્રાંતમાં કર્યું અને એથી પટ્ટાભીની લોકપ્રિયતા એમના પ્રાંતમાં વિશેષ રહી. જ્યારે જવાહરની પ્રતિષ્ઠા હિંદ અને જગતમાં વિસ્તરી. એનું કારણ જવાહરે અનેક પ્રવૃત્તિઓમાં જપલાવ્યુ, જ્યારે પટ્ટાભી એક કાર્ય હાથપર લઈ તેને જ પાર ઉતારવામાં માને છે. આથી જ એમણે

વિશેષ લક્ષ આપ્યું આંધ્ર પ્રાંતની રચના પર. આ જ કારણથી જવાહરની શક્તિનો લાભ સમગ્ર હિન્દને મળ્યો. સંયુક્ત પ્રાંતને વિશેષ કશો નહિ, ત્યારે પટ્ટાભીનો વિશેષ લાભ આંધ્ર પ્રાંતને મળ્યો. અને એથી આજે આખું આંધ્ર પટ્ટાભીની પડખે છે. આ ઉપરાંત જવાહરની કાર્યરીતિ નિરાળી છે. પ્રતિપક્ષીઓ તરફ અસહિષ્ણુતા, લાગણીવિવશતા, ક્રોધ, એ બધી જવાહરની લાક્ષણિકતા છે. ત્યારે શાંતિ, ગાંભીર્ય, પ્રતિપક્ષીઓ તરફ સહાનુભૂતિ ને ઉદારતા એ પટ્ટાભીનું લક્ષણ છે. પટ્ટાભી બધાને સાંભળે, ને બધાને એમની તરફ સહાનુભૂતિ રહે, એવું એમનું વલણ છે.

જવાહર ને પટ્ટાભીએ કોંગ્રેસની સેવા વિવિધરૂપે કરી છે. પોતાના પ્રાંતની કોંગ્રેસ સમિતિના વડા તરીકે, મંત્રી તરીકે, ને રાષ્ટ્રપતિ તરીકે જવાહરલાલ આપણને હરઘડીએ બદલાતા લાગે. એ શરૂઆતમાં આગળ પડતા ઉદ્દામવાદી, સમાધાનની વિરુદ્ધ ને પોતાના નિશ્ચયને દૃઢતાથી વળગી રહેનારા લાગે. એ જ કારણે ૧૯૨૮માં કલકત્તા કોંગ્રેસમાં એઓ એમના પિતાની સામે થયા હતા. અને સંપૂર્ણ સ્વાતંત્ર્ય માટે માગણી કરી હતી. ત્યારબાદ પાંચ છ વર્ષો જવાહર ક્રાન્તિવાદી હતા. પણ, એમના પ્રમુખપણા હેઠળ જ કોંગ્રેસે હોદ્દાનો સ્વીકાર કર્યો. કોંગ્રેસ ચૂંટણી લડી, ને જવાહરે એ માટે પ્રચાર કર્યો. ત્યારબાદ જવાહરલાલે હોદ્દાનો સ્વીકાર કર્યો, જ્યારે પટ્ટાભી

પડેલાં જે હતા તે જ છે. એઓ ગાંધીવાદી હતા, ને ગાંધીવાદી છે, એમાં કશોય ફરક પડચો નથી. આજે પણ હોદ્દાસ્વીકાર તરફ, એમની ઉદાસીનતા છે, રચનાત્મક કાર્યક્રમમાં શ્રદ્ધા છે.

રાષ્ટ્રના ઘડતરમાં જવાહરનો અને આંધ્રના ઘડતરમાં પટ્ટાભીનો ફાળો અવિસ્મરણીય છે. પટ્ટાભીએ આંધ્ર પ્રાંતની અસ્મિતા જગાવી, આંધ્ર પ્રાંતમાં આત્મશ્રદ્ધા જગાવી, ને એ બધું રાષ્ટ્રીય અસ્મિતાને ભોગે નહિ. એમની દૃષ્ટિ રાષ્ટ્રિય હોવા છતાં પ્રાંતીય છે.

પટ્ટાભી અને જવાહર બન્ને ઉત્તમ પ્રકારના વક્તા છે. પટ્ટાભી વિલાયત ગયા નથી. ને પરદેશ જવાનો એમને મોહ પણ નથી. જવાહર અને પટ્ટાભી બન્ને સ્વતંત્ર દિમાકના છે. એથી જ જવાહર વારંવાર ગાંધીજીના સિદ્ધાંતોનો જાહેરમાં વિરોધ કરતા ને ચર્ચામાં ઉતરતા. પટ્ટાભી ભાષાવાર પ્રાંતોમાં માનતા હતા. કોંગ્રેસના મોવડીઓ માનતા નહોતા. છતાં પટ્ટાભીએ કોંગ્રેસ પ્રમુખ થતાં વેંત જ એ વિષે એક સમિતિ નીમી, ને ભાષાવાર પ્રાંતરચનાનો સ્વીકાર કોંગ્રેસ પાસે કરાવ્યો. હિન્દુ કોડ બીલ સામે પણ પટ્ટાભીએ જે વાણી ઉચ્ચારી છે, તે પટ્ટાભીની સ્વતંત્રતા સૂચવે છે.

જવાહર ને પટ્ટાભી બન્ને આપણા દેશનું ગૌરવ છે. એ બે સૂત્રધારો હોય, એક રાષ્ટ્રનો બીજો કોંગ્રેસનો, તો આપણા દેશને કશો ભય નથી.

## પ્રકરણ ૧૦ મું

## પટ્ટાભી અને રાજાજી

પટ્ટાભી અને રાજાજી એ બન્ને દક્ષિણ હિન્દના મશહૂર નેતાઓ છે એક હિન્દની રાજ્યસત્તાના વડા છે. બીજા હિન્દની મહાન સસ્થા ॥ વડા છે રાજાજી તેમજ પટ્ટાભી બન્ને પોતાના આપબળે, પોતાની સ્વાયત્ત શક્તિથી મહાન બન્યા છે એમની મહત્તા, એ એમના કાર્યે એમને આપેલી અણુમોલી બક્ષિશ છે વ્યક્તિઓના જીવન આપણને સમજાવે છે, કે જગતમા સાચા માણસોની, જગતમા જેમને પરમાર્થ કરવાની તમન્ના હોય, જેમની દષ્ટિ પોતા ।થી પર હોય, એવા મનુષ્યોની કિંમત વહેલીમોડી થયા વિના રહેતી નથી જગત બેકદર નથી જગત સાચા માણસોની

ઉપેક્ષા કરતું નથી. નહિ તો આ બન્ને ગરીબ બ્રાહ્મણના છોકરાઓ, ભારેભાર મુસ્કેલીમાં, અત્યંત ગરીબીમાં, છાત્રવૃત્તિથી ઉચ્ચ શિક્ષણ લઇને ભણ્યા, તેમને ઉચ્ચોચ્ચ સ્થાન મળે કયાંથી ?

રાજાજી અને પટ્ટાભી એ બન્નેમાં એક મોટું સામ્ય એ છે, કે બન્ને રચનાત્મક કાર્યક્રમમાં માનનારા છે. ગયા કોંગ્રેસ વખતે, ગાંધીજીનો ધારાસભા બહિષ્કારનો પક્ષ સબળ કરનાર એ બે વ્યક્તિઓ હતી. અને ત્યારબાદ જ્યારે અન્ય સર્વે ધારાસભાઓ મૂંજાવતા હતા, ત્યારે આ બન્ને રાષ્ટ્રોન્નતિના કાર્યમાં, રાષ્ટ્રીય શિક્ષણ કે મદ્યનિષેધ, ખાદીપ્રચાર કે અસ્પૃશ્યતા નિવારણ, એવા કાર્યમાં જ રત હતા. આ બન્ને વ્યક્તિઓ વર્ષો સુધી કોંગ્રેસના આ કાર્યમાં જ દટાઈ રહી. આમ બન્નેએ ગાંધીજીના અનુયાયી તરીકે, નામના મેળવી. તામીલભાષી પ્રદેશમાં રાજાજીએ એ પદ પ્રાપ્ત કર્યું, તેલુગુભાષી પ્રદેશમાં પટ્ટાભીએ.

આ બન્ને મહારથીઓએ જુવાન વયમાં, જ્યારે જિજિવિષા અને ધનલોભ પ્રબળ હોય, જ્યારે લક્ષ્મી એમનાં આંગણાં પૂછતી ઘર બેઠે આવતી હોય, તેવા કાળમાં, એમણે, ભોગ છોડી ત્યાગનો અંચળો ધારણ કર્યો, મોજમજાહ છોડી રાષ્ટ્રસેવાનો ભેખ લીધો, પોતાની ધીકતી કમાણીને છોડી, જનનીની હાકલનો જવાબ આપવા નીકળી પડયા. એ બન્નેનો એક જ

ઉત્તર હતોઃ

ન જાણું અમારે પંથ શી આફત ખડી છે,
ખબર છે એટલી કે માતની હાકલ પડી છે.

ને બન્નેના જીવનમાં મુસીબતો ને આફતો કેટકેટલી આવી? બન્નેએ કેટકેટલી રાજકારણની લીલીસૂકી જોઈ, બન્નેએ કેટકેટલાં લોકપ્રેમનાં બદલાતાં વહેણ જોયાં? રાજાજીએ લોકોનો રોષ સહન કર્યો, લોકોની ગાળો સહન કરી, અપમાનો પચાવ્યાં, ને પટ્ટાભીને આટઆટલી સેવા પછી પણ, જનતાએ એકવાર કોંગ્રેસના પ્રમુખ પદ માટે પાછળ ગાંધીજીનું પીઠબળ હોવા છતાં, નકાર્યો. રાજાજીએ હિંદુ – મુસ્લિમ એકતાનો પક્ષ લીધો, લીગ – કોંગ્રેસ સમાધાનનો માર્ગ લીધો, ને એમને માટે કોંગ્રેસમાં માનભર્યું સ્થાન રહ્યું નહિ. તો પટ્ટાભીએ દેશી રિયાસતોનો પક્ષ લીધો, તો એમને માટે કોંગ્રેસ કારોબારીમાં પણ સ્થાન રહ્યું નહિ. એક વખતના કોંગ્રેસ પ્રમુખપદની ગાદી માટેના ઉમેદવારને એમના સાથીઓએ અવગણ્યા. રાજાજી પણ એમના જ સાથીઓથી અવગણાયા. આમ છતાં, એમની સચ્ચાઈને લીધે, એમની સાફદીલીથી એમણે, પડતી જોઈ તેમજ ચઢતી પણ જોઈ. રાજાજીને મધ્યસ્થ સરકારનું મંત્રી પદ, પશ્ચિમ બંગાળનું ગવર્નર પદ અને હિંદ સરકારનું ગવર્નર જનરલ પદ મળ્યું. ને, પટ્ટાભીને કોંગ્રેસનું પ્રમુખ પદ મળ્યું.

ને, કૉંગ્રેસ કારોબારીમાં માનભર્યું સ્થાન મળ્યું. અને, આંધ્રને અલગ પ્રાંત બનાવવાની મંજુરી મળી બન્નેને ઘણી રાહ જોવી પડી. લાંબી તપશ્ચર્યા કરવી પડી.

આમ છતાં, રાજાજી ને પટ્ટાભીમાં એક મોટો ભેદ છે. રાજાજીને ૧૯૩૭માં મદ્રાસ સરકારનું વડાપ્રધાનનું સ્થાન મળ્યું, ત્યારપછી એમની દૃષ્ટિ બંધારણવાદ તરફ વળી. એમણે, લડાયક માર્ગેથી પગલાં પાછાં વાળ્યાં, ને, એમણે, હિંદુ – મુસ્લિમ એકતા સાધી, યુદ્ધના સમયમાં, કૉંગ્રેસે સરકારી તંત્રની ધુરા પાછી લેવી જોઇએ એમ જાહેર કર્યું, ને, તેનો પ્રચાર કર્યો. ને તે પછીની પણ બધી રાજકીય મંત્રણા-ઓમાં એમણે સક્રિય ભાગ લીધો, ને કૉંગ્રેસે પુનઃ હોદ્દાનો સ્વીકાર કર્યો, ત્યારે એ માર્ગ તરફ એઓ વળ્યા, ને હિંદના ગવર્નર – જનરલને પદે પહોંચ્યા. પણ પટ્ટાભી પોતાના, બંધારણવાદના વિરોધમાં, ધારાસભા બહિષ્કારની નીતિ વિષેની શ્રદ્ધામાં અડગ ને અણનમ રહ્યા. ને, આજસુધી, એવાં કેટલાંયે પ્રલોભનો આવવા છતાં, એમણે બંધારણનો માર્ગ સ્વીકાર્યો નથી. જ્યારે ૧૯૪૫માં થયેલી ચૂંટણીમાં, એમને, મદ્રાસના વડાપ્રધાન થવા માટે કહેવામાં આવ્યું ત્યારે એમણે એ પદનો સ્પષ્ટ ઇન્કાર કર્યો. ને, એઓ વિધાનસભામાં પણ આવ્યા, કારણ કે કૉંગ્રેસના બધા કારોબારીના સભ્યોએ વિધાનસભામાં આવવું એવો કારોબારીનો નિર્ણય હતો. પટ્ટાભીને, રાજ્યપદનો

મોહ નથી. એમને તો શાંત કાર્યમાં જ રસ છે, આનંદ છે. એથી જ એઓ, અત્યારસુધી કોઈ પણ સરકારી હોદ્દા પર આવ્યા નથી.

રાજાજી અને પટ્ટાભી બન્ને સ્વતંત્ર દિમાકના માનવીઓ છે. રાજાજી પોતે જે માનતા હોય, તે કોઈની પરવા કર્યાં વિના, કશાય સંકોચ વિના, સ્પષ્ટતાથી જણાવે છે. તેવું જ પટ્ટાભીનું છે. પટ્ટાભી પણ ખૂબ સ્પષ્ટ વકતા, છે. એથી જ, 'હિન્દ છોડો' ચળવળ વખતે રાજાજી એનાથી અલગ રહ્યા, તો પટ્ટાભીએ, ભાંગફોડની અમુક પ્રવૃત્તિઓ અહિંસક ગણી શકાય એ મતલબની એક જાહેરાત પ્રગટ કરી. ને, એને અંગે તો મોટી મોટી ચર્ચા થઇ. પણ પોતે છૂટીને પટ્ટાભીએ તુરત જ સ્પષ્ટ કર્યું, કે એ જાહેરાતની ને તેને અંગે જે કંઈ થયું હોય તે બધાની જવાબદારી પોતાની છે. આ કારણે ગાંધીજી ને પટ્ટાભી વચ્ચે મતભેદ પણ થયો હતો, ને ગાંધીજી નારાજ પણ થયા હતા. તે છતાં પોતાના વલણને મક્કમપણે એઓ વળગી રહ્યા.

રાજાજી ને પટ્ટાભી બન્ને વિદ્વાન છે. બન્નેને વાંચનનો બહુ પ્રબળ શોખ છે, એટલું જ નહિ પણ બન્ને ગમે તે વિષય પર લખી શકે છે, એટલું એમનું જ્ઞાનનું ક્ષેત્ર વિસ્તૃત છે. રાજાજીનો ઉપનિષદ, વગેરે ધર્મગ્રન્થોનો અભ્યાસ, એમની The Way Out

નામની પુસ્તિકામાં તથા Ambedker Refuted નામના ગ્રન્થોમાં તથા એમના ભાષણોમાં વ્યક્ત થતી એમની રાજનીતિની ભાવના, તો પટ્ટાભીનો કોંગ્રેસનો ઈતિહાસ, Constitutions of the World, જેવાં પુસ્તકો પટ્ટાભીની અભ્યાસશીલતા, એમની પૃથક્કરણ શક્તિ, મૌલિક દૃષ્ટિ વગેરેની ઝાંખી કરાવે છે. આમ સમકાલીન રાજકીય પ્રશ્નો ઉપર બન્નેએ પૂરતું ચિંતન કર્યું છે, ને, બન્ને પોતપોતાની રીતે પરિસ્થિતિને અવલોકે છે.

રાજાજી ને પટ્ટાભી એ બેમાં રાજાજી મુત્સદ્દી વિશેષ, જ્યારે પટ્ટાભીમાં મુત્સદ્દીપણું નહિ. બધાને સમજાવવાની, બધાને એકઠા રાખવાની વૃત્તિ જે રાજાજીમાં છે, તે પટ્ટાભીમાં નથી. આથી રાજાજી સાચું કહે પણ ગળે ઉતરે એવી રીતે જ્યારે પટ્ટાભી તો તડફડની નીતિમાં જ માનનારા, જે રાજનીતિમાં બહુ ખપ લાગતી નથી. રાજાજી એમના મુત્સદ્દીપણાને લીધે જ આવા ઉચ્ચ પદને પામ્યા, જ્યારે પટ્ટાભીમાં લાયકાત, કાબેલિયત બધું હોવા છતાં, એઓ જે પાછળ રહ્યા તેનું મુખ્ય કારણ એ છે કે એઓ જરાય સંકોચ વિના પોતાને જે લાગે છે, તે જણાવે છે.

રાજાજીએ તથા પટ્ટાભીએ બન્નેએ પોતાના મંતવ્યોના પ્રચાર અર્થે, ગાંધીજીની ભાવના, આદર્શો, સિદ્ધાંતો, એ, બધું સમજાવવા માટે, છાપાંઓનો આશ્રય લીધો.

રાજાજીએ 'યંગ ઈન્ડીયા'નું તંત્રીપદ ગાંધીજીની ગેરહાજરી દરમ્યાન સંભાળેલું, ને પછી તામીલપત્રો, અસ્પૃશ્યતા નિવારણ, મદ્યનિષેધ વગેરે પ્રવૃત્તિઓ માટે એઓ પ્રકાશિત કરતા હતા. તો પટ્ટાભી, 'જન્મભૂમિ' નામના સાપ્તાહિકમાં એ સિદ્ધાંતોનો પ્રચાર કરતા હતા આ બન્ને મહારથીઓ ગાંધીજીના સિદ્ધાંતોના પ્રચારક અને ભાષ્યકાર તરીકે ઓળખાય છે. રાજાજીએ એમના અનેક પ્રવચનો દ્વારા, ગાંધીજીના સિદ્ધાંતોને, સમજાવવા પ્રયત્ન કર્યો છે. જ્યારે પટ્ટાભીએ એમના 'ગાંધી અને ગાંધીવાદ' નામના પુસ્તકમાં એ સિદ્ધાંતોને સ્ફૂટ કરીને સમજાવ્યા છે. અને પટ્ટાભીને કોંગ્રેસનું પ્રમુખપદ અપાવવા માટે, એમનામાં રહેલા ગાંધીવાદે બહુ અગત્યનો ભાગ ભજવ્યો છે.

આજેય રાજાજી ને પટ્ટાભી બન્નેના વિરોધીઓ આપણને ઢગલાબંધ મળશે. પટ્ટાભીએ આંધ્ર પ્રાંત લીધો તે માટે અન્ય પ્રાંતોની માગણી કરનારા એમની પર નારાજ છે. રાજાજી પરનું જૂનું વેર હજી મદ્રાસવાસીઓને ગયું નથી. રાજાજી તેથી જ ગવર્નર-જનરલનું પદ મેળવી શકયા, પણ આંતરિક ખટપટને લઈ હિન્દના પ્રજાસત્તાકના પ્રથમ પ્રમુખ બનવાનું ભાગ્ય ન મેળવી શકયા. રાજકારણ એ તો રેતીના ઢગ પર ઉભા રહેવા જેવું છે. એ ઢગ નીચેની રેતી કયારે સરી જશે તેનો ભરોસો હોતો નથી. એના સાચાં દૃષ્ટાંતો જોવાં હોય તો રાજાજી ને પટ્ટાભી છે. છતાં બન્નેએ

હિંમતથી, પોતાના વિરોધીઓનો, જરા પણ કડવાશ વિના, જરાય હાર્યા વિના, ખેલદીલીથી સામનો કર્યો છે અને કાળની સામે સામી છાતીએ ઊભા રહ્યા છે. તે માટે એ બન્નેને અભિનંદન ઘટે છે. એમણે આપણને મુસીબતોનો સામનો શી રીતે કરવો તે શીખવ્યુ, લોક-રૂચિનાં વહેણ શી શી રીતે બદલાય છે તે બતાવ્યું, અને એથી જ એ બન્ને ભડવીરો આપણા દેશના ઇતિહાસમાં અમર રહેશે, એમની વીરતાથી.

## પ્રકરણ ૧૧ મું

## પટ્ટાભી અને રાજેન્દ્રબાબુ

આપણને કોંગ્રેસના ઉત્થાનમાં જેમણે પોતાની જીંદગી સમર્પી હોય, જેમણે દેશને કાજે પોતાના સ્વાર્થને મીટાવ્યો હોય, એવી થોડી ગણીગાંઠી વ્યક્તિઓનું નામ ગણાવવાનું કોઈ કહે તો એમાં રાજેન્દ્રબાબુ ને પટ્ટાભી બન્નેનુ સ્થાન પ્રથમ હરોળમાં આવે. બન્ને ડોકટર છે એટલા માટે નહિ બન્નેએ દેશના રોગનું નિદાન કરીને, દેશના ડોકટર બન્ને બન્યા છે એટલા માટે. બન્નેના હૃદયમાં દેશને માટે આગ જલતી હતી. બન્નેને લાગ્યું કે દેશના બધા રોગોની જડીબુટ્ટી માત્ર ગાંધીજીને માર્ગે જવામાં છે. એટલે બન્ને એ પોતાના વ્યક્તિત્વને એ જ રાજમાર્ગે વાળ્યુ.

રાજેન્દ્રબાબુ કરતાં પટ્ટાભીને કોંગ્રેસનો રંગ વહેલો લાગે

લો. જો કે, બન્નેએ એમની વિદ્યાર્થી અવસ્થામાં જ, પોતે જે સ્થાનમાં ભણ્યા હતા ત્યાં જ કોંગ્રેસનું અધિવેશન ભરાતાં એમણે, એક સાધારણ સ્વયંસેવકથી શરૂઆત કરી. રાજેન્દ્રબાબુએ કલકત્તામાં ને પટ્ટાભીએ મદ્રાસમાં ને પછી ધીમે ધીમે એ મહાસસ્થાની સેવા કરતાં કરતા, એઓ એ સંસ્થાના ઉચ્ચ આસને પહોચ્યા, એટલું જ નહિ, પરન્તુ, ઉચ્ચ આસને પહોચવા છતા એક સામાન્ય સેવકની જેટલી જ નમ્રતાથી બન્નેએ કામ કર્યું છે.

પટ્ટાભી તેમજ રાજેન્દ્રબાબુ બન્નેએ વિશેષતઃ રચનાત્મક કાર્યક્રમમા જ પોતાની શક્તિનો વિનિયોગ કર્યો છે. ખાદી પ્રચાર, રાષ્ટ્રીય શિક્ષણ, મદ્યનિષેધ, વગેરે કાર્યક્રમો બન્નેએ પૂર્ણાંશે અપનાવ્યા છે. રાજેન્દ્રબાબુ અને પટ્ટાભી એ બન્ને વચ્ચેનો સબંધ એવો ગાઢ અને પ્રેમભર્યો છે, કે, પટ્ટાભીની ચૂંટણી વખતે, જ્યારે પ્રમુખપદ માટે પટ્ટાભી તેમજ ટંડનજી વચ્ચે બહુ તીવ્ર રસાકસી ચાલતી હતી અને જ્યારે બિહારના મતો ઉપર ઘણો આધાર હતો ત્યારે ચૂંટણીના એ ત્રણ દિવસ પૂર્વે જ રાજેન્દ્રબાબુએ પટ્ટાભીનો પક્ષ ખેંચી નિવેદન બહાર પાડ્યું. ને પરિણામે બિહારના લગભગબધા મતો, પટ્ટાભીને મળ્યા, અને પટ્ટાભીની જીત થઈ જો કે એનું મુખ્ય કારણ તો રાષ્ટ્ર સમક્ષ ઉપસ્થિત થયેલા પ્રશ્નો પરત્વે પટ્ટાભી અને ટંડનજી બન્નેનું દૃષ્ટિબિન્દુ એકબીજાથી તદ્દન ભિન્ન હતુ.

રાજેન્દ્રબાબુએ ગાંધીજીની પ્રેરણાથી બિહાર રાષ્ટ્રીય

મહાન નેતા હોય છતાં જ્યાં એમને એ નેતાનુ વર્તન ગેરવ્યાજબી લાગ્યું, કે, એઓ એનો વિરોધકર્યા વિના રહે જ નહિ. આથી પટ્ટાભી ઘણા ઉગ્ર, લાગણીવિવશ, અને આખાબોલા તરીકે મશહૂર છે. આથી ઘણાને પટ્ટાભી ગમતા નથી. જ્યારે રાજેન્દ્રબાબુ બધું સમજે છે છતાં, એઓ કોઈ ને કડવો સખૂન નહિ કહે. એમનામાં ઉગ્રતાને બદલે શાંતિ, કડવાશને બદલે નરી મિઠાશ ને સંગ્રામને સ્થાને સમાધાન છે. રાજેન્દ્રબાબુ ગમે તેવો વિરોધ સહી લે છે, જ્યારે પટ્ટાભી તો, અન્યાયની સામે ઝઝૂમશે ને સામાપક્ષને મહાત કરશે, ત્યારે જ જંપશે. રાજેન્દ્રબાબુ सत्य ब्रूयात् प्रिय ब्रूयात् । એ સૂત્રવાળા છે, જ્યારે પટ્ટાભી अप्रियमपि सत्य ब्रूयात् । એ સૂત્રને માનનારા ને પાળનારા છે.

બિહારમા જે રાજકીય જાગૃતિ છે, જે, અન્યાયને બરદાસ્ત ન કરવાની વૃત્તિ છે, તેને માટે રાજેન્દ્રબાબુ જવાબદાર છે. તેવી જ રીતે આંધ્રની અંદર આજે જે રાષ્ટ્રીયતા ને વતનભક્તિના પ્રચંડ વહેણુ નજરે ચઢે છે, તે શ્રી. પટ્ટાભીની એ પ્રાંતને અર્પણ કરેલી પોતાની જીંદગીનું પરિણામ છે.

રાજેન્દ્રબાબુને પણ પોતાની ભાવનાઓના વાહન તરીકે, પોતાના વિચારોના મુખપત્ર તરીકે અખબારની જરૂર લાગેલી. તેથી એમણે છાપા – 'દેશ' ને 'સર્ચલાઈટ' લીધેલા ને થોડો વખત ચલાવેલા પણ ખરા. પણ પછી, રાજેન્દ્રબાબુ ઇતર

મહાન નેતા હોય છતાં જ્યાં એમને એ નેતાનું વર્તન ગેરવ્યાજબી લાગ્યું, કે, એઓ એનો વિરોધ કર્યા વિના રહે જ નહિ. આથી પટ્ટાભી ઘણા ઉગ્ર, લાગણીવિવશ, અને આખાબોલા તરીકે મશહૂર છે. આથી ઘણાને પટ્ટાભી ગમતા નથી. જ્યારે રાજેન્દ્રબાબુ બધું સમજે છે છતાં, એઓ કોઈને કડવો સખૂન નહિ કહે. એમનામાં ઉગ્રતાને બદલે શાંતિ, કડવાશને બદલે નરી મિઠાશ ને સંગ્રામને સ્થાને સમાધાન છે. રાજેન્દ્રબાબુ ગમે તેવો વિરોધ સહી લે છે, જ્યારે પટ્ટાભી તો, અન્યાયની સામે ઝઝૂમશે ને સામાપક્ષને મહાત કરશે, ત્યારે જ જંપશે. રાજેન્દ્રબાબુ सत्य ब्रूयात् प्रिय ब्रूयात् । એ સૂત્રવાળા છે, જ્યારે પટ્ટાભી अप्रियमपि सत्य ब्रूयात् । એ સૂત્રને માનનારા ને પાળનારા છે.

બિહારમા જે રાજકીય જાગૃતિ છે, જે, અન્યાયને બરદાસ્ત ન કરવાની વૃત્તિ છે, તેને માટે રાજેન્દ્રબાબુ જવાબદાર છે. તેવી જ રીતે આંધ્રની અંદર આજે જે રાષ્ટ્રીયતા ને વતનભક્તિનાં પ્રચંડ વહેણ નજરે ચઢે છે, તે શ્રી. પટ્ટાભીની એ પ્રાંતને અર્પણ કરેલી પોતાની જીંદગીનું પરિણામ છે.

રાજેન્દ્રબાબુને પણ પોતાની ભાવનાઓના વાહન તરીકે, પોતાના વિચારોના મુખપત્ર તરીકે અખબારની જરૂર લાગેલી. તેથી એમણે છાપાં— 'દેશ' ને 'સર્ચલાઇટ' લીધેલાં ને થોડો વખત ચલાવેલા પણ ખરાં. પણ પછી, રાજેન્દ્રબાબુ ઉતર

પ્રવૃત્તિમા પડયા એટલે એમા લક્ષ આપી શકયા નહિ. પરંતુ, પટ્ટાભીએ તો એમની અનેક લાક્ષણિકતાઓથી ભરપૂર એવું 'જન્મભૂમિ' નામનું દૈનિકપત્ર શરૂ કરેલું. અને એ પત્રને ૧૯૩૦ના સત્યાગ્રહ સંગ્રામ સુધી ચલાવેલું. એઓ મુખ્યતઃ પત્રકાર જ હતા.

પટ્ટાભીના પત્રકારત્વને લીધે જ પટ્ટાભીમાં જે પરલક્ષી દૃષ્ટિ છે, જે, રાજકીય પ્રશ્નોને એનાં અનેક દૃષ્ટિકોણથી સમજવાનો પ્રયત્ન હોય છે, જે આર્થિક ને સામાજિક પ્રશ્નોની ઊંડી ને મર્મગામી સમજ છે, તે એમના એ દિશામાં થયેલા વિકાસનું પરિણામ છે. રાજેન્દ્રબાબુની જેમ પટ્ટાભી એક કાર્ય હાથમાં લીધા પછી એને પાર પાડયા વિના જંપતા નથી. પટ્ટાભીના લખાણમાં જે માર્મિકતા છે, જે હળવું હાસ્ય છે, તે પણ એમના પત્રકારત્વને આભારી છે.

રાજેન્દ્રબાબુની જેમ પટ્ટાભી પણ રિયાસતો જોડે સંબંધ ધરાવે છે. રાજેન્દ્રબાબુ રિયાસતમા જ જન્મેલા, ને રિયાસત જોડે જ એમના પિતા ને પિતામહ વગેરેનો સંબંધ. રિયાસતો જોડેનો પટ્ટાભાનો સંબંધ તો માત્ર, પીડિતો, દુખી, દીન, કચડાયલા એ બધાની પ્રત્યેની એમની હમદર્દીની ભાવના પૂરતો જ. પટ્ટાભીએ જોયું કે, રિયાસતની પ્રજામા હજી જાગૃતિ નથી આવી એટલે એમણે એ કાર્ય ઉપાડયું, ને જ્યાંસુધી રિયાસતી

પ્રજાને બીજ – રિયાસતી પ્રજા જેટલા રાજકીય હેદ્દા ન મળ્યા, જ્યાંસુધી રિયાસતોમાં આપખુદ સત્તા હતી ત્યાંસુધી, એમણે, રિયાસત ઉપર જ પોતાનું સઘળું લક્ષ કેન્દ્રિત કર્યું. અને જ્યારે રિયાસતોનું હિન્દી સંઘ જોડે એકીકરણ થયું ત્યારે એમણે પુનઃ કોંગ્રેસના રાજકારણમાં સક્રિય ભાગ લેવા માંડયો.

ગાંધીજીના ખાદી અને અસ્પૃશ્યતા નિવારણના કાર્યમાં પણ આ બન્ને વીરોએ અત્યંત મહત્વનો ભાગ ભજવેલો. બિહારમા ખાદી પ્રચાર જેમ રાજેન્દ્રબાબુને આભારી હતો, તેવી જ રીતે, આંધ્રમાં ખાદી પ્રચારનો ભાર પટ્ટાભીને શિરે હતો. તેવું જ અસ્પૃશ્યતા નિવારણનું છે. બન્નેએ પોતપોતાના પ્રાંતમાં અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય પૂર વેગથી કર્યું.

આમ છતાં, રાજેન્દ્રબાબુ તથા પટ્ટાભી બન્નેના રાજકીય દૃષ્ટિબિંદુમાં, કાર્યરીતિમાં, મોટો તફાવત છે. રાજેન્દ્રબાબુનું બિહાર, હિન્દનો એક ભાગ છે, એમ માનીને રાજેન્દ્રબાબુ પહેલાં હિંદનો વિચાર કરે છે. એઓ વિચારે છે, કે જો આખા દેશનું ઇષ્ટ થવાનું હોય, તો એમાં સ્વાભાવિક રીતે બિહારનું પણ હિત આવી જ જવાનું. જ્યારે પટ્ટાભી આંધ્રને પ્રથમ મહત્વ આપે છે. આંધ્ર માટે એમને એટલો બધો પ્રેમ છે, કે, આંધ્રને જરા પણ અન્યાય થાય તે એઓ બરદાસ્ત કરી શકતા નથી. આંધ્ર અત્યાર સુધી મદ્રાસમાં

રહે તેની સામે એવી પ્રખર ઝુંબેશ ઉઠાવી કે આજે આંધ્ર પ્રાંત લગભગ મદ્રાસથી “અલગ થઈ ગયો છે, એમ કહીએ તો ચાલે. પણ એથી એમની વિરુદ્ધ પણ બીજા પ્રાંતવાસીઓએ આંદોલન ઉઠાવ્યું છે. હમણાં જ, કર્ણાટક પ્રાંતના રહેવાસી શ્રી. આંગડાએ નિવેદન બહાર પાડયું હતું, ને તેમાં એમણે પટ્ટાભીને આંધ્ર પ્રાંત મળી ગયો, એટલે, હવે એઓ બીજા પ્રાંતોની રચના તરફ લાપરવાઈ દેખાડે છે, એવો આક્ષેપ મૂકયો છે.

રાજેન્દ્રબાબુની પ્રવૃત્તિ સાત્વિક, જ્યારે, પટ્ટાભીની રાજસી કહી શકાય. રાજેન્દ્રબાબુની સેવા પ્રવૃત્તિ વિસ્તૃત છે, જ્યારે, પટ્ટાભીની મર્યાદિત, એ વાત સાચી પરંતુ, પટ્ટાભી જે કાર્ય હાથમાં લે તે પાર પાડયા વિના રહેતા નથી. આથી જ આજે એકેએક રિયાસતી પ્રજા પટ્ટાભીનો પડતો બોલ ઝીલવા તત્પર બન્યો છે. પટ્ટાભીમાં એ લોકોને પૂરેપૂરો ઇતબાર છે.

રાજેન્દ્રબાબુની પ્રજ્ઞા પ્રતિભા પણ પટ્ટાભીમાં છે. બન્ને અભ્યાસી છે. બન્ને પંડિત છે. અને એમને કોઈ પણ વિષય પોતાનો ન લાગે એવું નથી. એથી જ રાજેન્દ્રબાબુ 'ખંડિત ભારત' જેવો ગ્રંથ પ્રગટ કરે છે, ને તેમાં આપણા દેશના એ પ્રશ્નનું આમૂલાગ્ર વિવેચન કરે છે. તો, બીજી બાજુ, ચંપારણની લડતનો ઇતિહાસ આપે છે. જ્યારે પટ્ટાભી ચરખા પર પુસ્તક

લખે છે, કોંગ્રેસનો ઈતિહાસ લખે છે, ને આપણા પ્રશ્નો પર પુસ્તક લખી, આપણા દેશને મૂંઝવતા બધા પ્રશ્નોની સમાલોચના કરે છે. એટલે આ બન્ને નેતાઓ માત્ર વ્યવહારુ રાજકારણથી જ પરિચિત છે, એમ નથી, પરંતુ, એઓ રાજકારણના સિદ્ધાંતો, રાજકારણમાં આપણા દેશમાં પ્રવર્તતાં વહેણો, એ બધાના અભ્યાસી છે, ને એ સર્વે પર એમણે સ્વતંત્ર વિચારણા કરી છે.

આ રીતે બન્ને નેતાઓ આપણા દેશનું ગૌરવ છે, આપણા દેશની પ્રતિભા છે, આપણા દેશની જ્વલંત જ્યોત છે, ને, આપણને એ જ્યોત હમેશાં માર્ગદર્શક થઇ પડી છે અને ભવિષ્યમાં થઈ પડશે એવી આશાહી અસ્થા ને નથી.

# પ્રકરણ ૧૨ મું

## પટ્ટાભી અને સરદાર

સ્વાભાવિક રીતે બાહ્યદૃષ્ટિએ જોતાં, પટ્ટાભી અને સરદાર બન્ને એક બીજાથી એટલા ભિન્ન લાગે, કે આપણને એ બેની વચ્ચે કોઈ પણ પ્રકારની સમાનતા હશે કે કેમ એમ શંકા થાય. હા! એ ખરૂં છે કે બન્ને ગામડામાં જન્મેલા, ગામડાના વાતાવરણમાં ઉછરેલા, અને, અનેક મુસીબતોમાં ભણેલા. બન્નેએ કેળવણી ખૂબ જ આર્થિક રીતે તંગ પરિસ્થિતિમાં સંપાદન કરેલી, ને, એ કારણથી, બન્ને પોતાના જીવનના ઘડવૈયા પોતે જ બનેલા. પટ્ટાભીનું કાર્યક્ષેત્ર મુખ્યત: ઘણા સમય સુધી પોતાના પ્રાંત આંધ્રમાં જ હતું તો, ૧૯૩૦ સુધી સરદારનું કાર્યક્ષેત્ર પણ એમના વતન ગૂજરાતમાં હતું. એમણે ગૂજરાતમાં

સત્યાગ્રહો કર્યો, ગૂજરાતમાં પોતાની વીરગર્જના કરી અને ગૂજરાતમાં જ એમણે સરદારનો ખિતાબ જનતા તરફથી મેળવ્યો. આ કારણથી ગૂજરાતમાં એક પ્રબળ સરદારનો જ કહી શકાય એવો પક્ષ છે, જે સરદારનો પડતો બોલ ઝીલી લેવાને તત્પર છે. તો બીજી બાજુ, પટ્ટાભીનો આંધ્રમાં એવો જ મજબૂત પક્ષ છે, અને એ પક્ષ પટ્ટાભીના સર્વે કાર્યોમા એમની પડખે ઊભો જ હોય છે.

પટ્ટાભી અને સરદાર આમ પોતપોતાના પ્રાંતમાં પક્ષ નેતાઓ તો છે જ પરન્તુ પોતાના પ્રાંતની બહાર પણ એ બન્નેએ ઠીક ઠીક પોતાના પક્ષની જમાવટ કરી છે. સરદારે એ જમાવટ કરી કોંગ્રેસ પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ તરીકે, તો પટ્ટાભીએ એમના રિયાસતના સક્રિય કાર્યદ્વારા બન્નેમાં એક પ્રકારની કાર્યશક્તિ છે, કે જેને લીધે, એઓ જે જે ક્ષેત્રમાં જાય છે, ત્યાં સફળતા પ્રાપ્ત કરે છે. પટ્ટાભી અને સરદાર બન્ને પોતાની કાર્યશક્તિ વડે જ કોંગ્રેસના ઉચ્ચોચ્ચ પદે પહોચ્યા છે.

પટ્ટાભી અને સરદાર એ કયા સુધી એક જ રાજનીતિમાં માનતા હતા. બન્ને નાફેરવાદી હતા. બહિષ્કાર અને અસહકાર એ બન્નેની નીતિ હતી. એથી જ ગયા કોંગ્રેસમાં શ્રી ચિત્તરંજન દાસ ને મોતીલાલજીનો વિરોધ કરનાર મહારથીઓમાં એ બે વ્યક્તિઓ મુખ્ય હતી. બન્નેની એ નીતિ છેક ૧૯૪૫ સુધી કાયમ રહી. ત્યારબાદ સરદાર પાર્લામેન્ટરી બોર્ડના પ્રમુખ બન્યા. છતાં પોતે

તો ધારાસભાથી દૂર ને દૂર રહ્યા. પટ્ટાભીએ તો એમાં માથું માર્યું જ નહોતું. ૧૯૪૫ પછી સરકારની નીતિ બદલાઈ અને એમણે મધ્યસ્થ સરકારના હોદ્દાનો સ્વીકાર કર્યો. જ્યારે પટ્ટાભીએ મદ્રાસના મુખ્ય પ્રધાનપદનો પણ ઈન્કાર કર્યો.

સરદારને ફાળે જેમ ગુજરાતના ખેડૂતોને સંગઠિત કરવાનું માન જાય છે, તેવી જ રીતે પટ્ટાભીને ફાળે રિયાસતી પ્રજાના સંગઠનનું માન જાય છે. સરદાર સરદાર બન્યા એ ખેડૂતોને પ્રતાપે, તો પટ્ટાભી આજે કોંગ્રેસનું પ્રમુખપદ ભોગવે છે, તે રિયાસતી પ્રજાને પ્રતાપે. સાચા માનવીઓની કદર થાય છે, તેનાં જ્વલંત દૃષ્ટાંતો સરદાર અને પટ્ટાભી છે.

એક અન્ય દૃષ્ટિએ વિચારતાં, સરદાર અને પટ્ટાભી બન્ને કોંગ્રેસના ઊંચામાં ઊંચા હોદ્દા પર વિરાજ્યા છે. અને બન્નેએ છેલ્લા ત્રણ દાયકાના કોંગ્રેસના ઘડતરમાં મહત્વનો ફાળો આપ્યો છે. સરદાર કોંગ્રેસનો લડતનો કાર્યક્રમ અને પાર્લામેન્ટરી કાર્ય સંભાળતા તો પટ્ટાભી બંધારણના ઘડતર અને એવા કાર્યમાં રત રહેતા.

પટ્ટાભી અને સરદારમાં એક મોટું સામ્ય એ છે, કે બન્ને નીડર અને સ્પષ્ટવક્તા છે. પોતાને જે સાચું લાગે તે કહેતાં એમાંથી કોઈ સંકોચાતા નથી.

પોતાના સ્પષ્ટ વક્તૃત્વને ખાતર સરદારને ખમવું પડયું નથી જ્યારે પટ્ટાભીને સહન કરવું પડયું છે. પટ્ટાભીને કોંગ્રેસનું પ્રમુખપદ મેળવતાં જે આટઆટલી વાર લાગી તેનું મુખ્ય કારણ એની કાણાને કાણા કહેવાની નીતિ હતી. પટ્ટાભી સિદ્ધાંત માટે કોઈની પણ ખેવના કરે એવા નથી. સરદાર સિદ્ધાંતવાદી નહિ પણ વ્યવહારૂ દષ્ટિવાળા છે. એઓ પોતાના સિદ્ધાંતને સમયે હળવા કરતાં ખચકાય નહિ. જ્યારે પટ્ટાભી ચૂસ્તપણે પોતાના સિદ્ધાંતોને વળગી રહેવામાં માને છે.

સરદાર અને પટ્ટાભીના રાજકીય મતવ્યોમાં ઘણો ફેર છે. એક છે ચૂસ્ત પ્રાંતવાદી જ્યારે સરદાર તો દેશને ખાતર પ્રાંતની અવગણના કરે છે. પટ્ટાભીની ઉમરવાણી, ને હિન્દી પાર્લામેન્ટમાં સરકારવિરોધી એમણે લીધેલું અમુક પ્રશ્નોમા કડક વલણ એમને અળખામણા કરી મૂકે છે. ને તેથી જ તો સરદારે પ્રમુખની ચૂંટણી વખતે પરોક્ષ રીતે પટ્ટાભીનો વિરોધ કરેલો. આમ છતાં, પટ્ટાભીનું પોતાનું જ કહી શકાય એવું આગવું વ્યકિતત્વ છે, જેને જોરે એમણે સરદારના વિરોધ છતાં પ્રમુખપદ મેળવ્યુ.

પટ્ટાભી અને સરદાર બન્નેએ ઘણા સમયથી રાષ્ટ્ર-કાર્યને અપનાવ્યું છે. બન્નેએ પોતાની ધીકતી કમાણી છોડી બલિદાનના ક્ષેત્રમાં ઝંપલાવ્યું ને ઐહિક સુખની પરવા ન કરતાં પોતાના વ્યકિતત્વને દેશના

હિતમાં શમાવી દીધું.

સરદાર સોએ સો ટકા મુત્સદી છે, જ્યારે પટ્ટાભી ફક્ત દેશભક્ત છે. સરદારની જેમ રાજકીય વ્યૂહ રચવો, દરેકની સામે કેવી રીતે કામ લેવું તેનો નિશ્ચિત નકશો તૈયાર કરવો, એ બધું પટ્ટાભીને આવડતું નથી. એઓ તો પોતે નક્કી કરેલું, અથવા નેતાઓએ એમને સોંપેલું કાર્ય પાર પાડવામાં જ પોતાનું કર્તવ્ય સમજે છે આથી ઘણી વાર પટ્ટાભીને અન્યના વ્યૂહના ભોગ બનવું પડે છે.

સરદાર પંડિત નથી. લેખન એમની જીવનની પ્રવૃત્તિ નથી. એમનું જ્ઞાન એ અનુભવનું ને આંતર પ્રેરણાનું જ્ઞાન છે. જ્યારે પટ્ટાભી એ તો વિદ્વાન છે. એમનો મુખ્ય વ્યવસાય અભ્યાસ અને મનન છે. એથી જ તો પોતે દાક્તર હોવા છતાં, ધંધો કરતા કરતાં પણ એઓ જગતના રાજ્યતંત્રો વિષે પુસ્તક લખે, ભાષાવાર પ્રાંત રચના ઉપર પુસ્તક લખે અને ત્યાર-બાદ પણ કોંગ્રેસના ઇતિહાસ વિષે મનનીય પુસ્તક લખે એટલું જ નહિ પણ એમની અનેકવિધ રાજકીય પ્રવૃત્તિઓ હોવા છતાં એમનો લેખન વ્યવસાય ચાલુ રાખે ગાંધીજીના નેતૃત્વ હેઠળ તૈયાર થયેલા દેશના નેતાઓમાંના ઘણા ખરા સાહિત્યકાર, ઇતિહાસકાર, ફિલસૂફ, પત્રકાર, નિબંધકાર, ચિંતક વગેરેમાંથી કંઇ ને કંઈ છે. પટ્ટાભી ચિંતક છે, ઇતિહાસકાર છે

અને ફિલસૂફ તેમજ ભાષ્યકાર છે જ્યારે સરદાર આ વર્તુલમાં એક જ્વલંત અપવાદ રૂપ છે. સરદાર સાહિત્યકાર નથી તેમજ વિદ્યાવ્યાસંગી પણ નથી. સરદારે જવાહર, રાજેન્દ્રબાબુ તથા પટ્ટાભી માફક ગ્રંથો લખ્યા નથી. એઓ તો આદર્શ સૈનિક અને સેનાપતિ છે. એઓ પુસ્તકોના સિદ્ધાંત પર આધાર રાખતા નથી, પરંતુ પોતાના વિશાળ અનુભવો અને મનુષ્ય પરીક્ષાની અદ્‌ભૂત શક્તિ પર આધાર રાખે છે. પટ્ટાભીની માફક સાહિત્ય એમનો પ્રિય વિષય નથી. તે છતાં હકીકત એ છે કે એમના જ્વલંત અને જીવંત વકતૃત્વે એમને સાહિત્યમાં વિરલ સ્થાન અપાવ્યું છે. એમની ઝળહળતી દેશભક્તિએ એમની પાસે જે વાણી ઉચ્ચારાવી છે તેમાં ઉચ્ચ સાહિત્યનાં તત્વો સહેજે આવી ગયાં છે. એમનાં વ્યાખ્યાનોમાં જે વેધકતા અને કટાક્ષશક્તિ છે, હૃદયમાં સોંસરી ઉતરી જાય એવા રૂઢ પ્રયોગોવાળી જે જુસ્સાદાર, અસરકારક અને દીલ ડોલાવે એવી તળપદી ભાષા છે તે જ એમને સાહિત્યકારનું બિરુદ અપાવે છે. એમની વાણી નવરસ રુચિરા છે. એ વાણીમાં વિનોદ, કટાક્ષ, આવેશ, વીરતા તથા નીડરતાનાં તત્વો છે એટલું જ નહિ પણ તેમાં રૂક્ષતા ને કટુતા પણ નજરે પડે છે. આમ સરદારે ભલે પાંડિત્યપૂર્ણ ગ્રંથો લખ્યા નથી છતાં સાહિત્યકાર તરીકે એમનું સ્થાન ચોક્કસ છે જ. અને પટ્ટાભીએ જો માહિતીપૂર્ણ ગ્રંથો લખી સાહિત્યકારનું

બિરદ મેળવ્યું હોય તો સરદાર સાહેબે એમના લાક્ષણિક તથા અનનુકરણીય વક્તૃત્વથી સાહિત્યકારનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. ભારતમાતાની મુક્તિ માટે આ બન્ને બત્રીસલક્ષણાઓએ પોતાની સર્વે શક્તિઓ હોમી દીધી છે એ હકીકત દીવા જેટલી સ્પષ્ટ છે. સરદાર સાહેબ અને શ્રી. પટ્ટણી બન્ને હિંદના મહારથીઓ છે અને બન્ને વિશિષ્ટ વ્યક્તિત્વ ધરાવનારા બે મહાપુરુષો છે. આ બન્ને મહાપુરુષોની સરખામણી ન હોય. એમનો તો વ્યક્તિગત અભ્યાસ જ હોય!

# પ્રકરણ ૧૩ મું

## વૈષ્ણવ સ્મૃતિકારના બ્રાહ્મણ ભાષ્યકાર

**શ્રી.** પટ્ટાભીએ પોતાને જ વૈષ્ણવ સ્મૃતિકારના બ્રાહ્મણ ભાષ્યકાર તરીકે ઓળખાવ્યા છે. પટ્ટાભીના રાજકીય ગુરુ, આધ્યાત્મિક નેતા, અને ધાર્મિક પથ-દર્શક મહાત્માજી હતા મહાત્માજીના સિદ્ધાંતોને, એમની ભાવનાને, એમના જીવનની સઘળી શક્તિઓને પટ્ટાભીએ પૂરેપૂરી રીતે પિછાન્યા હતાં. એ કારણથી, અને ગાંધીજીના ચરણોમા शिष्यस्तेऽहं साधि मां त्वां प्रपन्नम् । એમ કહેતા પટ્ટાભી ગાંધીજીને આપણી સમક્ષ એમના ક્ષર તેમજ અક્ષરદેહનો, એમની વિભૂતિમત્તાનો આપણું પરિચય કરાવે તેમા આશ્ચર્ય શાનું હોય ' ગાંધીજી તો વ્યવહારુ પુરુષ હતા જે પ્રશ્નો, એમની સમક્ષ

જે જે રીતે ઉપસ્થિત થતા ગયા, તે તે પ્રશ્નોનો ઉકેલ એઓ પોતાની રીતે આપતા હતા. પરંતુ, ગાંધીજીનું લખાણ એટલા બધા વિષયો વિષે, અને એટલું બધું વિસ્તૃત રીતે હતું, કે, એની પર ભાષ્યની જરૂર અવશ્ય પડે જ. કારણ ગાંધીજીની શૈલી અર્થઘન. એમનું લખાણ સૂત્રાત્મક. થોડામાં થોડા શબ્દોમાં એઓ પોતાનો વિચાર પ્રગટ કરે છે. અને, એ કારણથી ઘણીવાર એમના વિચારો બદલાતા જાય તેમ, તેમ, એઓ પોતાના વિચારો પ્રગટ કરતા જાય. આથી ઘણાલોકો એમ માનતા કે ગાંધીજીનું લખાણ પરસ્પર વિરોધી છે. એમના લખાણમાં સુસંગતતા નથી. એટલે ગાંધીજીના કયા પ્રસંગોએ, કઈ પરિસ્થિતિમાં, કેવા વિચારો હતા, ને એમણે કયા સંજોગોમાં, અને કયા વાતાવરણની અસરથી પોતાના વિચારો બદલ્યા એ જાણવું અત્યંત આવશ્યક છે. ગાંધીજીની વિચારસરણી પાછળની ભૂમિકા, એમની લખાણની વિશેષતા, એમના વિચારોની સંકલના અને પૃથક્કરણ, એ કરનારની કોઈ વિદ્વાનની જરૂર હતી. ગાંધીજી તો રહ્યા મૌલિક વિચારક. સાહિત્ય એ એમને મન વિચારો વ્યક્ત કરવાનું સાધન માત્ર હતું. એ કારણથી, ગાંધીજીના વ્યક્તિત્વને, તથા ગાંધીજીના આદર્શો, એમની ભાવનાઓ, એમના વિચારો એ બધાનું યોગ્ય પૃથક્કરણ ને વિવરણ કરનાર કોઈ વ્યક્તિની જરૂર હતી. એ વ્યક્તિની ખોટ શ્રી. પટ્ટાભીએ પૂરી પાડી. એ દૃષ્ટિએ, એમનાં

"ગાંધી અને ગાંધીવાદ" નામનાં બે પુસ્તકોએ ગાંધીવાદ ને ગાંધીજીના વ્યક્તિત્વને સમજાવવાની અણમોલ સેવા કરી છે.

પટ્ટાભી પાસે આ જાતના પુસ્તક માટે જાણીતી પ્રકાશન સંસ્થા 'કીતાબીસ્તાને' માગણી કરી, અને એ માગણીને શ્રી. પટ્ટાભીએ માન્ય રાખી. કારણ કે, એમને પોતાના ગાંધીજી વિષેના વિચારોને ક્રમબદ્ધ અને ઘાટબદ્ધ કરવા હતા. એટલે, એમણે એ ગ્રંથો લખ્યા, ને એના બન્ને ભાગો ૧૯૪૨માં પ્રગટ થયા. પ્રથમ ભાગમાં એમણે, ગાંધીજી ને એમનું વ્યક્તિત્વ, ગાંધીજીની સૌથી અગત્યની ભાવના અહિંસા, એમાંથી ઉત્પન્ન થતી સત્યાગ્રહની ભાવના અને વિશિષ્ટતા, ઉપવાસ, ધર્મ ને આશ્રમ, એની ચર્ચા કરી છે. એમણે એ પુસ્તકમાં શરૂઆતમાં જ સ્પષ્ટ જણાવી દીધું છે, કે ગાંધીજીએ કદિય પોતે સંપૂર્ણ છે, એવો દાવો કર્યો નથી. એક સામાન્ય કુટુંબમાં, સામાન્ય માનવીની જેમ એ ઉછર્યા છે પણ પોતાના આપબળથી એમણે, મહામાનવત્વ મેળવ્યું છે. વળી, ગાંધીજીની બીજી વિશેષતા શ્રી. પટ્ટાભીએ એ દર્શાવી છે, કે, ગાંધીજીએ કશું નવું કર્યું નથી. માત્ર જે જૂની વસ્તુઓ છે, તેને નવે સ્વરૂપે રજૂ કરી છે. અહિંસા ને સત્ય, એમાં કશું જ નવું નથી. અસ્તેય, બ્રહ્મચર્ય, સર્વ ધર્મ સમભાવ, અસ્પૃશ્યતા નિવારણ, એ બધી એમની ભાવનાઓ ઘણી જૂની છે. છતાં, ગાંધીજીએ

આપણને, શરીરશ્રમનું મહત્ત્વ સમજાવ્યું. અને એ શરીરશ્રમ એ આમજનતાનું પ્રતીક છે. શ્રમજીવી એટલે આમજનતા, ને બુદ્ધિજીવી, એટલે, પાશ્ચાત્ય સંસ્કૃતિની અસરને પરિણામે, જેનામાં એક જાતની ગુરુતા – ગ્રન્થિ બંધાઈ છે, જેનામાં એક પ્રકારનું અભિમાન આવ્યું છે, જેને આમજનતાની, – ગાંધીજી જેને દરિદ્રનારાયણ કહે છે, – તેમની જેને, સૂગ છે એવો વર્ગ. અને, આમ ભણેલો વર્ગ જનતાની સેવા કરવાને બદલે, જનતાની સેવા લેતો હતો, જનતાને ચૂસતો હતો, એટલે એ બન્ને વચ્ચે જે સંબંધ હતો, તે ચૂસાનાર અને ચૂસનારનો, પીડિત અને પીડકનો સંબંધ રહ્યો હતો. આ જ કારણથી ગાંધીજીની જે નેમ હતી, ગાંધીજીની જે ભાવના હતી, તે એ વચ્ચેનો ભેદ દૂર કરવાની હતી. ગાંધીજી ઇચ્છતા હતા, કે, ભણેલો વર્ગ પોતાના ભણતરનો ઉપયોગ, અભણ, અજ્ઞાન, ને ભોળી જનતાની સેવા માટે કરે. એ કરી શકે તે માટે, એનું અભિમાન દૂર થવું જોઇએ. એને એમ લાગવું જોઇએ, આમજનતા ને પોતે એક જ છે. પોતે બીજાઓથી ઊંચો નથી, પણ સમાન છે. આ કારણે સમાનતાની ભાવના પેદા કરવા, ગાંધીજીએ શ્રમ ઉપર ખૂબ ભાર મૂકયો. અને એમનું રેંટીયાનું અમોઘ શસ્ત્ર ઉપાડયું. ગરીબ ને તવંગર, બન્ને રેંટીયો કાંતે, ભણેલો ને અભણ કાતે, તો પછી, ગરીબને પણ પોતે ને તવંગર સરખા છે, એમ લાગે. ને, તવંગરને

પણ ગરીબ પોતા જેવો છે એમ લાગે. આ રીતે રેંટીયો, એ સમાનતાનું પ્રતીક છે, તે પટ્ટાભીએ બહુ સ્પષ્ટતાથી ને સરળતાથી આપણને દર્શાવ્યું છે.

ગાંધીજીની જે વિશેષતાઓ હતી તે એ જ હતી, કે આમજનતા જોડે ગાંધીજી એક થઈ ગયા હતા. એ પોતાને આમજનતાના પ્રતિનિધિ કહેવડાવતા. એ પોતાની જાતને ભંગી કહેવડાવતા, વણકર કહેવડાવતા. એ બતાવે છે, કે ગાંધીજીની જે મુરાદ હતી તે શ્રમજીવીઓનો દરજ્જો ઉપર લાવવાની હતી.

ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતની પટ્ટાભીએ સરસ અને પ્રતીતિકર ચર્ચા કરી છે. એમણે પોતાનું ધ્યેય પરિપૂર્ણ કરવા, માનવીઓએ અત્યારસુધી જે જે માર્ગો અખત્યાર કર્યા છે તેની મીમાંસા કરી છે. અને Huxley ની End and Means નામની નામાંકિત પુસ્તિકામાંથી મુદ્દાઓ લઈ ગાંધીજીની शठं प्रति अपि सत्यम् । નો સિદ્ધાંત સમજાવવા પ્રયત્ન કર્યો છે. પાપીને નહિ પણ પાપને હણવાનું છે. દુશ્મનને ડરાવીને કે ત્રાસ પમાડીને નહિ પણ દીલના સાચા અને નિર્મળ પ્રેમથી જીતવાનો છે એ વાત એમણે સમજાવતાં, અત્યારસુધીની સાધ્ય અને સાધન અંગેની જે જે માન્યતાઓ હતી, જે, જે, નીતિઓ હતી, તે સમજાવી, તે સર્વેની ઉણપો દર્શાવી, શા માટે, શઠની તરફ પણ સાચી રીતે વર્તવું જોઈએ તે જણાવતાં એમણે કહ્યું છે કે જે સાચો અહિંસક છે, તે

કોઈ પૂર્ણત શઠ છે એમ માનનો નથી પણ, દરેકના હૃદયમા રામ રહેલો છે, એમ એ માને છે. અને તેથી એનો પ્રયત્ન હોય છે, સામાના દીલમાના રામને જગાડવાનો એ માને છે હૃદય પરિવર્તનમાં. એથી સાચો અહિંસક નીચ માર્ગે થઈને ઉન્નત ધ્યેય કદી પ્રાપ્ત થાય જ નહિ એમ દઢતાથી માનતો હોય છે. માર્ગની અસર ધ્યેય પર પડ્યા વિના રહે જ નહિ. જરા પણ માર્ગમા કચાશ હોય તો ધ્યેય પણ એટલે અશે કલુષિત જ બનવાનુ આથી ગાધીજીએ સાધનની શુદ્ધિ તરફ જે ખૂબ ભાર મૂકયો છે, તેને શ્રી પટ્ટાભી વિસ્તારથી અને દૃષ્ટાન્ત સહિત સમજાવે છે.

પટ્ટાભી યોગ્ય જ કહે છે કે ગાધીજી એ કેવળ હિન્દુ નહોતા, પણ સર્વધર્મી હતા એ હિંદુ હોય તો એટલા માટે કે હિંદુ ધર્મને બીજા ધર્મોમા એ ફરક નહોતા જોતા કારણ, ગાધીજીનો જે ધર્મ, તે સત્યનો ને અહિંસાનો ધર્મ હતો, સહિષ્ણુતા ને પ્રેમનો ધર્મ હતો એમના સિદ્ધાતો સર્વે ધર્મોમા સમાવિષ્ટ છે એમની પ્રાર્થના સભામા બાઇબલ ને કુરાનમાથી પાઠ વચાતા. આ કારણે જ સંકુચિત અર્થમા એઓ હિંદુ નહોતા આચાર ને વિચાર એમના સાચા હિંદુના જ હતા પટ્ટાભી કહે છે, કે ગાધીજીના એ સિદ્ધાતો, દરેક દેશ ને દરેક કાળ માટે, દરેક સમાજ માટે સાચા છે, સનાતન છે ને ગાધીવાદ એટલે એ સિદ્ધાતો. શઠતાને પ્રેમથી ને સત્યથી જીતવાના સિદ્ધાંતો આ જ કારણે પટ્ટાભી ગાધીજીનુ કરાચી કોંગ્રેસ અધિવેશન

પૂર્વે ઉચ્ચારેલું વાક્ય ટાંકે છે કે: "ગાંધી મરી જશે, પણ ગાંધીવાદ મરવાનો નથી." અર્થાત્ ગાંધીજી જે ભાવનાઓ, જે આદર્શો, ને જે સિદ્ધાંતો માટે જીવતા હતા, તે કોઈ દિવસ મરવાના નથી. ગાંધીજી બીજા કોઈ અર્થમાં ગાંધીવાદ માનતા નહોતા. કોઈ ગાંધીજીને નામે ગમે તેવા વાદને, ચલાવે તે સામે એમણે લાલબત્તી પણ ધરી છે, અને સ્પષ્ટ રીતે સાફ સાફ જણાવ્યું છે કે:

> "ગાંધીવાદ જેવું કશું જ અસ્તિત્વમાં નથી. હું મારી પાછળ કોઈ પણ સંપ્રદાય કે વાડો મૂકી જવા માગતો નથી. કોઈ પણ નવો સિદ્ધાંત કે વાદ મેં શરૂ કર્યો છે, એવો મારો દાવો નથી. મેં તો ફક્ત મારી રીતે, આપણા રોજીંદા જીવનના જે સનાતન સત્યો છે, તેને રજૂ કરવા જ પ્રયત્નો કર્યો છે. મેં જે વિચારો બાંધ્યા છે, અને જે નિર્ણયો પર હું આવ્યો છું તે કંઈ છેવટના નથી. એ તો કદાચ હું આવતી કાલે પણ બદલું. મારે જગતને કશું જ નવું શીખવવાનું નથી કારણ, સત્ય ને અહિંસા તો આ ધરતી જેટલા પુરાણા છે. મેં તો ફક્ત એ સિદ્ધાંતોનો મારાથી શક્ય હોય તેટલા વિશાળ ક્ષેત્રમાં પ્રયોગ કર્યો છે. એમ કરવા જતાં મેં ભૂલો પણ પાર વગરની કરી છે. અને એ ભૂલોથી હું સુધર્યો છું પણ ખરો. આ રીતે જીંદગી એ મારે માટે સત્ય અને અહિંસાના પ્રયોગો માત્ર છે."

ગાંધીજીના અવતરણ ઉપર શ્રી. પટ્ટાભી ભાષ્ય લખે છે કે ગાંધીવાદ એટલે માનવનો પ્રગતિવાદ છે. એ વાદમાં અનેક ગર્ભિત શક્તિઓ રહેલી છે.

પટ્ટાભી ગાંધીજીના લખાણુમાંથી અને જીવનના બનાવોમાંથી, તારવણી અને પૃથક્કરણ કરીને જણાવે છે, કે ગાંધીજી એક તરફ ખૂબ અડગ અને નિશ્ચલ હતા, તો બીજી બાજુ એઓ સમાધાનવૃત્તિવાળા હતા. આ જાતના વિરોધાભાસના ખુલાસા પણ આપે છે, કે, સત્યાગ્રહીની વૃત્તિ હમેશા પરલક્ષી હોય છે. એ બીજાની દૃષ્ટિથી જોવા માટે હમેશ પ્રયત્નશીલ હોય છે, અને, સામાને અન્યાય ન થાય તેની સતત કાળજી એ રાખતો જ હોય છે. એથી, જ્યાં પોતાની કસૂર જણાય ત્યાં એ કસૂરની કબૂલાત પણ વિના સંકોચે કરે છે. તેમજ, સામા જોડે મેળ ખવડાવવા એની નિરંતર તૈયારી હોય છે. ગાંધીજીના જે સિદ્ધાંતો છે, તે જગતમાં અનેક પરસ્પર વિરોધી લાગતા વાદો અને સિદ્ધાંતોનો સમન્વય કરે છે. પટ્ટાભી જણાવે છે કે ગાંધીવાદ એ સમાજવાદ, સામ્યવાદ, સરમુખત્યારવાદ, કે વિશ્વબંધુત્વ બધી ભાવનાઓનું એકીકરણ કે સમન્વય જેમા થયો હોય એવું તત્ત્વ છે. એ એકીકરણ કે સમન્વયમા ગાંધીજીને પૂરેપૂરી ફતેહ મળી છે. એથી જ પ્રાચીન અને અર્વાચીન, પૂર્વ અને પશ્ચિમ બન્નેનો સંગમ એકી જગ્યાએ થયો હોય એવી જગ્યા તે ગાંધીવાદ છે.

ગાંધીજી, પટ્ટાભી કહે છે કે, ભલે કંઈ નવું

કહેનારા ન હોય પણ એઓ મૌલિક તો છે જ. એક રીતે કહીએ તો એમના વિચારો પુરાણા છે, પણ એ નવા લેબાશમાં રજૂ થયા છે. એમ તો ઘણાએ મદ્યનિષેધની વાતો કરી. ઘણાએ એમની પૂર્વે સ્વદેશી ને બહિષ્કારની વાતો કરી હતી. કેટલાયે "ચલો ગામડામાં, કે ચાલો પાછા કુદરતે" એવાં સૂત્રો ઉચ્ચાર્યાં છે બધા ધર્મો એક જ છે, અસ્પૃશ્યતાનિવારણ થવું જોઈએ, હિન્દુ-મુસ્લિમ એકતા, નાતજાતના ભેદોનો નાશ, એવી એવી વાતો પણ કોણ જાણે કેટલાયે કરી હશે, પણ આ એક જ માણસ એવો હતો, કે જેની પાસે એ બધાને અમલી મનાવવાની કળા હતી. જેની દૃષ્ટિ સામે આ બધી વાતોને લોકગમ્ય અને વ્યવહારૂ બનાવવાની આવડત હતી. એમ તો દરેક ખ્રિસ્તી સમક્ષ, રોજ, એક ગાલે કોઈ તમાચો મારે તો બીજો ગાલ ધરવાનો ઇશુનો ઉપદેશ દેવળમા અપાય છે. પરંતુ એ જ ખ્રિસ્તીઓ ખૂનખાર લડાઇ ખેલે છે. અને એ ઉપદેશને માત્ર ધર્મગ્રન્થમાં જ રહેવા દે છે. ગાંધીજીએ પહેલવહેલું બતાવ્યું છે કે ધર્મ એ કંઈ રવિવારે દેવળમા ઘૂંટણીએ પડી ઈશ્વરની માફી માગવામાં નથી, પણ હરેક પળે આચરણમા મૂકવાની જેની જરૂર પડે એવી એ એક ફરજ છે. એ કેવળ બાહ્યાચાર નથી પણ અંદરથી જેની પ્રેરણા થયાં કરે છે, એવું એ કર્તવ્ય છે.

પટ્ટાભી કહે છે, કે ગાંધીજી જ્યારે, હિન્દમાં આવ્યા ત્યારે હિન્દમાં ત્રણ મુખ્ય રાજકીય મંતવ્યના લોકો હતા. એક પક્ષ હતો ગોખલેનો, જે બ્રિટીશ સરકાર તરફ વફાદારી દાખવવા તત્પર હતો. બીજો પક્ષ હતો લોકમાન્યનો, જે એમ માનતો હતો કે સ્વરાજ્ય આપણો જન્મસિદ્ધ હક્ક છે, ને, તેથી એ આપણને કોઈપણ હિસાબે મળવું જ જોઈએ. ત્રીજો પક્ષ બીસન્ટનો હતો જે હિંદના સ્વાતંત્ર્યમાં માનતો હતો પણ બ્રિટન જોડે બધા જ સંબંધો તોડી નાંખવાની તરફેણમાં જે નહોતો. આ ત્રણેમાંથી કોઈને એવો ખ્યાલ તો આવ્યો જ નહોતો, કે, આપણા દેશનું નવવિધાન કરવાની, આપણા જીવનમાં સદંતર પલટો કરી, એક નવું જ સર્જન કરવાની, એક નવી જ દૃષ્ટિ લાવવાની આવશ્યકતા છે. ગાંધીજીએ આપણને બતાવ્યું કે આપણી સર્વ દુર્દશાનું મૂળ બ્રિટીશ રાજ્ય હતું ને તેથી બ્રિટીશ રાજ્ય જ્યાંસુધી હિન્દમાં હોય ત્યાંસુધી હિન્દનો ઉદ્ધાર થવાની કોઈ પણ આશા નથી. એટલે જ ગાંધીજીએ રાજ્યક્રાન્તિનો લડાયક કાર્યક્રમ એક બાજુ આપણી સમક્ષ રજૂ કર્યો તો બીજી બાજુ એમણે નવસર્જન માટે આપણી સમક્ષ રચનાત્મક કાર્યક્રમ રજૂ કર્યો, કે જેથી કયા નવસર્જન માટે આપણે વિનાશ કરવા માગીએ છીએ તેનો નકશો આપણી દૃષ્ટિ સમક્ષ હરહમેશ રહે. અને એ રીતે આપણો ભણેલો વર્ગ, સારી સરકારી નોકરી મળે, કે

પરીક્ષામાં ઊંચો વર્ગ મળે, તેમાં જ જીવનનું સાર્થક્ય સમજતો હતો, તેની નજર સામે ગાંધીજીએ એક નવી દૃષ્ટિ, નવું મૂલ્યાંકન રજૂ કર્યું.

ગાંધીજીના જીવનના મુખ્ય સિદ્ધાંતોમાં પટ્ટાભીએ પ્રથમ મહત્વ અહિંસાને આપ્યું છે. અહિંસાનો સિદ્ધાંત કેટલો સાદો, અને સીધો છે, તે જણાવતાં પટ્ટાભીએ કહ્યું છે, "જેમ મેલથી મેલ ન ધોવાય એમ આપણને કોઈ કહે, ને તે જેમ સહેલાઇથી સમજાઈ જાય છે, તેટલી જ સહેલાઇથી હિંસાથી હિંસા નાબુદ ન થાય એ છે." કેટલું સરળ અને તુરત જ આપણને સહેલાઇથી સમજાય એવું દૃષ્ટાન્ત!

પટ્ટાભી અહિંસાની ચર્ચા કરતાં, અહિંસાના જગતના બધા પ્રચારકોને સંભારે છે. જેવા કે બુદ્ધ, પાર્શ્વનાથ, મહાવીર, લો-ઓ-ત્સુ, ઇશુ, પીટર વાલ્ડો, વીકલીફ, હસ, ટોલ્સટોય, ક્રોપોટકીન, રસ્કિન, થોરો, વીલીયમ લો, વોન ઓસીટસકી, અબ્રાહમ લિંકન, વગેરેને યોગ્ય અંજલિ આપી, गुणाः पूजा स्थानं गुणिषु न च लिङ्गं न च वयः । એ સૂત્રને અનુસરી પછી ગાંધીજીની અહિંસા સમજાવે છે. ગાંધીજીની અહિંસાનો અને આ લોકોની અહિંસાનો એક મોટામાં મોટો ભેદ હિન્દની વિશિષ્ટ પરિસ્થિતિને લીધે હતો. બીજા બધા નેતાઓએ અહિંસા વિષે ઉલ્લેખ કર્યો છે, અહિંસાને જીવનનું એક નિયામક

સૂત્ર ગણ્યું છે. પરંતુ, અહિંસાનું શાસ્ત્ર રચનાર અને જીવનના એકમેવ ઘટક બળ તરીકે અહિંસાને મહત્ત્વ આપનાર ગાંધીજી જ હતા. ગાંધીજીએ અહિંસાને ધર્મનું સ્વરૂપ આપ્યું. અહિંસાની વ્યાખ્યા આપતાં પટ્ટાભીએ જણાવ્યું છે કે અહિંસાનો ત્યાગ, મનસા, વાચા કે કર્મણા, કોઇને પણ દુઃખ થાય, એવું આચરણ, અહિંસાનું મૂળ પ્રેમની ભાવનામાં રહેલું છે. જે માનવીને, અન્ય સર્વે માનવીઓ તરફ પ્રેમ છે, તેના મનમાં બીજા તરફ કોઈ દિવસ હિંસાની વૃત્તિ જાગે જ નહિ. હિંસાવૃત્તિ માનવના અહમમાથી જાગે છે, એના મિથ્યાભિમાનમાથી જાગે છે. અહિંસાની વૃત્તિ દરેક જીવ પ્રત્યેના સમભાવમાંથી જન્મે છે. અહિંસામા વિનમ્રતા છે. આત્મરક્ષણ છે.

પટ્ટાભી કહે છે કે અહિંસા એ કળા પણ છે ને શાસ્ત્ર પણ છે. ને બધા શાસ્ત્રોની જેમ, એની પાછળ ઇતિહાસ અને ફિલસૂફી બન્ને રહેલાં છે. પણ એ શાસ્ત્રને અને કળાને વ્યવસ્થિત રીતે રજૂ કરવાનું ગાંધીજીને સાંપડયું.

અહિંસા માટે પ્રથમ તો અભય કેળવવાની જરૂર છે. જેટલે અશે માનવ ભયમુક્ત બને તેટલે અશે એ અહિંસક બની શકે. ને નિર્ભયતાની વૃત્તિ એ આપણને માટે સ્વાભાવિક છે, પ્રાકૃતિક છે. નાનો બાળક સાપથી બીતો નથી, પણ સાપની સાથે એ

જાણે નિર્દોષ ચીજ હોય એમ રમવા લાગે છે. એ બાળકમાં ઘા સામે ઘા કરવાની વૃત્તિ નથી. એ વૃત્તિ આવે છે એના માબાપની શીખામણુથી. આસપાસનાં વાતાવરણુથી. આ રીતે જે માનવી કશાથી પણુ બીતો નથી, એ હમેશાં અહિંસક જ હોય છે. એ લાઠીથી ડરતો નથી. ગોળાથી બીતો નથી. એ માનવીથી ગભરાતો નથી પછી શા માટે એ હથિયાર ઉગામે. એથી જ મહાત્માજી વારંવાર કહેતા હતા, કે, હિંસા એ નિર્બળનું હથિયાર છે, અહિંસા સબળનું. કાયર કરતા તો ગાંધીજી કહેતા હતા કે હિંસાવાદી વધારે સારો ગાંધીજી જગતમા બૂરામાં બૂરો આદમી કાયરને ગણે છે. અહિંસક માનવીને અહિંસામા શ્રદ્ધા હોવી જોઇએ જે શ્રદ્ધાહીન છે, તે કોઈ દિવસે સાચો અહિંસક ન બની શકે. એથી જ ગાધીજીએ એકવાર સ્પષ્ટ રીતે જણાવેલું કે હિંદ પર આક્રમણુ થાય ત્યારે એ શાંત બનીને બેસી રહે તેના કરતાં, એ શસ્ત્રોથી હિંસક યુદ્ધ કરે તે હું વધારે પસંદ કરુ. અહિંસાના સિદ્ધાંતમાં આત્માની શક્તિનો સ્વીકાર છે, ને આત્માની શક્તિમાં શ્રદ્ધા છે. અહિંસક યુદ્ધ એ શબ્દ ઘણાને વદતોવ્યાઘાત લાગે છે ઘણાને એમાં વિરોધ જણાય છે. પરંતુ, એવું નથી. એ યુદ્ધ છે, શારીરિક બળની સામે આત્માના બળનુ પાશવી શક્તિની સામે દૈવી શક્તિનું, અને અહિંસક માનવીને એ પણુ શ્રદ્ધા હોય છે, કે આત્માની શક્તિનો કોઈ દિવસ પરાજય

થતો નથી. આત્માની શક્તિનો શારીરિક ઉપર હરહમેશ વિજય જ થાય છે. અને એથી જ, એ પ્રાણ છોડે છે, પણ જુલમગારને નમતું આપતો નથી ને એનો વિજય મર્દાનગીથી મરવામાં જ છે. કારણ એ અનિષ્ટ સામે લડવાનું, પોતાના જીવનના છેલ્લા શ્વાસોચ્છ્વાસ સુધી ઝઝૂમવાનું પસંદ કરે છે, તાબે થવાનું કદિ નહિ. એથી જ અહિંસાની કદી હાર જ થતી નથી, ને એ જુલમગારને હાથે મરે છે છતાં જુલમગાર પ્રત્યે એના દિલમાં જરા પણ તિરસ્કાર નથી હોતો, અણગમો નથી હોતો, દ્વેષ નથી હોતો. એના હૃદયમાં જેટલો પ્રેમ એના મિત્ર પ્રત્યે ભર્યો હોય છે, એટલો જ પ્રેમ એને એના પ્રતિપક્ષી સામે પણ ભર્યો હોય છે. કારણ એનો દુશ્મન માનવી નથી પણ દુર્ગુણ છે. જુલમી નથી, પણ જુલમ છે. પાપી નથી પણ પાપ છે. આ જ કારણથી, એને શ્રદ્ધા છે, કે પોતાની કુરબાનીથી, પોતાના ત્યાગથી એક દિવસ જરૂર એવો આવશે કે જ્યારે, જુલમગારનો હૃદયપલટો થશે. એ પોતાની ભૂલ જોશે, ને પ્રેમની જીત થશે. એ જ કારણથી ગાંધીજી ગીતાનો અર્થ પોતાની રીતે ઘટાવે છે. એઓ માને છે કે કદિ મહાભારતનું યુદ્ધ સ્થૂલ અર્થમાં થયું જ નથી. પરંતુ એ યુદ્ધ તો એક રૂપક છે. એ યુદ્ધ તો, માનવનું એના હૃદયમાં રહેલા કામ-ક્રોધાદિ ષડ્‌રિપુઓ સામેનું યુદ્ધ છે. અર્જુન એ સંશયાત્મા માનવી છે. કૃષ્ણ એ ધર્મભાવના છે.

માનવીના હૃદયમાં રહેલો પરમેશ્વર છે, જે માનવીને હમેશાં સાચે માર્ગે દોરે છે. ગાંધીજી તો એટલે સુધી કહે છે, કે ગમે તેટલા દુશ્મનો હોય પણ તેની સામે એક જ સાચો અહિંસક સત્યાગ્રહી જીત મેળવી શકે છે. કારણ કે અહિંસક સત્યાગ્રહી બીજા અનેક હિંસાવાદીઓ કરતાં વધારે પ્રબળ એની માનસિક શક્તિવાળો, ને આધ્યાત્મિક બળવાળો હોય છે. ગાંધીજીના આ સિદ્ધાંતો છેક ૧૯૦૮માં આફ્રિકામાં ઘડાયા હતા. ગાંધીજીને આ એમના પ્રયોગમાં આટલો વિશ્વાસ આવ્યો, તેનું મુખ્ય કારણ પટ્ટાભી એ લખે છે, કે એમને હમેશાં વિજય જ મળ્યો છે. દક્ષિણ આફ્રિકામાં, અહિંસાની શક્તિનો એમને પરિચય થયો. તે પછી તો, એમણે એની પર વારંવાર પ્રયોગો કર્યાં. અને એકે પ્રયોગમાં એમને નિષ્ફળતા મળી જ નહોતી. દક્ષિણ આફ્રિકા, ચંપારણ, ખેડાની કે બારડોલીની લડત, કે અસહકાર, કોઈ પણ પ્રયોગમાં એમને પૂરેપૂરી સફળતા પ્રાપ્ત થઇ.

ગાધીજીના સત્યાગ્રહમાં લડાઇથી થતા ફાયદા બધા મળે છે. પણ લડાઇનું એક પણ દુષ્પરિણામ ભોગવવું પડતું નથી. આ રીતે ગાંધીજીની લડતનું એ વૈશિષ્ટ્ય છે કે લડાઈ કર્યા વિના, લડાઇના ફાયદા મળે છે. વળી બીજો શ્રી પટ્ટાભીના જણાવ્યા પ્રમાણે એ ફાયદો છે, કે લડાઇમાં તો હમેશાં હલ્લો કરવાનું સામા પક્ષના હાથમાં હોય છે. જ્યારે અહીં

છે. હમેશા ગાધીજીએ ઉપવાસનો ઉપયોગ આત્મશુદ્ધિ માટે કર્યો છે ગાધીજીએ કહ્યુ છે, એમનો ઉપવાસનો પ્રયોગ ક્યારે પણ નિષ્ફળ ગયો નથી ઉપવાસથી માનસિક શાતિ મળે છે, કે જે શાતિ આત્મચિંતનને માટે અત્યત આવશ્યક છે એથી જ મહાત્માજી ઉપવાસને તપશ્ચર્યા લેખે છે ઉપવાસ પ્રાયશ્ચિત્ત તરીકે મોટે ભાગે હોય છે એ પ્રાયશ્ચિત્ત જેણે પાપ કર્યું હોય તેજ કરે એવુ નથી. કોક બીજાએ કરેલા પાપનુ પ્રાયશ્ચિત્ત આપણે ઉપવાસ દ્વારા કરીને પેલાને પોતાના પાપનુ ભાન કરાવી શકીએ. સત્યાગ્રહી હમેશા સહન કરવા તૈયાર હોય છે સત્યાગ્રહીની નેમ હમેશા સામાનો હૃદયપલટો કરવાની હોય છે ને સામાનો હૃદયપલટો ઉપવાસથી આપણે જાતે સહન કરવાથી અવશ્ય થાય છે જ એવી પ્રતીતિ સત્યાગ્રહીને થવી જ જોઇએ

ગાધીજીના ધર્મ વિષે પટ્ટાભી કહે છે કે ગાધીજી સનાતન હિન્દુ હતા જો કે એઓ મદિરમા જતા નહોતા, દેવની વિધિસર પૂજા કદી કરતા નહોતા મૂર્તિ-પૂજા એમણે કદી કરી નહોતી એમ છતા એમનુ આચરણ હમેશા ધર્મથી પ્રેરાયલું હતુ એમની એકેએક પ્રવૃત્તિની પ્રેરણાનુ મુખ્ય કારણ ધર્મ હતુ એ ધર્મભાવના એટલે સત્ય, અસ્તેય, અહિંસા, આભડછેટનો ત્યાગ, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે વ્રતો એ વ્રતોનું પાલન એમનો ધર્મ છે એમનો ધર્મ એ શરીર

હલ્લો કરવાનું સત્યાગ્રહીની મરજી ઉપર આધાર રાખે છે. યુદ્ધમાં હારનાં દુષ્પરિણામો ભોગવવાં પડે છે. પણ સત્યાગ્રહીને માટે કોઈ દિવસ હાર હોતી જ નથી. કારણ એ તો પ્રત્યેક પરાજય એ વિજય પ્રસ્થાનનું એક એક સોપાન છે એમ માને છે. કારણ એમાં સામા પક્ષની તરફ દ્વેષ, તિરસ્કાર, ક્રોધ કે એના અનિષ્ટની ઇચ્છા નથી. એથી લડાઈ પછી જે તહકુબીના કે શાંતિના કરારો થાય છે, તેના કરતાં સત્યાગ્રહના કરારમાં શાંતિ સ્થાપનાના સાચાં બીજ રહેલાં હોય છે.

મહાત્માજીની સત્યાગ્રહની ભાવના જોડે, બીજી પણ બે ભાવનાઓ સંકળાયલી છે. અને તે ઉપવાસ અને મૌનની. એ બન્નેને પણ સત્યાગ્રહીના જીવનમાં અત્યંત મહત્વનું સ્થાન છે. ગાંધીજીના ઉપવાસ વિષે ઘણા ટીકા કરતા હતા, કે એ તો એક ત્રાગું છે. એ તો, એક જાતની સામાને ફરજ પાડવાની, સામા ઉપર જબરજસ્તી કરવાની તરકીબ છે. પણ પટ્ટાભી કહે છે કે વસ્તુતઃ એવું નથી. ઉપવાસ એ તો આપણી હિન્દની આધ્યાત્મિક સંસ્કૃતિમાં મહત્વનું સ્થાન ભોગવતો જ આવ્યો છે. ગાંધીજીએ ઉપવાસનો આશરો પહેલવહેલી વાર ૧૯૧૯માં રોલેટ બીલના વિરોધ તરીકે લીધો. સત્યાગ્રહીને વારંવાર અંતર્મુખ થવાની જરૂર પડે છે. પોતે જે માર્ગ લીધો છે, તે સાચો છે કે નહિ તેની તપાસ કરવાની આવશ્યકતા રહે છે. એ કારણે એઓ ઉપવાસનો આશરો લે

છે. હમેશા ગાંધીજીએ ઉપવાસનો ઉપયોગ આત્મશુદ્ધિ માટે કર્યો છે ગાધીજીએ કહ્યુ છે, એમનો ઉપવાસનો પ્રયોગ ક્યારે પણ નિષ્ફળ ગયો નથી ઉપવાસથી માનસિક શાતિ મળે છે, કે જે શાતિ આત્મચિંતનને માટે અત્યત આવશ્યક છે એથી જ મહાત્માજી ઉપવાસને તપશ્ચર્યા લેખે છે. ઉપવાસ પ્રાયશ્ચિત્ત તરીકે મોટે ભાગે હોય છે. એ પ્રાયશ્ચિત્ત જેણે પાપ કર્યું હોય તેજ કરે એવું નથી. કોઈ બીજાએ કરેલા પાપનુ પ્રાયશ્ચિત્ત આપણે ઉપવાસ દ્વારા કરીને પોતાને પોતાના પાપનુ ભાન કરાવી શકીએ. સત્યાગ્રહી હમેશા સહન કરવા તૈયાર હોય છે. સત્યાગ્રહીની નેમ હમેશા સામાનો હૃદયપલટો કરવાની હોય છે. ને સામાનો હૃદયપલટો ઉપવાસથી આપણે જાતે સહન કરવાથી અવશ્ય થાય છે જ. એવી પ્રતીતિ સત્યાગ્રહીને થવી જ જોઈએ

ગાધીજીના ધર્મ વિષે પટ્ટાભી કહે છે કે ગાધીજી સનાતન હિન્દુ હતા જો કે, એઓ મદિરમા જતા નહોતા, દેવની વિધિસર પૂજા કદી કરતા નહોતા. મૂર્તિ-પૂજા એમણે કદી કરી નહોતી એમ છતા એમનું આચરણ હમેશા ધર્મથી પ્રેરાયલું હતુ એમની એકેએક પ્રવૃત્તિની પ્રેરણાનુ મુખ્ય ઝરણુ ધર્મ હતુ એ ધર્મભાવના એટલે સત્ય, અસ્તેય, અહિંસા, આભડછેટનો ત્યાગ, બ્રહ્મચર્ય, અપરિગ્રહ વગેરે વ્રતો એ વ્રતોનું પાલન એમનો ધર્મ છે. એમનો ધર્મ એ શરીર

ઉપર આત્માનો વિજય મેળવવાનો પ્રયત્ન. એટલે હિન્દુ ધર્મનો અર્ક એમના મત પ્રમાણે આત્માની શક્તિના વિકાસમાં છે. ઐહિક નહિ પણ આધ્યાત્મિક તત્વને પિછાનવામાં રહેલો છે. ગાંધીજી આપણા સારાય જીવનમાં એ ધર્મભાવના વ્યાપ્ત થયેલી હોવી જોઇએ તેમ માનતા હોવાથી એમણે રાજકારણને પણ ધર્મની ભાવનાથી રંગ્યું, ને, એમા પણ સત્ય અને અહિંસાનું આચરણ થવું જોઇએ એવો આગ્રહ રાખ્યો. અસ્પૃશ્યતાનિવારણ વગેરેથી એમણે સામાજિક જીવનમા પણ ધર્મભાવના આણી. ને ગીતામાં કહેલા સ્થિતપ્રજ્ઞ જેવું જીવન એમણે જીવી બતાવ્યું ગાંધીજીએ સન્યાસની ભાવના જોડે મુત્સદ્દીપણું વિસંગત નથી એ એમના જીવનદ્વારા દર્શાવ્યું. ગાંધીજીએ પોતે જ એક વેળા કહેલું કે એઓ રાજકારણમાં ધર્મ લાવવા માગે છે. અને એ પ્રમાણે એમણે કરી બતાવ્યું. ગાંધીજીના ધર્મનું એક વિશિષ્ટ લક્ષણ ઇશ્વરશ્રદ્ધા હતું. એઓ ઇશ્વર જ આપણા જીવનને પ્રતિક્ષણ દોરે છે, અને ઇશ્વરની ઇચ્છા વિના એક પાંદડું પણ હાલતું નથી એમ માનતા. અને એથી જ એઓ હમેશાં ઇશ્વરપ્રાર્થના દિવસમાં બે વાર કરતા. પરંતુ એમનો ઇશ્વર એ કોઈ સશરીર મૂર્તિરૂપ નહોતો પરંતુ, સત્યની ભાવના એ જ ઇશ્વર. સત એટલે હોવું. અને એમને સત્ય સિવાય બીજા કશાનું અસ્તિત્વ નથી. તે માટે ઇશ્વર એ સત્ય છે, એમ કહેવાને બદલે સત્ય એ જ ઇશ્વર છે એમ

ગાંધીજી કહેતા. ગાંધીજીની ધર્મભાવના આચરણના સૂત્રોમાં રહેલી હોવાથી, અને એ સૂત્રો બધા ધર્મમાં સમાન હોવાથી, ગાંધીજી સનાતની હોવા છતાં, સર્વધર્મસમભાવમાં માનતા. અને એથી જ એમની પ્રાર્થનાસભામાં હિંદુ, ઇસ્લામ તથા ખ્રિસ્તી ધર્મના ધર્મગ્રન્થોમાંથી પ્રાર્થના થતી.

ગાંધીજીના સિદ્ધાંતો અને સમાજવાદના સિદ્ધાંતો એ બેની વચ્ચે અમુક પ્રકારનો ફરક છે, અને તેની મીમાંસા કરતાં શ્રી. પટ્ટાભી જણાવે છે, કે, ગાંધીજી પણ ઇચ્છે છે કે કિસાનનું ને મજદૂરનું રાજ્ય થાય. ગાંધીજી પણ ઇચ્છે છે કે અત્યારે જે કંગાલ છે, ભૂખ્યા અને નાગા છે, તેમને જીવનની બધી જરૂરિયાતો મળે અને એઓ સુખચેનથી જીવી શકે. ગાંધીજી પણ સમાજવાદીઓની જેમ ઇચ્છે છે કે ધન થોડા મૂડીવાદીઓના હાથમાં જ કેન્દ્રિત ન થવું જોઈએ. બાપુની ઇચ્છા પણ દેશને સમૃદ્ધ ને આબાદ જોવાની છે. પરંતુ, એક મોટામાં મોટો ફરક એ છે, કે ગાંધીજીનાં સાધનો અને કાર્યરીતિ જુદાં છે બન્ને વચ્ચે જે મોટો ભેદ છે તે સાધનનો છે. સમાજવાદીઓ ઇચ્છે છે મૂડીવાદનો સદંતર વિનાશ, જ્યારે ગાંધીજી ઇચ્છે છે એ લોકોનો હૃદયપલટો. સમાજવાદીઓ મૂડીવાદીઓ પાસેથી એમનું સંચેલું ધન છીનવી લેવા માગે છે, જ્યારે, ગાંધીજી એ ધન મૂડીવાદીઓ પાસે રહે, પણ મૂડીવાદીઓ એનો ઉપયોગ એ લોકો જાણે ધનના

ટ્રસ્ટીઓ હોય તેમ કરે એમ ઇચ્છે છે. આ ઉપરાંત ગાંધીજી અને સમાજવાદીઓ વચ્ચે એક મોટો ફરક એ છે, કે ગાંધીજી માને છે વિકેન્દ્રીકરણમાં, સમાજવાદીઓ માને છે કેન્દ્રીકરણમા. ગાંધીજી માને છે કે યંત્રવાદ એ આપણા જીવનનો મોટામાં મોટો શાપ છે, જ્યારે સમાજવાદીઓ યંત્રવાદની મદદથી વધારેમા વધારે ઉત્પાદન કરવામા માને છે. ગાંધીજી ગામડું સ્વાવલંબી બને અને શહેર પર આધાર ન રાખે એ જાતની નવરચનાના હિમાયતી છે જ્યારે સમાજવાદીઓ શહેરી જીવનના હિમાયતી છે. ઉદ્યોગીકરણ એ સમાજવાદીનું ધ્યેય, જ્યારે ગામડાની જરૂરિયાતો ગામડું જ બનાવી લે, ને શહેરપર આધાર ન રાખે એ ગાંધીજીનું ધ્યેય. મોટાં કારખાનાંઓ અને મિલો ભલે સ્થપાય પણ તેનુ તંત્ર રાષ્ટ્ર (State) અથવા મજદૂરોના હાથમા રહે એમ સમાજવાદીઓ ઇચ્છે છે, જ્યારે ગાંધીજી ગ્રામોદ્યોગ ખીલવવા માગે છે, અને ગામડાને શહેરચૂસતાં રહે એનો સખત વિરોધ કરે છે. આ જ કારણથી ગાંધીજી ખાદી ને હસ્તોદ્યોગની તરફેણ કરે છે. ગાંધીજી પણ સમાજવાદીની જેમ વર્ગવિહીન સમાજમાં માને છે. તેથી જ તો એઓ દરેકને રેંટિયો કાંતવાનું કહે છે ને દરેક માનવીને કઇક શારીરિક શ્રમ કરવાનુ જણાવે છે. શરીરમહેનત કરવાથી શ્રમજીવી વર્ગ અને બુદ્ધિજીવી વર્ગ વચ્ચે

શ્રમનું કાર્ય હલકું છે એમ માનતો કે સ્વીકારતો નથી. એથી જ તો ગાંધીજી વારંવાર પોતાની જાતને ભંગી તરીકે ઓળખાવતા હતા. આ રીતે બન્નેનું ધ્યેય તો એક જ છે, બન્નેના માર્ગો જુદા છે એટલું જ. ગાંધીજી ઇચ્છતા હતા, કે દરેક જણ સ્વેચ્છાએ શ્રમજીવી બની જાય. અને એ રીતે શ્રમજીવીનો જ એક વર્ગ આખાય સમાજમાં હોય. જ્યારે સમાજવાદીઓ મૂડીવાદનો વિનાશ કરીને શ્રમજીવીવર્ગ શેષ તરીકે રહે એમ ઇચ્છે છે.

ગાંધીવાદના મુખ્ય કાર્યમાં, તો એમની અર્થનીતિ છે. ગાંધીજીનું અર્થશાસ્ત્ર આજના પ્રચલિત કે પશ્ચિમના અર્થશાસ્ત્ર કરતાં જુદું છે. એમનું અર્થશાસ્ત્ર એટલે ખાદી, ગ્રામોદ્યોગ, અને મોટાં કારખાનાંનો વિરોધ. ને અર્થશાસ્ત્રનું કેન્દ્ર શહેરને બદલે ગામડું. કારખાનાંઓ ને બદલે ગામડાંનું ઝૂંપડું. એમની અર્થનીતિમાં શોષણને સ્થાન નથી આજના આપણા અર્થશાસ્ત્રમાં, માત્ર આપણે દ્રવ્યના ઉત્પાદનને જ મહત્વ આપીએ છીએ, એમાં જે નૈતિક મૂલ્યો છે તે તરફ લક્ષ આપતા નથી. પરંતુ, ગાંધીજી તો અર્થશાસ્ત્રમાં પણ નૈતિક મૂલ્યોને મહત્વ આપે છે. આથી જ આજનો અર્થશાસ્ત્રી દારૂમાંથી ઉપજતી મિલકતને અનિષ્ટ ગણતો નથી. જ્યારે ગાંધીજી તો લોકોને દારૂ પીવડાવીને, એમાંથી જે સરકારને આવક થતી હોય તો એ અનિષ્ટ છે, અને તેથી એ વર્જ્ય છે એમ

નિશ્ચયપૂર્વક માનનારા હતા. નીતિને ધોરણે આવેલો પૈસો, કે દ્રવ્યનું થયેલું ઉત્પાદન તેને જ ગાંધીવાદી અર્થશાસ્ત્રમાં સ્થાન છે.

ગાંધીવાદનું બીજું એક મહત્વનું ક્ષેત્ર છે, નયી તાલીમ. આપણી કેળવણી એવી હતી કે, જે ભણેલા ને અભણ વચ્ચે અંતરાય પાડે, જે ભણેલાઓમાં પોતે વગર ભણેલાઓથી ઊંચા છે એવો ઘમંડ પેદા કરે. એથી આપણે ધડમૂળથી જ કેળવણી બદલવી જોઇએ. એથી ગાંધીજીએ નાનપણથી જ નાના ઉદ્યોગોની કેળવણી ફરજિયાત હોય એવી એક યોજના ઘડી, જે 'વર્ધા શિક્ષણ યોજના' તરીકે ઓળખાય છે. કે જેથી નાનપણથી જ બાળકને અંગમહેનતનું કામ હલકું છે એમ થાય જ નહિ. એ ઉપરાંત આપણુ શિક્ષણ રાષ્ટ્રીય હોય તે માટે એમણે આગ્રહ રાખ્યો.

ગાંધીવાદનો અન્ય એક મહત્વનો સિદ્ધાંત ન્યાય છે. ગાંધીજી અન્યાય કયારેય પણ બરદાસ્ત કરતા નહોતા. એથી જ તો એમણે રાજકીય ક્ષેત્રમાં અન્યાયની સામે સત્યાગ્રહનો આશ્રય લીધો તો સામાજિક અન્યયમાં એમણે અસ્પૃશ્યોનો પક્ષ લીધો, ને અસ્પૃશ્યતાનિવારણ માટે ઝૂબેશ ઉપાડી એક દષ્ટિએ ગાંધીજીનો જે અર્થવાદ છે. તે પણ આર્થિક અન્યાયની સામેની જ યોજના છે તેવી જ રીતે રાજકીયક્ષેત્રમાં પણ એમણે હિંદુ મુસ્લિમ સમન્વયની ભાવના દ્વારા, મુસ્લિમોને,

મધ્યમતિઓને જે અન્યાય થયો હતો તેની સામે ઝૂબેશ ઉપાડી, સમભાવ સ્થાપવા પ્રયત્ન કર્યો.

આપણા જીવનનું નૈતિક ધોરણ ઊંચું લાવવા એમણે દારૂબંધીની ચળવળ ઉપાડી. ને જીવનમાં ચારિત્ર્યઘડતર ઉપર ભાર મૂક્યો.

આ રીતે ગાંધીજીના જીવનના મુખ્ય સિદ્ધાંતોની મીમાંસા કરી, ગાંધીવાદનું રહસ્ય સમજાવી, પટ્ટાભીએ અનેક દાખલાઓ, દલીલોથી, તથા, ગાંધીજીના લખાણ-માંથી, ભાષણોમાંથી, તથા ગાંધીજી વિષે લખાયલા અન્ય ગ્રંથોમાથી અવતરણો ટાકી, પોતે ધંધે દાક્તર હોવા છતાં, એક સમર્થ વકીલની અદાથી એમણે, ગાંધીજીના લખાણ ઉપર ભાષ્ય રચીને, ગાંધીવાદને તથા ગાંધીજીને સમજવા માટે એક સારો ફાળો આપ્યો છે. એમના લખાણની એક વિશેષતા એ છે કે, એમણે જે કંઈ કર્યું છે, તેને માટે એમણે પૂરતું સમર્થન કર્યું છે. કશું નિરાધાર રીતે કહ્યુ નથી. એમની મીમાંસા સર્વતોમુખી, વિશદ અને આકર્ષક છે.

# પ્રકરણ ૧૪ મું

## પટ્ટાભીનું રાજકારણ

શ્રી. પટ્ટાભી રાજકીય પુરુષ છે અને એમનું હિંદમાં જે સ્થાન છે, તે મશહૂર દાક્તર છે તેથી નહિ, એઓ નામીચા તર્કવાદી છે તેથી પણ નહિ, એઓ સમર્થ પત્રકાર છે તેથી પણ નહિ, પરંતુ, એઓ રાજકીય વ્યક્તિ છે તેથી છે. પટ્ટાભી રાજકારણમાં ભાગ તો લે છે, પણ જે રાજકીય સંસ્થાના એઓ પ્રમુખ છે, જે રાજકીય સંસ્થામાં એમણે પોતાનું આખું ય જીવન સમર્પ્યું છે, તે રાજકીય સંસ્થામાં બધા જ કંઇ એક જ દૃષ્ટિબિન્દુવાળા અને એક જ પ્રકારના રાજકીય વિચારો ધરાવતા પુરુષો નથી, પણ ભિન્ન ભિન્ન મતોવાળા, ભિન્ન ભિન્ન રાજકીય વિચારોવાળા પુરુષો

છે. એમાં તો માલવીયાજી જેવા ચૂસ્ત હિંદુઓ પણ હતા, ટંડનજી જેવા હિંદુ સંસ્કૃતિ જ સર્વ શ્રેષ્ઠ છે, અને ભારતમાં એ જ સંસ્કૃતિનું પ્રાધાન્ય હોવું જોઇએ એમ માનનારાઓ પણ છે. વળી, એક બાજુ ધારાસભા દ્વારા જ બ્રિટીશ સલ્તનતને મ્હાત કરાશે એમ માનનારાઓ પણ મોતીલાલજી, દાસબાબુ, વિઠ્ઠલભાઈ, વગેરે હતા, તો બીજી બાજુ, બ્રિટીશ સરકારની કોઇ પણ સંસ્થામાં રહેવું ન જોઈએ ને એનો સંપૂર્ણ બહિષ્કાર કરવો જોઈએ એમ કહેતા વલ્લભભાઈ, જવાહર, રાજાજી ને રાજેન્દ્રબાબુ, જેવા નેતાઓ પણ હતા. એ બધા રાજકારણમાંથી પટ્ટાભી કયા પક્ષના હતા, એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે, થાય જ.

પટ્ટાભીને રાજકારણનું જે પ્રથમ જ્ઞાન મળ્યું, અને રાજકીય બાબતોમાં રસ જાગ્યો તે, શ્રી. ગંજામ વ્યંકટાચલમ પંતલુ – એમના સસરાની અસરથી. પટ્ટાભીના સસરા રાજકારણમાં તો મવાલપક્ષના નેતા હતા. છતાં એમની અસરથી રાજકારણનું જ્ઞાન થતાં, પટ્ટાભી રાજકારણમાં આવ્યા. રાજકારણમાં પટ્ટાભી ઉદ્દામવાદી તરીકે પ્રવેશ્યા અને આજસુધી ઉદ્દામવાદી તરીકે રહ્યા છે. એમણે તત્કાલીન રાજકીય વાતાવરણમાં જે જે જોશવાળું તત્વ હતું તે બધું અપનાવ્યું. એમને તે વખતના બુઝર્ગ કોંગ્રેસના નેતાઓ કરતાં, એન્ની બીસન્ટની હોમરૂલની ચળવળ વિશેષ ઉદ્દામવાદી લાગી તો તેમાં એઓ ભરાયા ને

એમાં સક્રિય ભાગ લીધો. તે પછી શ્રી. લજપતરાય, ટિળક ને બિપીન પાલની ક્રાન્તિવાદી નીતિ અને લડાયક જુસ્સો એમને બીજા નેતાઓની મોળી નીતિ કરતાં ગમ્યાં, એટલે એમની જોડે પટ્ટાભીએ હાથ મીલાવ્યા, ને, ગાંધીજી રાજકીય મંચ ઉપર આવ્યા, એટલે ગાંધીજીમાં એમણે સાચા રાજકીય ગુરુ જોયા. ને ત્યારના એમણે એક જ ગુરુ રાખ્યા, ને ગાંધીજીની ક્રાન્તિવાદી નીતિને એઓ વળગી રહ્યા. એથી જ એમણે ૧૯૨૦–૨૨ વખતે ધારાસભાપ્રવેશનો વિરોધ કર્યો, ને રચનાત્મક કાર્ય કર્યું ૧૯૩૫માં પણ એઓ હોદ્દાસ્વીકારની તરફેણમાં નહોતા, ને, સત્તા આવી ત્યારે પણ એમના ગુરુની જેમ એમણે કોઈપણ હોદ્દાની ખેવના કરી નહિ. આ રીતે એમ કહી શકાય કે પટ્ટાભીનું રાજકારણ એ સત્તાના શોખથી પર રાજકારણ છે, એટલું જ નહિ પણ એમના રાજકારણમાં હમેશાં ન્યાયયુક્ત વસ્તુ માટે સમાધાન માટે સ્થાન નથી. એઓ સિદ્ધાંતને જતો કરવા કયારેય તૈયાર હોતા નથી. દાખલા તરીકે, એઓ ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતને માને છે એટલું જ નહિ પરંતુ, ભાષાવાર પ્રાંતરચનાની ઝુંબેશ ઉપાડનારા અગ્રણીઓમાં એઓ મુખ્ય હતા. એમની એ વલણ ઘણાને અપ્રિય હતી. અને એમની વિરૂદ્ધ પ્રમુખની ચૂંટણી વખતે જે પ્રચાર કરવામાં આવતો હતો, તેમાં ભાષાવાર પ્રાંત રચનાની એમની હિમાયતનો સારા પ્રમાણમાં ઉપયોગ

જતો હતો. ભાષાવાર પ્રાંતરચનાનો સરદાર પટેલ તથા જવાહરનો વિરોધ સારી પેઠે જાણીતો હતો. એમ છતાં પટ્ટાભી પ્રમુખપદે ચૂંટાયા, ને, પરિણામે પટ્ટાભી હવે કંઈક સમાધાન કરશે એમ બધાને લાગતું હતું. એટલું જ નહિ, પણ એ જ સમયે ભાષાવાર પ્રાંતરચનાની શક્યાશક્યતા વિષે તપાસ કરવા સરકારે નીમેલી ધારસમિતિનો અહેવાલ પણ પ્રગટ થઈ ચૂક્યો હતો. ને એણે ભાષાવાર પ્રાંતરચનાની વિરૂદ્ધમાં મત આપ્યો હતો. એમ છતાં, પટ્ટાભી પોતાના નિર્ણયમાં અડગ રહ્યા, ને પરિણામે જયપુર કોંગ્રેસને, એ વિષય પર વિચારણા કરવા પટ્ટાભી, જવાહર અને સરદારની સમિતિ નીમવી પડી, ને, એ સમિતિએ ભાષાવાર પ્રાંતરચના માટે અમુક સંજોગોમાં છૂટ આપી. ને આજે આંધ્રપ્રાંતની રચના નજીક આવી રહી છે. પટ્ટાભી પોતાના મતમાંથી એક તસુ પણ ડગ્યા નહિ. એથી જ એમ કહી શકાય કે પટ્ટાભીનું રાજકારણ ઉદ્દામવાદી છે.

પટ્ટાભીના રાજકારણનું બીજું મુખ્ય તત્વ સ્પષ્ટ વક્તૃત્વ છે. પોતાને જે સાચું લાગે, તે કહેતાં એઓ જરા પણ સંકોચ રાખતા નથી. ૧૯૧૬માં એઓ એન્ની બીસન્ટના શિષ્ય હતા. એમની જોડે કાર્ય કરતા હતા. ત્યાં આંધ્રપ્રાંતની રચનાનો પ્રશ્ન આવ્યો. ડૉ. બીસન્ટે એનો વિરોધ કર્યો. અખિલ ભારત કોંગ્રેસ સમિતિમાં એમ તો ઠરાવ પસાર થયો હતો,

પણ વિષયવિચારિણી સમિતિમાં ડૉ. બીસન્ટે એનો પ્રબળ વિરોધ કર્યો, બે કલાક સુધી પટ્ટાભીએ એમને જવાબ આપ્યા, અને બધી દલીલોનો સચોટ રદિયો આપ્યો. બીસન્ટે પટ્ટાભીને ધમકી આપી કે એમ હશે તો જાહેર અધિવેશનમાં અમે જઈશું ને ત્યાં લોકોને સમજાવી મત લઈશું. પટ્ટાભીએ જવાબ આપ્યો, "તે શું અમને લોકોને સમજાવતાં આવડતું નથી ? જાહેર અધિવેશનની બીક બતાવશો એટલે શું હું ગભરાઈ જઈશ ?" આખરે બીસન્ટને નમવું પડ્યું. એવી જ રીતે ૧૯૧૯માં જ્યારે મોંટેગ્યુ–ચેમ્સફર્ડ સુધારાઓ આવ્યા, ત્યારે લોકમાન્ય ટિળકે એ સુધારાનો વિરોધ કરતો ઠરાવ મૂક્યો. ત્યારે લોકમાન્યને નવાઈ લાગી કે પોતાનો જ શિષ્ય અને જેની પાસે એઓ પૂરા સહકારની ને સાથની આશા રાખી શકે એવા પટ્ટાભીએ એમના ઠરાવ પર સુધારો રજૂ કર્યો ને લોકમાન્યને એમનો સુધારો માન્ય રાખવો પડ્યો. તેવી જ રીતે જ્યારે ૧૯૨૦માં નાગપુરમાં વિષયવિચારિણી સમિતિ બહિષ્કાર ને અસહકારનો વિચાર કરવા મળી હતી, ત્યારે કર્નલ વેજવુડે ત્યા આવી કૅાંગ્રેસ અધિવેશનને એવી નકારાત્મક વલણ ન લેવા સમજાવી, તે વખતે બધા સાંભળી રહ્યા પણ આંધ્રનો સિંહ ગર્જના કરી ઊઠ્યો. ને એણે વેજવુડને સાફસાફ સુણાવી દીધું કે તમે લોકો અમારા નથી. ને, તમારી પાસેથી અમે કશાની અપેક્ષા

રાખતા નથી. અમે અમારા પગ પર ઊભા રહીશું. એ ઉપરાંત, એઓ ગાંધીજી જોડે હોવા છતાં, દેશી રિયાસતના પ્રશ્નો વિષે પટ્ટાભી અને કૉંગ્રેસ કારોબારીના સભ્યો વચ્ચે અત્યંત ગરમાગરમ ચર્ચા ચાલતી. અને પટ્ટાભી વિરોધ પક્ષના ગણાતા. પટ્ટાભી કોઈની પરવા રાખે એમ નહોતા. હરિપુરા કૉંગ્રેસ અધિવેશનની કાર્યવાહક* સમિતિની બેઠકમાં એમની વચ્ચે ને મૌલાના 'આઝાદ વચ્ચે જે વાક્યુદ્ધ ચાલેલું તે તો જાણીતું છે. ૧૯૪૨માં પણ પટ્ટાભીએ ગાંધીજીની મુલાકાત લઈને, પછી જે પરિપત્ર પાડેલું, તે માટે ગાંધીજી અને પટ્ટાભી વચ્ચે મતભેદ ઊભો થયો, ત્યારે પટ્ટાભીએ એની બધી જવાબદારી પોતાને શિરે લઈ લીધેલી.

પટ્ટાભીનું રાજકારણ એ પ્રકારનું છે, કે એઓ પહેલાં પોતાની કાર્યપદ્ધતિ નક્કી કરે છે. એઓ મર્યાદિત ક્ષેત્રમાં કામ શરૂ કરી તેમા ફતેહ મેળવી પછી જ બીજું ક્ષેત્ર ઉપાડે છે. ત્યારે રિયાસતી પ્રજાના પ્રશ્નમાં જ એઓ ગૂંચાયલા રહ્યા. અને જ્યારે એમાથી છૂટા થયા, જ્યારે એ ક્ષેત્રમાં વધારે કાર્યની જરૂર એમને ન લાગી ત્યારે જ એમણે કૉંગ્રેસના પ્રમુખપદની જવાબદારી સ્વીકારવાનો નિશ્ચય કર્યો, ને. હિન્દના રાજકારણમાં પડ્યા. આંધ્રપ્રાંતની રચનાનો એમણે પ્રશ્ન ઉપાડયો હતો, તે આખરે આંધ્રપ્રાંતની રચના કર્યા પછી જ એઓ જંપશે. રાજકારણનું

એમનું સૂત્ર છે कार्य साधयामि वा देह पातयामि ।

પટ્ટાભીના રાજકારણમાં એક મહત્વનું અંગ એ છે, કે એઓ કોઈ પણ પ્રશ્નનો પૂરો અભ્યાસ કર્યો વિના, કોઈ પણ પ્રશ્નને સર્વદષ્ટિએ સમજી લીધા વિના એમાં ઝંપલાવતા નથી. દરેક પ્રશ્નને સર્વાંગીદષ્ટિથી જોયા પછી એ પ્રશ્નને ઉપાડવા જેવો લાગે તો જ એઓ ઉપાડે છે. એથી જ એઓ ભાષાવાર પ્રાંતરચના, કોંગ્રેસનું બંધારણ, દેશી રિયાસતો, ખાદી ને રચનાત્મક કાર્યક્રમ, અસહકાર, એ બધા પ્રશ્નો વિષે એઓ ગ્રન્થોના ગ્રન્થો લખી શકે એટલો અભ્યાસ કરીને જ એઓ પડે છે. આથી જ બંધારણસભામાં કે હિન્દની પાર્લામેન્ટમાં પટ્ટાભીનાં ભાષણો અભ્યાસપૂર્ણ અને જોશીલાં હોય છે. એક વખતે એક મહત્વના ઠરાવ વિષે ચર્ચા ચાલતી હતી, તે વખતે પ્રધાનમંડળના સભ્યોમાથી માંડ એક બે સભાગૃહમાં હાજર હશે. ત્યારે પટ્ટાભીએ જાહેર રીતે કહ્યું કેઃ

> " આપણા લોકપ્રિય પ્રધાનોને સભાગૃહના કામકાજમાં રસ ન હોય તો બહેતર છે કે સભાગૃહને બરખાસ્ત કરવામાં આવે, અને પ્રધાનો આપખુદ રાજ ચલાવે. આ જાતની બીનજવાબદારી તો અંગ્રેજ રાજ્યના વાઇસરોયે નિયુક્ત કરેલી કારોબારીના સભ્યોમાં પણ નહોતી. "

આ ભાષણે પ્રધાનમંડળમાં ખૂબ સનસનાટી ફેલાવેલી. અને, પંડિતજીએ પોતાની અને પોતાના પ્રધાનમંડળની ગેરહાજરી બદલ દીલગીરી વ્યક્ત કરી હતી. આમ પટ્ટાભી એ રાજકારણમાં સંત્રીનું કામ કરે છે

પટ્ટાભીના રાજકારણની ખાસિયત એ છે કે, એઓ ખટપટમાં માનતા નથી. પક્ષાપક્ષીમાં માનતા નથી. પોતાનું એક વર્તુલ જમાવીને બેસી રહેવામાં માનતા નથી. આથી આજે કોંગ્રેસમાં પટ્ટાભીનું પોતાનું વર્તુલ નથી. લોકો પોતા તરફ ખટપટથી નહિ, પણ કામથી ખેંચાશે એમ એઓ માને છે. પટ્ટાભી તેથી જ તામીલ નાડ ને આંધ્ર, કેરલ ને કર્ણાટક, બધે જ એકસરખા લોકપ્રિય છે વળી, શ્રી. પટ્ટાભીએ રિયાસતી પ્રજામાં એવું સરસ કામ કર્યું કે રિયાસતી પ્રજાના મતોથી જ એઓ પ્રમુખપદે ચૂંટાયા એમ કહેવામાં જરાય અતિશયોક્તિ નથી. પટ્ટાભીને સમય બદલાતાં પાઘડી ફેરવતાં આવડતી નથી. પટ્ટાભી તકસાધુ નથી. એમને જીવનમાં જરાયે અંગત સ્વાર્થ નથી. જ્વલંત દેશસેવા એ જ એમના સેવાભાવી અને નિઃસ્પૃહી જીવનની એક વિશિષ્ટતા છે. પટ્ટાભી જેવા નેતાઓથી હિંદનું રાજકારણ આજે ઉજળું છે. પોતાના જીવન અને કાર્યથી પટ્ટાભીએ દેશસેવાની એક જ્વલંત પરંપરા પેદા કરી છે. સિવાય, પોતાના મંતવ્યને દ્રઢતાથી વળગી રહેવાની વૃત્તિ એમનામાં છે. અને એ જ એમની પ્રતિષ્ઠાનું રાજકારણ છે.

પટ્ટાભી એ પંડિતજીની જેમ લાગણીના પ્રવાહમાં અવશ બનીને ખેંચાનાર રાજકીય પુરુષ નથી પરંતુ બુદ્ધિની કસોટીએ જ સર્વે પ્રશ્નોને કસનાર મુત્સદ્દી છે. પટ્ટાભીએ હિંદુ કોડ બીલનો જે વિરોધ હમણાં કર્યો છે એ એમની રાજકીય ક્ષેત્રની નીડરતાનું એક પ્રતીક છે. પટ્ટાભીની નજર રાષ્ટ્રીય હિત તરફ જ કેન્દ્રિત થયેલી હોય છે. અને રાષ્ટ્રીય હિતને લક્ષમાં રાખીને એઓ દરેક પ્રશ્નનો છણાવટ કરે છે.

પટ્ટાભીનું રાજકારણ પહેલેથી જ ઉદ્દામવાદીનું રાજકારણ હતું, ને આજે પણ એમનું રાજકારણ એટલું જ ઉદ્દામવાદી છે.

## પ્રકરણ ૧૫ મું

### પત્રકાર, કેળવણીકાર અને સાહિત્યકાર

**શ્રી** પટ્ટાભી મુખ્યત તો રાજકીય પુરુષ છે. પરંતુ, એમની પ્રવૃત્તિ ને એમના કાર્યક્ષેત્રો અનેકવિધ છે એઓની એ અનેકવિધ પ્રવૃત્તિઓમા, પત્રકાર, કેળવણીકાર ને સાહિત્યકારની મુખ્ય છે.

એમણે, એક 'જન્મભૂમિ' નામનું સાપ્તાહિક શરૂ કરેલુ. અને, એ સાપ્તાહિકમા એઓ ગાધીજીની ફિલસૂફી, પ્રવર્તમાન રાજકીય પ્રશ્નોની મીમાસા, કોંગ્રેસના તત્ર, સામાજિક અને આર્થિક પ્રશ્નો, સરકારની નીતિ, વગેરે વિધવિધ વિષયો પર એઓ પોતાની કળા ચલાવતા. એ પત્ર ખૂબ જ લોકપ્રિય થયેલું. વિશેષે

કરીને કોંગ્રેસવાદીઓમાં એ અખબાર ખૂબ વંચાતું, કારણ કે એ અખબારમાં એમની લાક્ષણિક રીતે કોંગ્રેસની નીતિ, કોંગ્રેસવાદીઓનાં વર્તન એ બધાની ખૂબ જ આકરી ટીકાઓ થતી એટલું જ નહિ, એમના લખાણનો અવાજ કારોબારી સુધી પહોંચતો, અને એમના અખબારના આધારે તપાસ પણ થતી. એમના અખબારની વિશેષતા એ હતી, કે એમાં ખબરો કરતાં વિચારપ્રધાન લેખોને પ્રાધાન્ય અપાતું. અને કોંગ્રેસ અને ગાંધીજીની નીતિનું સમર્થન કરવાના હેતુથી જ એ ચલાવવામાં આવતું. દક્ષિણ હિંદમાં અને વિશેષે કરીને આંધ્રમાં જે પ્રબળ રાષ્ટ્રવાદની અસર જોવામાં આવે છે તેમાં જન્મભૂમિએ કંઈ નાનોસૂનો ભાગ ભજવ્યો નથી. જ્યારે ભગતસિંહ વગેરેએ ધારાસભામાં બોંબ નાખ્યો, ત્યારે, જ્યારે જતીનદાસે ચોસઠ દિવસના ઉપવાસ કરી પોતાના પ્રાણની આહૂતિ આપી, ત્યારે, પટ્ટાભીએ સરકારની ઝાટકણી કાઢતાં એવાં સખત લખાણો લખ્યાં હતાં કે, સરકારે એમને એ માટે ચેતવણી આપેલી. આપણા ઉદ્દામવાદી પત્રોમાં એમના એ સાપ્તાહિકનું સ્થાન હતું. આંધ્રપ્રાંતની ભિન્ન રચના માટે પણ એમના આ પત્રે પ્રબળ ઝૂબેશ ઉપાડેલી. એ પત્રે આંધ્રવાસીઓમાં એક એવી આબોહવા પેદા કરેલી કે આંધ્રવાસીઓ અલગપ્રાંતની રચના માટે માગણી કરતા હોવા છતાં, એઓનો દેશપ્રેમ જરાય ઓછો ન થાય.

આમ પ્રાંતપ્રેમ અને દેશપ્રેમ બન્ને એક જ કુટુંબીઓ તરીકે રહે એ જોવાની એમણે ખૂબ કાળજી રાખેલી. પટ્ટાભીની લેખિની તે વખતે ખૂબ વખણાતી. ને એમણે આપણા અગ્રગણ્ય પત્રકારોમા સ્થાન મેળવેલુ. એ પત્રમા જ જ્યારે ૧૯૩૦ના સત્યાગ્રહની વાત ચાલતી હતી, ત્યારે મીઠાના કર વિષે સરકાર પર જબરો આક્ષેપ કરાયલો એથી ઘણા એમ માનતા હતા કે પટ્ટાભીએ જ મીઠાના સત્યાગ્રહનું સૂચન મહાત્માજીને કરેલું. પટ્ટાભીએ એમનું પત્ર ૧૯૨૦માં શરૂ કર્યું, ને, ૧૯૩૦મા જ્યારે દેશભરમાં ક્રાન્તિ સળગી, ત્યારે 'જન્મભૂમિ' એ સરકારની દાઢમાં તો હતું જ એટલે પહેલી એ પત્ર પર જ સરકારની નીતિ બેઠી. ને એ પત્ર સરકારને કબજે થયુ. ત્યારપછી પટ્ટાભીએ એ પત્રને પુનઃ સર્જવાની તજવીજ કરી નહિ, કારણ, એમની જેલમાથી છૂટ્યા પછીની પ્રવૃત્તિ એટલી બધી વધી પડી, કે, એમની એ કાર્યની જવાબદારી લેવાની તૈયારી નહોતી. પરતુ, એમના અંતરાત્મામા રહેલો પત્રકાર તો જાગૃત બેઠો જ હતો. તેથી જ, એમણે, નિરનિરાળા પત્રમા લખવાનુ ચાલુ રાખ્યું ને આજે પણ આપણે એમનાં લખાણો વિધવિધ પત્રોમા જોઈએ છીએ.

પટ્ટાભી જેવા પ્રત્રકાર છે તેવા એઓ કેળવણીકાર પણ છે. એઓ જ્યારે કેળવણી લેતા હતા, ત્યારે એમને લાગતું હતું કે આપણી આધુનિક

સ્પષ્ટતા છે. એમના લખાણમાં વિચારને પ્રાધાન્ય હોય છે, અને ભાષા વિષયોચિત હોય છે. એમની શૈલી વિશદ, સ્પષ્ટ, અસરકારક અને જોશીલી હોય છે. શીલ તેવી શૈલી એ ઉક્તિ પટ્ટાભી માટે તદ્દન સાચી છે કારણ કે પટ્ટાભીનો સ્વભાવ એમના લખાણમાં તાદૃશ રીતે પ્રતિબિંબિત થયો છે.

ડૉ. પટ્ટાભી અંગ્રેજી, તેલુગુ, સંસ્કૃત, તામીલ, કાનડા અને હિંદુસ્તાની વિગેરે ભાષાઓ પર અજબ કાબુ ધરાવે છે. બીજી પણ કેટલીક ભાષાઓ તેઓ જાણે છે. વર્ષો સુધી જેલમાં રહેવાથી અનેક વિષયોનો ઊંડો અભ્યાસ કરવાની સુવર્ણ તક તેમને સાંપડી છે અને તેનો એમણે સદુપયોગ કર્યો છે. રાજકારણ, આરોગ્ય, સાહિત્ય તેમજ બીજાં અનેક ક્ષેત્રોનો તેમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે. એમણે સંપાદિત કરેલું જ્ઞાન એમને કોઈ પણ વિષયમાં પારંગત બનાવવા માટે પૂરતું છે. જનસેવાના કાર્યનું એમને આકર્ષણ કદાચ ન હોત ને કેવળ સાહિત્યના ક્ષેત્રમાં જ જો એઓ પાછોઍ કરીને પડ્યા હોત તો હિંદના સાહિત્યનાં વિધવિધ અંગોને એઓ પૂરતા પ્રમાણમાં વિકસાવી શકયા હોત. આમ છતાં એમનું લેખન વિશાળ છે. એમનાં પુસ્તકો વિવિધ વિષયોને આવરી લે તેવાં છે. પહેલા વિશ્વ-યુદ્ધ પહેલાં લખેલ 'હિંદી રાષ્ટ્રવાદ' ના નિબંધથી

જ. પરંતુ, એ ઉપરાંત એઓ જેલમાં હતા, ત્યારે એમણે લખેલી જેલવાસરી Feathers and Stones પણ એમના હળવા લખાણ માટે, એમનામાં રહેલા હાસ્યકાર માટે જાણીતી છે. એમાં પટ્ટાભીએ દરેક વિવિધ પ્રસંગોમાંથી નિર્મળ અને છતા ચોટદાર હાસ્ય નિષ્પન્ન કર્યું છે.

પટ્ટાભીએ દેશદેશનાં બંધારણનો અભ્યાસ કરીને, 'જગતનાં વિધાનો' પર પુસ્તક લખ્યું છે. આપણા દેશની રાષ્ટ્રીયતાના ઉદયનો ઇતિહાસ, તેને પ્રેરનારાં અને વિકસાવનારાં બળોની મીમાંસા કરતું એમણે Indian Nationalism નામનું પુસ્તક લખ્યું છે. આ ઉપરાંત હિન્દ સમક્ષ ઉપસ્થિત થતા અનેક પ્રશ્નોની છણાવટ કરતું, અને દરેક પ્રશ્નને રજૂ કરી, એનો ઉકેલ પણ પોતાની દૃષ્ટિએ બતાવતું એમણે 'હિન્દના મૂળભૂત પ્રશ્નો' એ વિષે પુસ્તક લખ્યું છે. એ પુસ્તકમાં દરેક પ્રશ્નને એમણે સર્વદૃષ્ટિથી છણ્યો છે, એનો ઇતિહાસ તપાસ્યો છે, અને એમાં એમણે તટસ્થતા જાળવી રાખી છે. ખાસ કરીને હિંદુમુસ્લિમ પ્રશ્ન, રાજસ્થાનનો પ્રશ્ન, કોંગ્રેસ સંસ્થાના આંતરવિગ્રહનો પ્રશ્ન, આપણી ગરીબી અને તેના ઉપાયનો પ્રશ્ન એમણે સર્વાંગી દૃષ્ટિએ છણ્યો છે. અને એની મીમાંસા કરી છે. એમના લખાણમાં નીડરતા ને

સ્પષ્ટતા છે. એમના લખાણમાં વિચારને પ્રાધાન્ય હોય છે, અને ભાષા વિષયોચિત હોય છે. એમની શૈલી વિશદ, સ્પષ્ટ, અસરકારક અને જોશીલી હોય છે. શીલ તેવી શૈલી એ ઉક્તિ પટ્ટાભી માટે તદ્દન સાચી છે. કારણ કે પટ્ટાભીનો સ્વભાવ એમના લખાણમાં તાદૃશ રીતે પ્રતિબિંબિત થયો છે.

ડૉ. પટ્ટાભી અંગ્રેજી, તેલુગુ, સંસ્કૃત, તામીલ, કાનડા અને હિંદુસ્તાની વિગેરે ભાષાઓ પર અજબ કાબુ ધરાવે છે. બીજી પણ કેટલીક ભાષાઓ તેઓ જાણે છે. વર્ષો સુધી જેલમાં રહેવાથી અનેક વિષયોનો ઊંડો અભ્યાસ કરવાની સુવર્ણ તક તેમને સાંપડી છે અને તેનો એમણે સદુપયોગ કર્યો છે. રાજકારણ, આરોગ્ય, સાહિત્ય તેમજ બીજાં અનેક ક્ષેત્રોનો તેમણે તલસ્પર્શી અભ્યાસ કર્યો છે. એમણે સંપાદિત કરેલું જ્ઞાન એમને કોઈ પણ વિષયમાં પારંગત બનાવવા માટે પૂરતું છે. જનસેવાના કાર્યનું એમને આકર્ષણ કદાચ ન હોત ને કેવળ સાહિત્યના ક્ષેત્રમાં જ જો એઓ ચાહોમ કરીને પડ્યા હોત તો હિંદના સાહિત્યનાં વિધવિધ અંગોને એઓ પૂરતા પ્રમાણમાં વિકસાવી શક્યા હોત. આમ છતાં એમનું લેખન વિશાળ છે. એમનાં પુસ્તકો વિવિધ વિષયોને આવરી લે તેવાં છે. પહેલા વિશ્વ-યુદ્ધ પહેલાં લખેલ 'હિંદી રાષ્ટ્રવાદ' ના નિબંધથી

માંડીને બીજા વિશ્વયુદ્ધ વખતે અહમદનગરના કારાવાસમાં લખેલ છૂટા છવાયા લેખોવાળું 'ફેધર્સ એન્ડ સ્ટોન્સ,' અને 'ગાંધી અને ગાંધીવાદ' થી માંડી 'ગાંધી અને સમાજવાદ', 'શા માટે કોંગ્રેસને મત આપવો' એ પુસ્તકથી માંડી એકહજાર પાનાંનો 'હિન્દી રાષ્ટ્રીય મહાસભા' નો માહિતીપૂર્ણ, વિદ્વદ્ભોગ્ય ઇતિહાસ એ એમની સાહિત્યપ્રવૃત્તિના માર્ગસૂચક સ્તંભો કહી શકાય. અંતમાં, આ વિદ્વાન દાક્તરની લેખક તરીકે તુલના અગર વિવેચના કરવી હોય તો એમ નિ:શંકપણે કહી શકાય કે "એમનાં મોટાં પુસ્તકો બગીચા જેવાં નાનાં નથી પરંતુ જંગલ જેવા વિશાળ છે. એમનું ગહન જ્ઞાન અને એમાં આપેલ વિસ્તૃત માહિતી વાચક પર ઊંડી છાપ પાડે છે તથા એમાં રસ પેદા કરે છે. પરંતુ, એની ગોઠવણી યોગ્ય નથી જો કોઈ સારા અને સમદૃષ્ટિવાળા મિત્રને એમના લખાણ ઉપર કાતર ચલાવવાની અને પુસ્તક છપાવતાં પહેલાં એમાંની અતિશયોક્તિ દૂર કરવાની છૂટ આપવામાં આવે તો એમનું લખાણ અત્યંત મૂલ્યવાન નીવડે, એમ વિના સંકોચે કહી શકાય એમ છે."

આમ પટ્ટાભી અનેક ક્ષેત્રોમાં વિહરે છે. અને દરેક ક્ષેત્રમાં પૂરેપૂરી સફળતા પ્રાપ્ત કરે છે. એ જે કામ ઉપાડે, તેને પૂર્ણ કર્યા વિના છોડતા નથી. એમનું

સૂત્ર છે: ' करो या मरो। '. મહાત્મા ગાંધીજીના શક્તિશાળી નેતૃત્વ હેઠળ, હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામમાં જે જે શહીદોએ વિરલ બલિદાનો આપ્યાં છે તથા એમની પ્રેરણા હેઠળ જે જે ચિંતકો, ફિલસૂફો, અને સાહિત્યકારો તૈયાર થયા છે, તે સર્વેમાં પટ્ટાભીનું સ્થાન એક અને અદ્વિતીય છે.

## પ્રકરણ ૧૬ મું

### રાષ્ટ્રપતિ

શ્રી. પટ્ટાભીને ૧૯૩૮માં ગાંધીજીની સહાય હતી. ગાંધીજીએ એમને માટે આટઆટલો પ્રચાર કર્યો છતાં રાષ્ટ્રપતિપદ એમને ન મળ્યું. ગાંધીજી એમના બધા કાર્યમાં સફળ થતા, પણ પટ્ટાભીની રાષ્ટ્રપતિપદે ચૂંટણી કરાવવામાં જ નિષ્ફળ ગયા. નસીબની બલિહારી કેવી છે! ને તે પછી વર્ષો સુધી, મૌલાના આઝાદે પ્રમુખની ગાદી શોભાવી, પંડિત જવાહરલાલે ચોથી વાર શોભાવી, આચાર્ય કૃપાલાણીએ શોભાવી અને રાજેન્દ્રબાબુએ શોભાવી. પણ એ ગાદી માટે જેનો સમય ક્યારનોય પાકી ગયો હતો એવા આ પુરુષને કોઈએ સંભાર્યો નહિ, એ પણ એમનું નસીબ જ

ને ! પણ તે પછી તો, હેદરાબાદ હિંદી સંઘે કબજે કર્યું એટલે રિયાસતના કામમાંથી એએ મુક્ત બન્યા, એટલે આપ બળે જ એમણે કોંગ્રેસનું પ્રમુખપદ મેળવવા માટે યત્ન આદર્યો. સામાન્ય રીતે એમ જ મનાતું હતું, કે ગાંધીજીના મૃત્યુ પછી, ગાંધીજીના આ સાચા અનુયાયી ગાંધીવાદના ભાષ્યકાર વિના હરિભાઈએ જ કોંગ્રેસની ગાદી પર આવે. પણ, એમાં પણ નસીબે એમને છેતર્યા. એમની સામે પુરુષોત્તમદાસ ટંડન ઊભા રહ્યા. બાબુ પુરુષોત્તમદાસ પણ જાણીતા કોંગ્રેસવાદી હતા. ઘણા વર્ષોથી એમણે રાષ્ટ્રિય કાર્યમાં જ પોતાની સર્વ શક્તિનો વિનિયોગ કર્યો હતો. પણ ગાંધીજી અને એમની વચ્ચે હિન્દી ભાષા અને મુસ્લિમો પ્રત્યેની વલણ વિષે મહાન મતભેદ હતો. એ મતભેદ બહુ જાણીતો હતો. પટ્ટાભીએ એમ નિશ્ચિત રીતે માનેલું કે. ગાંધીજીના શિષ્યો જવાહર અને સરદાર એમની તરફેણમાં જ પ્રચાર કરશે. પણ, એમની ધારણા નિષ્ફળ નીવડી. એ બન્ને એમના સાથીઓ ચૂંટણી વિષે મૌન રહ્યા. અને તટસ્થ વલણ એમણે દાખવ્યું. એ મૌનનો અર્થ ઘણે સ્થળે એમ લેવાયો કે સરદાર જવાહર પટ્ટાભી ચૂંટાય નહિ એમ ઇચ્છે છે. એટલે જે સ્થાન એમને બહુ આસાનીથી, હકથી, મળવું જોઇતું હતું, તેને માટે એમને પારાવાર મુશ્કેલીઓ નડી. એ તો સામે વહેણે તરવા જેવો મામલો હતો. પટ્ટાભીએ હિંમત બીડી. પોતાનું

કિસ્મત અજમાવ્યું. કારણ, રિયાસતી કોંગ્રેસસમિતિઓના મત વિષે પોતે નિશ્ચિત હતા. છાપાંઓમાં ખૂબ રસાકસી ચાલી. ચૂંટણીનો હાથી કયા કળશ ઢોળશે, એ વિષે અનેક પ્રશ્નો ઉદ્ભવવા લાગ્યા કોઈને કશી સમજ પડતી નહોતી. ગૂજરાત તરફથી સરદારના ટાઢા વલણને લીધે પટ્ટાભીએ આશા રાખી નહોતી. સંયુક્ત પ્રાંત તો ટંડનજીનો પ્રાંત હતો. બિહારનું વલણ ચોક્કસ નહોતું. બંગાળમાં તો હિન્દુ-મુસ્લિમના કડવા સંબંધને લીધે બંગાળ તો ટંડનજીને જ મત આપે એમ હતું દક્ષિણ હિંદના મતો નિશ્ચિત હતા. આ રીતે ચૂંટણીનો દિવસ આવી પહોંચ્યો. આગલે દિવસે રાજેન્દ્રબાબુએ એક નિવેદન બહાર પાડ્યું. અને પટ્ટાભીને મત આપવાનુ મતદારોને સૂચવ્યુ. આ એમ મોટું આશાનું ચિહ્ન હતું. કારણ પટ્ટાભીને બિહારના મોટાભાગના મતો મળશે એ એ નિવેદનથી નિશ્ચિત થયું, ચૂટણીનો દિવસ આવ્યો. ભારે રસાકસી જામી હતી દક્ષિણ હિંદના મતદારો પટ્ટાભીને માટે સારો પ્રચાર કરતા હતા. ને, પટ્ટાભી ચૂટાયા. માત્ર ૧૮૪ મતની બહુમતિએ. એક વિચિત્ર ઘટના તો એ હતી, કે સુભાષબાબુ સામે એઓ હારી ગયા, ત્યારે આટલા જ મતો એમને ઓછા મળ્યા હતા. ગૂજરાત તરફથી એમને બિલકુલ ટેકો ન મળ્યો. યુક્ત પ્રાંતમાં કીડવાઈના પક્ષે એમને મતો આપ્યા. રાજેન્દ્રબાબુના નિવેદનથી બિહારના

એકેએક મતો એમને મળ્યા, ને રિયાસતી પ્રજાએ તો એમને સદ્ધર ટેકો આપ્યો, ને, પટ્ટાભી રાષ્ટ્રપતિ બન્યા.

રાષ્ટ્રપતિ એઓ અત્યંત વિકટ સંજોગોમાં બન્યા. એક તો, કોંગ્રેસનું રાજ્ય હોવાથી, અસલ જે રાષ્ટ્રપતિનો મહિમા હતો, એમનું જે ગૌરવ હતું, તે હવે રહ્યાં નહોતાં. રાષ્ટ્રપતિ કરતા વડા પ્રધાનનું કે ગવર્નર જનરલનું માન વધારે હતું. બીજું, પટ્ટાભીને વિષમ સંજોગોમાં કામ કરવાનું હતું. આચાર્ય કૃપાલાણીને જે કારણોસર પ્રમુખપદેથી રાજીનામું આપવું પડ્યું એ કારણો હજી એવા ને એવા સ્વરૂપે અસ્તિત્વમાં હતાં. એ ઉપરાંત, કોંગ્રેસ સંસ્થામાં એક જાતનું પ્રબળ શૈથિલ્ય આવી ગયું હતું. આંતરિક કલહો, સત્તા માટે મારામારી, કોંગ્રેસગજાનો બને તેટલો લાભ ઊઠાવવાની ઇચ્છા, મુસ્લિમવિરોધી વલણ, કોમીવાદીપણું, પ્રધાનમંડળની ફાટફૂટ, લાંચરુશ્વત, કાળાં બજાર, ફુગાવો, કંટ્રોલ, મોંઘવારી એ બધા પ્રશ્નો ઉકેલવામાં કોંગ્રેસને મળેલી નિષ્ફળતા: એ બધા સંજોગોમા કોંગ્રેસનું પ્રમુખપદ, એ રેશમી તળાઈ નહોતી પણ કાંટાની વાડ હતી.

રિયાસતી પ્રજામા કામ કરનાર પ્રમુખ માટે કોંગ્રેસ પણ રિયાસતમાં જ ભરવાનું નક્કી થયું. ને જયપુરમા કોંગ્રેસનું અધિવેશન ભરાયુ. આ અધિવેશન વખતે જ,

મધ્યસ્થ સરકારે ભાષાવાર પ્રાંતરચનાના પ્રશ્નની તપાસણી કરવા એક પંચ નીમ્યું હતું, તેનો અહેવાલ પ્રગટ થયો હતો. તેણે ભાષાવાર પ્રાંત રચનાની વિરૂદ્ધ પોતાનો ચૂકાદો આપ્યો હતો. સરદાર અને જવાહર આ ચૂકાદો કોંગ્રેસ માન્ય રાખે એવો દૃઢ આગ્રહ રાખતા હતા. પટ્ટાભી એનો વિરોધ કરતા હતા. અને ભાષાવાર પ્રાંતો તાબડતોબ રચાય એમ ઇચ્છતા હતા. વાતાવરણ ઘણું તંગ હતું બન્નેના દૃષ્ટિબિન્દુમાં આસમાન ને જમીન જેટલું અંતર હતું. પટ્ટાભીને સમજાવવાનો પ્રયત્ન થયો. પણ પટ્ટાભી તો સિદ્ધાંતને દૃઢતાથી વળગી રહ્યા હતા. પટ્ટાભી જો પીગળે તો પછી એમના આંધ્રપ્રાંતની ઝૂંબેશ ઉઠાવનારા સાથીઓ શ્રી. પ્રકાશમ, શ્રી. રંગા, વગેરેને એઓ શો જવાબ આપી શકે? આખરે પટ્ટાભીના આગ્રહને વશ થઈ, પટ્ટાભી, સરદાર અને જવાહરની સમિતિ આ પ્રશ્નની ફેરતપાસ કરવા માટે જયપુર કોંગ્રેસના અધિવેશનમાં નિયુક્ત કરવામાં આવી. ને એ રીતે પ્રમુખ તરીકે પોતાનું વર્ચસ્વ એમણે સિદ્ધ કર્યું. ને પોતાનું સ્વતંત્ર વ્યક્તિત્વ પ્રતિપાદિત કર્યું.

જયપુરમાં પટ્ટાભીની એક મહારાજાના હાથી સવારી નીકળી ને એમનું ભવ્ય સ્વાગત થયું. રિયાસતમાં આ પહેલી જ વાર કોંગ્રેસનું અધિવેશન ભરાયું હોવાથી, રિયાસતની પ્રજાનો ઉત્સાહ અદમ્ય હતો. એમને માટે આ બધું નવું નવું હતું.

પટ્ટાભીએ એમના પ્રમુખ તરીકેના ભાષણમાં અનેક પ્રશ્નોની સુંદર રજૂઆત કરી. આપણી આઝાદી વિષે એમણે કહ્યું·

"આ આઝાદી અમને એવાં સાધનો દ્વારા પ્રાપ્ત થઈ છે કે જેનું પહેલાં કોઈ નામ પણ જાણતું નહોતું. મહાત્માજીએ – જે મહાત્મા આ યુગના આખરી ને બધા કરતાં મહાન મહાત્મા હતા – આપણને આઝાદીની મંઝીલે પહોંચાડયા. આ વિજય એ ઇતિહાસમાં એક અનોખો વિજય છે. એ વિજયથી ફક્ત રાજકારણમાં જ આપણી જીત થઈ છે એમ નથી પણ ધર્મ-ક્ષેત્રમાં પણ આપણી જીત થઈ છે. આપણે કમનસીબે એ મહાત્મા આપણી સમક્ષ મોજૂદ નથી છતાં, પણ, એઓ આપણી તરફ આજે પણ એ જ દૃષ્ટિથી જોયાં કરે છે. આપણા દેશની નવરચના માટે, એ આપણને પ્રોત્સાહિત કરે છે. ને સાચા રસ્તેથી પડી જતા, આપણને ફરી પાછા સત્ય અને અહિંસાને માર્ગે ધીરેધીરે એઓ લઈ જશે જ એ વિષે મને જરાય શંકા નથી."

આપણી વિશ્વસંધની ભાવના વિષે એમણે જણાવ્યું:

"યુરોપના નેતાઓ એમ સમજે છે કે લશ્કરની મદદથી, કે બીજાં રાજ્યોની મદદથી, સદાચાર

> નહિ પણ કેવળ પશુબળથી, આખી દુનિયાના રાષ્ટ્રોનો એક વિશ્વસંઘ સ્થપાય એ આશા તો બાવળનું ઝાડ વાવીને આંબાના ફળને માટે અપેક્ષા કરવી તેના જેવી મૂર્ખાઈ ભરેલી છે દુનિયાના બધા રાષ્ટ્રોનો એક સંઘ જો બની શકે તો એ માત્ર અહિંસાદ્વારા જ બની શકે. બીજો કોઈ રસ્તો નથી જ્યાસુધી દુનિયાના દેશોને અહિંસાની તાલીમ નહિ મળે ત્યાસુધી વિશ્વસંઘનુ સ્વપ્ન એ ફક્ત એક સ્વપ્ન જ રહેશે "

કોંગ્રેસની સામે જે મુસીબતો ઉભેલી છે તેનો ઉલ્લેખ કરતા એમણે જણાવ્યુ

> " કોંગ્રેસ ને જનતાનો સબધ હવે નવી દૃષ્ટિથી યોજવો પડશે. સાઠ વર્ષની ઉમરે ઘણા ઘરડા પતિપત્નીનો ફરીથી વિવાહ કરે છે, ને એથી એમ માને છે કે એ લગ્નસબધ પરલોકમા પણ મજબૂત રહેશે. તેવી જ રીતે કોંગ્રેસ અને જનતાના હવે સાઠ વર્ષે ફરી લગ્ન કરવાની જરૂર છે, કે જેથી એ સબધ કાયમનો રહે. "

આઝાદી આવ્યા પછી આપણી દૃષ્ટિ વિકસવાની જરૂર છે તે જણાવતા એમણે કહ્યુ

> " આપણા રાજદૂતો આજે દેશવિદેશમા છે. યુ એન ઓ મા અમારા પ્રતિનિધિઓ

આગળ પડતો ભાગ લે છે. આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદોમાં આપણે જઈએ છીએ. ને દુનિયાભરના મજૂરના પ્રશ્નોની ચર્ચામાં શામિલ થઈએ છીએ તો પણ હજી આપણને નાની વાત મોટી લાગે છે, અને મોટી વાત નાની લાગે છે. આપણે હજી કૂવાના દેડકાની માફક કૂવાને જ આપણી દુનિયા માની બેઠા છીએ. આપણે હિંદુસ્તાનના પ્રશ્નોને ખૂબ સંભાળથી જોવા જોઈએ. આપણા દેશના પ્રશ્નો આપણને માટે મહાન પ્રશ્નો હોવા જોઈએ. એ માટે મહાત્મા ગાંધીજીની અહિંસાત્મક તસવીર આપણી નજર સમક્ષ હરહમેશ રાખવાની જરૂર છે. ને એ રીતે આપણા દેશનું નવવિધાન કરી આપણે દુનિયા સમક્ષ ઊભા રહીએ કે જેથી દુનિયાને આપણે આપણા કર્મયોગથી એક નવો પાઠ શીખવી શકીએ. આપણે એ દુનિયાને બતાવી આપવુ છે કે મહાત્મા ગાંધીજીના સિદ્ધાંતોનું પૂર્ણાંગે પાલન કરવાથી હિંદ સુખી છે હિંદમા શાંતિ છે."

હિંદ હવે આઝાદ થયું છે અને આઝાદ હિંદમાં પ્રજાની જવાબદારી ઘણી વધી ગઇ છે. આ પરિસ્થિતિમાં જનતા અને સરકારે અન્યોન્યની સહાયથી કામ લેવાનુ જરૂરી છે. આ સંબંધે એઓ જણાવે છે·

"અત્યારે જે વધારેમાં વધારે જરૂરિયાત છે તે

આપણી કેન્દ્રસ્થ સરકારને મજબૂત કરવાની છે. આપણું જીવન અને આપણું રાજ્ય બન્નેમાં સચ્ચાઈ, ઈમાનદારી ને સાફદીલીની જરૂર છે. એના વિના નથી સમજ ટકી શકવાનો, નથી આપણું રાજ ટકી શકવાનું. અનાજ અને કાપડની તંગી દૂર કરવા માટે આપણે એકબીજાના મોઢા સામે જોઈને બેની રહેવા કરતાં, અગર તો, પરદેશથી માલ મંગાવી મગાવીને આપણી જરૂરિયાત પૂરી કરવાને બદલે, વધારે ખેતી કરવી જોઈએ, વધારે કાંતવું જોઈએ, ને કાળા બજારમાંથી કશું ખરીદ ન કરવું જોઈએ. લાંચરૂશ્વત ખૂબ વધી ગઈ છે, ને તેથી સરકાર વિરૂદ્ધ લોકોનો અસંતોષ પણ ખૂબ વધી ગયો છે. પણ જ્યાં સુધી આપણે લાચરૂશ્વત આપ્યાં કરીશું ત્યાંસુધી લાંચ લેવાવાળા ધરાવાના નથી. આ જ વાત કાળાં બજાર માટે પણ સાચી છે. કંટ્રોલની બાબતમા પણ સરકાર સાચે જ એક મોટી ભૂલભૂલામણીમાં પડી ગઈ છે. ઘણીવાર એવું બને છે કે, લાંચ લેનારને પકડવા માટે નીમેલો માણસ ખુદ જ લાંચ લેતો થઈ જાય છે. આવી પરિસ્થિતિમાં પણ સરકારે જે કાંઈ કર્યું છે તે પ્રશંસાપાત્ર છે "

ભાષાવાર પ્રાંતોની રચના વિષે એમણે કહ્યું

"અંગ્રેજ સરકાર અમારા રાષ્ટ્રના પ્રશ્નોને રચનાત્મક દૃષ્ટિથી જુએ ને એક ભાષા બોલનારાઓ માટે એક પ્રાંતની રચના કરે એ અશક્ય જ હતુ. ઉત્તરમાં લગભગ બધા પ્રાંતોની રચના ભાષા પ્રમાણે જ થઈ છે. મુસીબત છે, માત્ર દક્ષિણ હિન્દના રહેવાસીઓની. વિંધ્યાચળની ઉત્તરના પ્રાંતો ને વિંધ્યાચળની દક્ષિણના પ્રાંતો અનેક રીતે જુદા પડે છે. દક્ષિણના લોકો ઉત્તરવાળાઓના કોમી કે સાંપ્રદાયિક ઝઘડાઓને સમજી જ શકતા નથી. ને એ રીતે દક્ષિણ હિન્દના પ્રશ્નો ઉત્તર હિન્દના લોકો સમજી શકતા નથી. મદ્રાસ ઇલાકામા ચાર ભાષાઓ બોલનાવાળા વસે છે. મુંબઈમા ત્રણ ભાષાઓ. બિચારા કન્નડ ભાષા બોલનારાઓ તો ચાર પ્રાંતમાં વહેંચાઈ ગયા છે. મરાઠી બોલનારાઓ પણ ત્રણ પ્રાંતોમા વહેંચાઈ ગયા છે કોલેજોના પ્રોફેસરો ને વિદ્યાર્થીઓ, અદાલતમા વકીલ ને અસીલ, ને ધારાસભાના સભ્યો એક બીજાની ભાષા સમજી શકતા નથી. અંગ્રેજી તો ઘણા ઓછા લોકો જાણે છે, અને અંગ્રેજી ભણનારાઓ આમ જનતાથી એટલા બધા દૂર છે, કે અંગ્રેજીથી પણ આ મુસીબત ટળે એમ

> નથી. વિધાનસભાએ આ પ્રશ્નની તપાસ કરવા એક પંચ નીમ્યું હતું. એ પંચનો અહેવાલ ઘણો કામનો છે. પણ મને લાગે છે, કે, આપણે એકબીજા તરફ સહાનુભૂતિથી જોઇએ, થોડી હિંમત દાખવીએ, ને સમજાવટથી કામ લઇએ તો આ પ્રશ્ન સહેલાઇથી ઉકલે."

આપણા મજદૂરોના વિકટ પ્રશ્નની ચર્ચા કરતાં એમણે કહ્યું :

> "મજૂરી એ તો આપણી જીંદગી છે. મજદૂર જ દુનિયાની ન ખૂટે એવી પૂંજી છે. શહેરનાં મોટાંમોટાં કારખાનાં, ને ગામડાના નાના નાના ઉદ્યોગને ચલાવનારા મજૂરો જ છે. આપણી હિંદી રાષ્ટ્રીય ટ્રેડ યુનીયન કોંગ્રેસની સ્થાપના, હિંદની પાર્લામેન્ટે પસાર કરેલા મજૂર ધારાઓ, મજૂરોની પરિસ્થિતિ સુધારવા માટે આપણે જે પ્રયત્નો કરી રહ્યા છીએ તેનાં ઉજ્જવળ દૃષ્ટાંતો છે. શહેરોના મજદૂરોની પ્રગતિ માટે, એમની સુખસગવડો માટે જેટલું ધ્યાન અપાય છે તેના ચોથા ભાગનું ધ્યાન પણ ગામડાના ખેતીવાડીના મજૂરો તરફ અપાતું નથી. એમની તરફથી બોલનારાઓ થોડા છે. કારણ કે, રાજકીય પક્ષો જે મજૂરોનો લાભ ઉઠાવવા ચાહે છે

> તે માટે ભાગે શહેરોમાં જ છે એમનો અવાજ કોઇ સાંભળતું નથી. આ બાબતમાં આપણે ગાંધીજીની ગ્રામોદ્ધારની ભાવના અને ગ્રામોઉદ્યોગને એમણે આપેલું મહત્વ ધ્યાનમાં રાખી એ દિશામાં રચનાત્મક કાર્ય કરવા મંડી જવું જોઇએ, ને સરકાર પર આશા ન રાખવી જોઇએ."

આ ઉપરાંત આપણી ભાષા, આપણી તંદુરસ્તીનું નીચું ધોરણ, શરણાર્થીઓના વસવાટનો પ્રશ્ન, કોમી વિખવાદ, અલગ મતાધિકાર, હરિજનોનો પ્રશ્ન, એ વિષે પણ એમના અભિપ્રાયો એમણે સ્પષ્ટ શબ્દોમા ને નીડરતાથી રજૂ કર્યા હતા. ગામડાના પશુધન તરફ જે બેદરકારી બતાવાય છે, અને એનાં જે દુષ્પરિણામો આવે છે, એ તરફ એમણે આપણું ધ્યાન દોરી, ગૌસેવાના કાર્યને અપનાવવા, દેશના નવયુવાનોને વિનંતી કરી હતી, ને મીરાંબાઈ, હષિકેશ પાસે પશુરક્ષણનું જે ઉમદા કાર્ય કરી રહ્યા છે તેની પ્રશંસા કરી હતી.

હિંદના ભવિષ્ય વિષે એમણે છેલ્લા બે ત્રણ દાયકાઓની ઐતિહાસિક સમીક્ષા કરતાં કહ્યુઃ

> "માનવીની આંતરિક બિમારી આપણે જોવી જોઈએ. શાંતિ અને અહિંસાના પાઠો બાળકને ગળથૂથીમાંથી જ આપવા જોઇએ,

અહિંસાએ હજી આપણા દિન પર અસર કરી નથી. અને કરી હોય તોયે એ ઘણી નજીવી છે. છેલ્લા ત્રીસ વર્ષમાં દુનિયા કેટલી પલટાઇ ગઈ? પહેલા મહાયુધ્ધે યુરોપનો નકશો બદલી નાખ્યો. રશીયા માનવીની સમાનતાનો નવો ધર્મ લઈને દુનિયાની સામે આવ્યુ ને એ સમાનતાને સ્થાપવા માટે એણે લોહીની નદીઓ વહેવડાવી. બીજા મહાયુધ્ધે એશીયાનો નકશો સદંતર બદલી નાખ્યો. દુનિયાની અર્ધી વસ્તી એશીયામા રહે છે. જાપાન સિવાય આખો એશીયા પરાધીન હતો. પણ વિશ્વયુધ્ધે એશીયાને જગાડયો, ને એણે ગુલામીને ફગાવી દેવા માંડી. આ વખતે આપણી ભૂલ ત્યા છે કે આપણે હજી મહાત્માજીના સદેશાને પૂરેપૂરો અપનાવ્યો નથી. જો આપણે પૂરેપૂરી સમજથી, એ સિદ્ધાંતોને અમલી બનાવવા પ્રયત્ન કરીશુ તો હિન્દુસ્તાન ફક્ત પોતાની મુશ્કેલીઓ દૂર કરવા માટે જ નહિ પણ આખી દુનિયાની મુસીબતોને દૂર કરવાનો રસ્તો બતાવી શકશે દરેક યુગનો એક જ્યોતિર્ધર હોય છે. એ જુદી વાત છે કે લોકો ધીમે ધીમે, ઠોકરો ખાઇ ખાઇને એ માર્ગે જાય છે આ યુગનો એવો જ્યોતિર્ધર મહાત્મા ગાંધી છે."

આ ભાષણમાં પટ્ટાભીનું ગાંધીવાદી દષ્ટિબિન્દુ સ્પષ્ટ જણાઈ આવે છે. પટ્ટાભીએ જયપુર અધિવેશનનું કામકાજ બહુ કુશળતાથી અને કાબેલિયતથી ચલાવ્યું. અને જ્યાં ભાષાવાર પ્રાંતરચના, કૉંગ્રેસનો મંત્રીમંડળ ઉપર અધિકાર, વગેરે ખૂબ ચર્ચાસ્પદ મુદ્દાઓ પર જબરું વાક્યુદ્ધ જામવાની સંભાવના હતી ત્યાં એમણે સમજાવટથી, સમાધાનથી, આસાનીથી કામ પાર પાડ્યું.

પટ્ટાભીની રાષ્ટ્રપતિ તરીકેની સમયમર્યાદા દરમ્યાન અનેક વિકટ પ્રશ્નો ઉપસ્થિત થયા. બંગાળામાં સામ્યવાદીઓનાં તોફાનો જાગ્યાં, ને આખા પ્રાંતનો કાયદો ને વ્યવસ્થા ભયમાં મૂકાયાં. બંગાળ પ્રધાનમંડળમાં, બંગાળ કૉંગ્રેસમાં કાટફૂટ પડી. બિધનચંદ્ર રોય પર લોકોનો વિશ્વાસ રહ્યો નહિ. પંજાબમાં ભાર્ગવનું પ્રધાનમંડળ પડી ભાંગ્યું ને સચ્ચરનું પ્રધાનમંડળ રચાયું. મદ્રાસમાં પ્રધાનમંડળમાં જબરી તડ પડી. વડાપ્રધાનને રાજીનામું આપવું પડ્યું. ને બીજા વડા પ્રધાન ચૂંટાયા. રાજસ્થાનમાં પણ પ્રધાનમંડળ ને કૉંગ્રેસના અધિકારીઓ વચ્ચે વિખવાદ થયો. ને, એ રીતે, જ્યાં જુઓ ત્યાં અસ્થિર પ્રધાનમંડળોએ આખું વાતાવરણ ડહોળી નાંખ્યું. કૉંગ્રેસની ઇજ્જત ઓછી થવા લાગી, પરંતુ, એ દરેક પ્રશ્નને પટ્ટાભીએ ઉકેલવા માંડ્યો. બંગાળામાં ફરી ચૂંટણી કરવાની જાહેરાત કરી. મદ્રાસમાં જાતે જઈને કૉંગ્રેસ ધારાસભા પક્ષના નેતાની ચૂંટણી વખતે હાજર રહી વિગ્રહ અટકાવ્યો,

રાજસ્થાનમાં ઝઘડા મીટાવવા પ્રયત્ન કર્યો, ને, પંજાબમાં સચ્ચરે પાર્લામેન્ટરી બોર્ડની અવગણના કરી એટલે, ત્યાં ધારાસભા કોંગ્રેસપક્ષના વડાની ચૂંટણી કરી, ને એ રીતે જે પ્રધાનમંડળો ડામાડોળ હતાં તેને સ્થિર બનાવ્યાં.

હિન્દ સંપૂર્ણ સ્વતંત્ર પ્રજાસત્તાક એમના પ્રમુખપણા વખતે થયું. ને હિન્દ રાષ્ટ્રસમૂહમાં સ્વતંત્ર રહીને પણ રહી શકયું. ને પોતાની શરતો, રાષ્ટ્રસમૂહના બધા દેશો પાસે મંજુર કરાવી શકયું, એ આપણી એક મોટામાં મોટી સફળતા હતી.

રાષ્ટ્રપતિનું મુખ્ય કાર્ય તો કોંગ્રેસની સંસ્થાને મજબૂત બનાવવાનું છે. એ માટે એમણે સારા પ્રમાણમાં પ્રયત્ન કર્યો છે. ને સંગઠન તરફ એમણે વિશેષ લક્ષ આપ્યું છે. રાષ્ટ્રપતિ તરીકે એમની કામગીરી, જે રીતે એમણે પ્રધાનમંડળના ઝઘડા પતાવ્યા, જે રીતે, યુક્ત પ્રાંત, બંગાળા, વગેરે કોંગ્રેસની અંદર અંદરની મારામારીમાંથી માર્ગ કાઢી એમણે સમાધાન સ્થાપ્યાં એ છે એ એમની મોટામાં મોટી સફળતા છે. ને અત્યારસુધીના કોંગ્રેસના પ્રમુખોની જે મહત્તા હતી, જે ગૌરવ હતું તે એમણે જાળવી રાખ્યાં છે.

## પ્રકરણ ૧૭ મું

### જીવનના વિશિષ્ટ પ્રસંગો

(૧)

**શ્રી.** પટ્ટાભીનું બાળપણ છે. ઘેર પારાવાર ગરીબી છે. પિતા નાનપણમાં જ ગુજરી ગયા છે. એમની મસલીપટ્ટમની જગ્યામાં, માંડમાંડ ગુજારો કરે છે. એમની પાસે પહેરવાનાં કપડાં પૂરતાં નથી. એક પહેરણુ અને ધોતલી છે, તે એઓ બિચારા રાત્રે, લંગોટી વાળી, ધોઈ નાંખે છે ને સવારે પાછાં એ કપડાં પહેરે છે. માંડમાંડ ખાવા નીકળતું હોય ત્યાં કપડાંની બીજી જોડ ખરીદવાની વાત તો સંભવે જ કયાંથી. પહેરણુ ફાટે છે, તો બિચારા એને સાંધે છે, ને ચલાવે છે. પહેરણુ પણ ખારસું જાડું

છે. બારે માસ એક પહેરણુ ને એકજ ધોતલી. એમ વર્ષો સુધી એ પહેરણુ ચાલે છે. આખરે છેક જ જર્જર થાય છે ત્યારે બીજું પહેરણુ સીવડાવે છે તે પણ એક જ. આમ સાત વર્ષો સુધી પટ્ટાભી પહેરવાના એક જ પહેરણે ચલાવે છે. એમની પાસે સીલકમાં બીજુ઼ં પહેરણુ ન મળે. એવી એમની સ્થિતિ છે, છતાં એઓ પ્રફુલ્લ રહે છે.

(૨)

શ્રી. પટ્ટાભી એમના વર્ગમાં બધાને ખૂબ પ્રિય થઇ પડયા છે, બધાને એમનો માયા લાગી છે, પણ એની પાછળ એમનો હેતુ રહેલો છે. એમને ભણુવું છે. ચોપડી ખરીદવાના પૈસા પાસે નથી, છતાં ચોપડી વાંચવી છે. એટલે બધા છોકરાઓ જોડે એઓ દોસ્તી રાખે છે. અને આજે આની ચોપડી માગીને વાંચે છે. કાલે પેલાની અને એક વાર ચોપડી લીધી, પછી રાતદિવસ એકાકાર થઇ જાય છે. ફક્ત વાંચવા સિવાય એમને કંઈ ભાન નથી. એમને ખબર છે કે પરીક્ષા વખતે કંઇ કોઇ ચોપડી આમ ઉછીની આપવાનું નથી. એટલે એનો બને તેટલો ઉપયોગ કરવો જરૂરી છે. એ કારણથી, ચોપડી વાંચી એમાંની અગત્યની નોંધ એઓ કરી લે છે. આમ એમનો ક્રમ બીજા વિદ્યાર્થીઓથી ઊંધો છે. બીજા વિદ્યાર્થીઓ પરીક્ષા આવતી જાય તેમ વધુ ને વધુ વાંચતા જાય,

ત્યારે પટ્ટાભી પરીક્ષા જેમ જેમ આવતી જાય તેમ તેમ એમનું વાંચવાનું ઓછું ને ઓછું થતું જાય. ને પરીક્ષાને દિવસે કે તેને આગલે દિવસે તો પોતે કરેલી નોંધ જ એમને માટે વાંચવાની હોય. પરિણામે એમને એક બહુ સારી આદત પડી, અને તે આખું વરસ સતત એકધારું વાંચવાની આમ છતાં પટ્ટાભી પરીક્ષામાં હમેશા પહેલા જ હોય. મેટ્રીક સુધી આજ સ્થિતિ. છતા મેટ્રીકની પરીક્ષામાં એઓ પ્રથમ વર્ગમાં આવ્યા.

(૩)

પટ્ટાભી મેટ્રીક પાસ થઈને મસલીપટ્ટમની કોલેજમાં ભણે છે. કોલેજમાં કદાચ ગરીબમાં ગરીબ વિદ્યાર્થી એ હશે. કોલેજની ફી ભરવાનાં ઠેકાણાં નથી. કપડાનાં ઠેકાણા નથી. એનુ ખમીસ કેટલીયે જગ્યાએથી સાંધેલું છે. એનુ ધોતીયુ પણ એવું જ છે. પુસ્તકો પૂરતા છે નહિ. છતાં એ છોકરાની જિજ્ઞાસુવૃત્તિ, અમોઘ જ્ઞાનગ્રહણની શક્તિ બધાને આશ્ચર્ય મુગ્ધ બનાવી દે છે. એ પ્રોફેસરો પાસે જાય છે. પોતાની મુશ્કેલીઓ જણાવે છે. પ્રોફેસર મૂંઝાય એવા પ્રશ્નો પૂછે છે. ને એ રીતે, ઘણા પ્રોફેસરોને આ કિશોર ગમી જાય છે. એમના એક પ્રાધ્યાપક થી. વ્યકંટરામ નાયડુ તો એમને પૂછે છે, "તારા કપડાં આમ કેમ છે? તારા પિતા શું કરે છે?" વગેરે પ્રશ્ન પરંપરા

થાય છે. ને, એ પોતાની ગરીબી, પોતાની દયામણી સ્થિતિ પ્રોફેસર સમક્ષ રજૂ કરતાં લજવાય છે. અને એની આંખમાં આંસુ આવે છે. વ્યકટરત્નમને એની તરફ સવિશેષ લાગણી થાય છે, ને વાત્સલ્યભાવે એ બધી વાત જાણી લે છે. ને પોતે ખૂબ આગ્રહ ને મમતાથી પટ્ટાભીને માસિક મદદ કરે છે. એને માટે અભ્યાસની સગવડ કરી આપે છે. પુસ્તકાલયમાં એને માટે વાચનની બધીય સગવડ થાય છે. ને પટ્ટાભીને સગવડ મળતા, આર્થિક સ્થિતિ જરા હળવી થતાં, એઓ પોતાનો બધો સમય અભ્યાસ પાછળ જ ગાળે છે. વ્યકટરત્નમ એમની એ પોતાનો જ બાળક હોય તેવી સંભાળ લે છે. એમને શું શું વાંચવું તે જણાવે છે. એમને માટે પુસ્તકો મેળવી આપે છે. ને પટ્ટાભી પરીક્ષામાં પ્રથમ આવે છે. એમને છાત્રવૃત્તિ મળે છે. ને એ રીતે એઓ વિદ્યાર્થી તરીકે એમના આ માનસ-પિતાની સહાય્યથી ઝળકી ઊઠે છે.

(૪)

૧૯૧૫માં મુંબઇમાં કોંગ્રેસનું અધિવેશન ભરાયલું. એ અધિવેશનમાં ઘણા બધા પ્રતિનિધિઓ આવેલા. આંધ્રના પ્રતિનિધિ તરીકે ડો. પટ્ટાભી હતા એમણે જોયું કે ઘણા જાણીતા દેશનેતાઓએ પોતાના વકતૃત્વની છટા દેખાડવા વિદેશીમાલનો બહિષ્કાર પોકાર્યો. સ્વદેશી વિષે ભાષણો પછી ભાષણો થતા ગયાં. તાળીઓના

ગગડાટ થતા ગયા બધા શ્રોતાજનોમાંથી. "વાહ" "વાહ" નાં ઉચ્ચારણો થતાં જાય. ને, પટ્ટાભીને મનમાં થાય, "કેવા દંભી લોકો છે! આ બધાનાં શરીર ઉપર વિદેશી વસ્ત્રો છે, એમના વપરાસમાં વિદેશી વસ્તુઓ છે, ને એ લોકો સ્વદેશી પર ભાષણો ઠોકયે જાય છે. કોઈ પૂછતું નથી, કે ભાષણો કરો છો, પણ સ્વદેશીમાલ જાતે તો વાપરતા નથી. વિદેશીમાલનો મોહ તમને તો હજી ગયો નથી, ને સ્વદેશીનો બોધ આપવા શાના નીકળ્યા છો. તમારા જીવનમાં જ એ ઉપદેશ ઉતારોને! કહો છો તે કરી જ બતાવો ને." જેમ જેમ ભાષણ થતાં જાય તેમ તેમ પટ્ટાભીની લાગણી સંયમમાં ન રહે. એમને થાય કે આ લોકોની બરાબર ખબર લઈ નાખું. પણ એ તો રહ્યા નાના. બધા ગુરુજનોની વિરુદ્ધ શેં બોલાય? બધા શું કહેશે? આખરે એમનાથી ન રહેવાયું. એમણે કોંગ્રેસના પ્રમુખને એક ચિઠ્ઠી લખીને મોકલી, "મારે બે મિનીટ સ્વદેશી ઉપર બોલવું છે. મને રજા આપશો?"

આ ચિઠ્ઠી લખનારનું નામ સાવ અપરિચિત હતું. કોંગ્રેસ પ્રમુખ ઘડીભર તો દ્વિધામાં પડી ગયા કે આને બોલવા દેવો કે નહિ? એમને થયું આનો હેતુ શો હશે? એ કંઈ તોફાન કરવા તો નહિ આવ્યો હોય? પ્રમુખે જોયું કે આને ના પાડીશું તો ધાંધલ થશે. એટલે એમણે ચિઠ્ઠીના જવાબમાં લખ્યું, "તમારું નામ પહેલેથી આવવું જોઇતું હતું. હવે વખત નહિ મળે."

પટ્ટાભીને ચિઠ્ઠી મળી એટલે એમણે સામી ચિઠ્ઠી લખી, "આજે બોલનારાઓમાંથી કેટલાનાં નામ પહેલેથી તમારી પાસે આવ્યાં હતાં તેનો ખુલાસો કરો."

પ્રમુખ મૂંઝાયા. એમને લાગ્યું કે હવે જો વધારે બોલીશું તો ધાંધલ થશે. એટલે એમણે જવાબમાં લખ્યુ, "તમને ફક્ત પાંચ મિનીટ બોલવવાની રજા આપવામાં આવે છે." આમ પટ્ટાભી શરૂઆતને મોરચે જીત્યા.

પટ્ટાભીનું નામ ઉચ્ચારાયું, એટલે એ નવજુવાન સાદા વેશમાં, છટાથી, જોસભેર મંચ પર આવ્યા અને એમણે કહ્યું, "મારે સ્વદેશી વિશે તો વિશેષ કંઈ કહેવાનું નથી. કારણ એ વિશે તો તમો ભાષણો સાંભળી સાંભળીને આજે થાકયા છો. એટલે મારે તમને તમે જે સાંભળ્યું છે તે પાછું સંભળાવીને તમને હેરાન કરવા નથી. મારે તો તમને એ જ કહેવાનું છે, કે, તમને ભાષણો આપનાર પોતે કેટલે અંશે સ્વદેશી વસ્ત્રો વાપરે છે, તે તો તેમને પૂછો. વિદેશી વસ્ત્રો પહેરીને સ્વદેશી વાપરવાની શીખામણ આપનારને તમે શા માટે સાંભળીને 'વાહ' 'વાહ' કરો છો. તમે તમાસો જોવા આવ્યા છો, વાક્ચાતુર્ય સાંભળવા આવ્યા છો?"

તુરત જ એક બુઝર્ગે પૂછ્યું, "વક્તા જે બોલે છે તે અપ્રસ્તુત છે. એ અમારી બદનક્ષી કરે છે."

પટ્ટાભીએ તુરતજ પ્રમુખશ્રીને જવાબ આપ્યો,

" બદનક્ષી તો એ લોકોએ સ્વદેશીની કરી છે. હું પૂછું છું કે પ્રમુખ સાહેબ કે વિલાયતી કપડાં પહેરનાર સ્વદેશીનું ભાષણ આપે એ કોંગ્રેસની પ્રજાજતને શોભે એવું છે ? "

સભામાંથી એક અવાજ, " એ પ્રમુખે જોવાનું છે. તમારે નહિ. "

પટ્ટાભી, " હું પણ પ્રમુખને જ પૂછું છું. પ્રમુખની નજર બહાર અમુક મુદ્દો કે હકીકત રહી ગઈ હોય તો, પ્રમુખની નજર આગળ એ હકીકત લાવવાનો મને હક છે કે નહિ ? "

પ્રમુખ ગૂંચવાયા. પટ્ટાભીનો મુદ્દો કાનૂની હતો. એમણે કહ્યું, " છે. "

પટ્ટાભી કહે, " તો પછી હવે તમે મને ઉત્તર આપો કે વિલાયતી વસ્ત્રો પહેરનાર સ્વદેશી વિષે ભાષણ આપી શકે ? "

પ્રમુખ કહે. " તમારે ભાષણ અપાયું તે જ વખતે એનો વિરોધ કરવો હતો. "

પટ્ટાભી કહે, " આ તો શ્રોતાઓની નજર બહાર અમુક હકીકત રહી જતી હોય તો એમના ધ્યાન પર એ હકીકત લાવવાનો મારો હક છે તેનો હું અમલ કરું છું. "

બધા અવાક્ થઈ ગયા. બધાને થયું, એવો તે કોણ આ નવજુવાન છે, જે એકલે હાથે, બધા બુઝર્ગો સામે મોરચો માંડે છે. અને જરાય ગભરાતો નથી.

પ્રમુખ ગૂંચવાયા. પટ્ટાભીનો મુદ્દો સાચો હતો. એમણે કહ્યું, " તમે તમારું ભાષણ ચલાવો."

પટ્ટાભીએ કહ્યું, " પાંચ મીનીટ હવેથી ગણાય."

પ્રમુખને ધાંધલ ટાળવી હતી. એમણે કહ્યું, " કબૂલ." બસ એ પાંચ મીનીટમાં તો પટ્ટાભીએ પોતાની શક્તિનો પૂરેપૂરો પરચો બતાવ્યો. એમણે કહ્યું, " સ્વદેશી પહેરનાર જ સ્વદેશીનાં ભાષણો આપી શકે. સ્વદેશીમાં શ્રદ્ધા હોય તે પહેલો સ્વદેશી પહેરીને દાખલો બેસાડે. આજે જેમણે ભાષણો આપ્યાં છે, તેઓ આજથી પ્રતિજ્ઞા લે કે એક તાંતણો પણ તેઓ પરદેશી નહિ વાપરે. નહિ તો, પછી આ વાક્જાળ છે, એ દંભ છે. એટલે આપણે સ્વદેશી પહેરીને આપણા બુઝર્ગોને દાખલો બેસાડીએ."

ચારે તરફ તાળીઓના ગગડાટ થઈ રહ્યા. બધા બુઝર્ગોએ શરમના માર્યાં મૂંડી નીચી કરી. કાકા કાલેલકરના ચિત્તમાં આ પ્રસંગ એવો તો યાદ રહી ગયો છે, કે, એઓ કહે છે કે એ પ્રસંગની છાપ એમના જીવનભર એવી ને એવી તાજી રહેશે.

(૫)

૧૯૩૯ની સાલ છે. બારડોલીમાં કાર્યવાહકસમિતિની બેઠક મળી છે. સુભાષબાબુ ફરી પાછા પ્રમુખપદ માટે ઉમેદવારી કરનાર છે, એવી વાતો આવી છે. વાતો કરનાર વિશ્વસનીય છે. ગાંધીજી મૌલાના સાહેબને બોલાવે છે.

એમને સમજાવે છે, કોંગ્રેસ ગાદી માટે ઉમેદવારી કરવા. મૌલાના સાહેબ પોતાના જ પ્રાંતના નેતા સામે ઉમેદવારી કરતાં જરા સંકોચાય છે, પણ ગાંધીજી આગળ એમને નમતું આપવું પડે છે. મૌલાના સાહેબની ઉમેદવારીની જાહેરાત થાય છે. મૌલાના સાહેબ બારડોલીથી મુંબઈ આવે છે. ત્યાં સુભાષબાબુ એમની પર દબાણ લાવે છે. મૌલાના સાહેબ પીગળી જાય છે. ને નિવેદન પ્રગટ કરે છે કે પોતે ઉમેદવારીમાંથી ખસી જાય છે.

ગાંધીજી એ નિવેદન વાંચીને મૂંઝાય છે. હવે શું કરવું ? તુરત જ ગાંધીજીની નજર દોડે છે પટ્ટાભી ઉપર. ગાંધીજી તરત પટ્ટાભીને બોલાવે છે. પટ્ટાભી સંદેશો મળતાં તુરત જ દોડી આવે છે. ગાંધીજી કહે છે, "પટ્ટાભી, સુભાષ બાબુની સામે તમારે હરિફાઈ કરવાની છે, બોલો છો તૈયાર."

"પણ બાપુ........."

"ના. પણ બણ નહિ. તમારે ઉભા રહેવાનું છે. તમે મતદારોને માટે નિમંત્રણપત્ર ઘડી લાવો."

પટ્ટાભી ઘડીભર તો મૂંઝાય છે. પણ બાપુના હુકમનો અનાદર શી રીતે થાય. તુરત જ નિવેદનપત્ર ઘડી લાવે છે. બાપુ વાંચી જાય છે. ને એમા ઉમેરે છે, "જો હું ચૂંટાઉં, તો રિયાસતી પ્રજા માટે હું જે કરું છું, ને મેં જે કર્યું છે, તેની કદરદાની તરીકે હું એને ગણીશ."

પણ, ચૂંટણીમાં એમનો પરાજય થયો ત્યારે છાપાના પ્રતિનિધિઓ એમની પાસે ગયા ને પૂછ્યું, "કેમ તમારે શું કહેવું છે?"

"સુભાષબાબુને હાર્દિક અભિનંદન આપવા સિવાય બીજું કશું નહિ'

"પણ તમારા પરાજય વિષે"

"એ તો તમારું કામ છે ને? એમાં હવે મને શું પૂછવાનું?' હસતાં હસતાં પટ્ટાભીએ કહ્યું

( ૬ )

૧૯૪૮ની સાલનો સપ્ટેમ્બર મહિનો હતો પાર્લામેન્ટનું અધિવેશન હતું. સરકારપક્ષની ગેરહાજરી હતી માત્ર બે ત્રણ સભ્યો પ્રધાનમંડળમાંથી હાજર હતા બધા સભ્યોને પ્રધાનોની આ બેદરકારી અપમાનજનક લાગી પણ કોની બોલવાની હિંમત ચાલે પણ પટ્ટાભી તો રહ્યા સ્પષ્ટવક્તા. એમનાથી રહેવાયું નહિ. એમણે તુરત જ સંભળાવી દીધું, "જો પ્રધાનમંડળને પાર્લામેન્ટમાં રસ ન હોય તો આ બધો તમાસો શા સારુ રાખ્યો છે? પાર્લામેન્ટ બરખાસ્ત કરી નાખો ને પ્રધાનો રાજ ચલાવે પાર્લામેન્ટની પ્રધાનમંડળને પડી ન હોય, તો પાર્લામેન્ટના સભ્યો પણ એમનું અને પાર્લામેન્ટનું આ અપમાન સહન કરવા તૈયાર નથી પ્રધાનમંડળના સભ્યોને જો

પોતાની જવાબદારીનું ભાન ન હોય તો પાર્લામેન્ટના સભ્યોની એ ફરજ છે કે એમની સાન ઠેકાણે લાવવી. પાર્લામેન્ટનું અપમાન એ આખરે જનતાનું અપમાન છે."

તુરત જ પાર્લામેન્ટમા હો હા મચી રહી. દરેકને પોતાની ભૂલ સમજાઇ, પટ્ટાભીની વાણીની તાત્કાલિક અસર થઈ. જવાહર એકદમ દોડી આવ્યા, અને બધા પ્રધાનમંડળની વતી ગેરહાજરી બદલ માફી માંગી એટલું જ નહિ પણ ભવિષ્યમા એવું નહિ થાય તેની બાયધરી આપી.

(૭)

૧૯૪૮ની સાલ હતી. બાપુ દિલ્હીમાં હતા એકાએક પટ્ટાભી પર સન્દેશો આવ્યો કે બાપુ તાત્કાલિક બોલાવે છે. પટ્ટાભી ગયા. બાપુ એમને સાજે ફરવા લઈ ગયા. ને કહે, "જુઓ, પટ્ટાભી, ચૂંટણી નજીક આવી છે. મારા ધ્યાનમા ફક્ત બે નામો છે. એક આચાર્ય કીરપાલાનીનુ અને બીજું તમારુ, પણ મને લાગે છે, કે, હમણાના સંજોગો જોતા, આચાર્ય પ્રમુખપદે ચૂટાય એ વધુ ઉચિત છે. બોલો, તમને ખોટુ તો નહિ લાગે ને ?"

પટ્ટાભીએ જરા પણ સંકોચ વિના જવાબ આપ્યો,

"બાપુ! મેં ક્યારે ખોટું લગાડયું છે કે તમે આમ પૂછો છો? તમે એકવાર મને હરાવ્યો તો યે મેં ક્યાં ખોટું લગાડયું છે! હું તો સેવક છું. તમારી આજ્ઞા મારે ઉઠાવવાની એ સિવાય હું બીજું સમજતો નથી. મને પ્રમુખપદનો મોહ નથી."

ગાંધીજીએ 'શાબાશ' કહી પટ્ટાભીની પીઠ જોરમાં થાબડી.

## પ્રકરણ ૧૮ મું

### શ્રી પટ્ટાભીનાં વિચારરત્નો

શ્રી. પટ્ટાભી એ આપણા રાષ્ટ્રના એક મૌલિક ચિંતક છે. એમના યુગના લગભગ સર્વે પ્રશ્નોને એમણે પોતાની સ્વતંત્ર રીતે વિચાર્યા છે, એટલું જ નહિ પણ એ વિચારોને એમણે બેધડક રીતે જનતા સમક્ષ રજૂ કર્યા છે. શ્રી. પટ્ટાભી આપણા રાષ્ટ્રનું ઉત્થાન થાય એમ હરહમેશ ઇચ્છે છે. અને તેથી એઓ ખંડનાત્મક કરતાં મંડનાત્મક વિશેષ છે. મંડન માટે ખંડનની આવશ્યકતા તો રહેવાની જ, પરંતુ, એ ખંડન કેવળ વિનાશની દુષ્ટ લાલસાથી ઉદ્ભવ્યું ન હોય. પોતાના સમકાલીન યુગનો એમણે અભ્યાસ કરીને, એમનાં વિચારરત્નો રજૂ કર્યાં છે.

શ્રી. પટ્ટાભીના વિચારોની ખાસિયત એ છે કે એ વિચારો દરેક પ્રશ્નની બન્ને બાજુએ તપાસીને જ ઘડાયલા હોય છે. કોઈપણ પક્ષપાત કે પૂર્વગ્રહમાં તણાયા વિના કેવળ બુદ્ધિની સરાણે ચઢાવીને જ એઓ વિચારોને ઘડે છે. આ કારણથી એમના વિચારો જ્યારે પરિપક્વ બને છે, જ્યારે એ એમની મનોમથનની ભઠ્ઠીમાં બરાબર વિશુદ્ધ થાય છે, ત્યારે જ એઓ એ વિચારોને જનતા સમક્ષ જણાવે છે. અને આથી એ વિચારો પાછળ ચિંતનનું બળ હોય છે, એમના વિચારોની સચ્ચાઈ વિષેની દૃઢ શ્રદ્ધા હોય છે. એ વિચારો કંઈ પોથીમાંના નથી હોતા, પણ સ્વાનુભવની તાવણીમાંથી તવાયલો એ માવો છે.

પટ્ટાભીના વિચારો બહુવિધ છે. સામાજિક, રાજકીય, આર્થિક, શૈક્ષણિક, એમ એઓ દરેક ક્ષેત્રમાં વિહાર કરે છે ને આપણને કરાવે છે. આ વિચારો એમના અનેક વ્યાખ્યાનોમા, એમના અનેક ગ્રંથોમાં, એમના અનેક લેખોમા છૂટાછવાયા વેરાયલા પડ્યા છે. એ વિચારોનું દોહન થાય તો ઘણાને ફાયદો થાય. અહીં તો એમના અત્યંત અગત્યના એવા જ વિચારો રજૂ થાય છે.

પ્રથમ એમના રાજકીય વિચારો જોઈએ. એઓ રાષ્ટ્ર કોને કહી શકાય એ વિષે જણાવે છે કે, "જ્યારે, કોઈ પણ પ્રજાની પ્રવૃત્તિઓ, તેમની મહાત્વાકાંક્ષાઓ,

તેમની મનીષા, તેમની ઇચ્છા અને તમન્નાઓ, એ બધામાં એક જીવંત જાગૃતિ જણાઈ આવતી હોય, અને પોતાના ઉદયમાં સક્રિય અને ઉન્નતિકર એવી એને શ્રદ્ધા હોય". એઓ આમ રાષ્ટ્રત્વની રૂપરેખા આપી જણાવે છે, કે રાષ્ટ્રત્વને માટે મહત્વની ઘટના એ એકતાની ભાવના છે. અને એ એકતાની ભાવના અનુભવવા માટે સાચા શિક્ષણની અને વિશાળ સહાનુભૂતિની ભાવનાની આવશ્યકતા છે. કોઇપણ રાષ્ટ્રને પોતાનું એવું વ્યક્તિત્વ હોય, તો ગમે એટલી ને ગમે એવી મુસીબતો આવે તેમ છતાં, એ પોતાની રાષ્ટ્રીયતા ને પોતાનું વ્યક્તિત્વ સિદ્ધ કરશે જ. આજે જે રાષ્ટ્રીયતા વિષે મુખ્ય પ્રશ્ન વિચારવાનો છે, તે રાષ્ટ્રીયતાનું બળ નથી પણ રાષ્ટ્રીયતાથી જન્મતી શાંતિ છે. રાષ્ટ્રીયતાથી ઉદ્‌ભવતી કલ્યાણકામના છે. જે રાષ્ટ્રીયતા માનવ તરફ વિશાળતા બતાવતાં શીખવાડે, જે રાષ્ટ્રીયતા આપણને વિશેષ માનવ બનાવે, આપણામાં નવા ગુણોનો ઉત્કર્ષ સાધે. નવી માનસિક ઉન્નતિ સાધે, બંધુભાવની ભાવનાને બઢાવે, સહિષ્ણુતાને માર્ગે દોરે, ને એક બીજાના દોષો તરફ નહિ પણ એકબીજાના સારા ગુણો તરફ આપણને અભિમુખ રાખે તેજ સાચી રાષ્ટ્રીયતા કહી શકાય. સંકુચિતતા એ રાષ્ટ્રીયતા નથી, કુપમંડુકતા એ રાષ્ટ્રીયતા નથી.

જેવી રીતે એક વ્યક્તિ એનો માનસિક વિકાસ, ઉત્પાદન-શક્તિ, સલામતી અને કોમી ઉન્નતિ રાષ્ટ્રદ્વારા જ સાધી

શકે છે, તેવી રીતે કોઇ પણ કોમની કે જાતિની સંસ્કૃતિનો આધાર અન્ય રાષ્ટ્રો જોડે સહકાર સાધવાની એની વૃત્તિમાંથી, એની તૈયારીમાંથી ઉદ્ભવે છે. એક બીજા રાષ્ટ્રની પરિસ્થિતિ અને સંજોગો ભલે ગમે એટલા ભિન્ન હોય તો પણ એટલું યાદ રાખવાની જરૂર છે કે એ ભિન્નતાનું કારણ દરેકની ઇચ્છા પોતાના રાષ્ટ્રનું સંરક્ષણ કરવાની ઇચ્છા છે. પરન્તુ, આ સંરક્ષણની વૃત્તિ એ અન્ય રાષ્ટ્રો જોડેના સહકારની વિરોધી નથી. બલ્કે સહકાર માટેની પૂર્વભૂમિકા છે. એ રીતે જોતાં હિન્દી રાષ્ટ્રીયતાનો અર્થ એટલો જ કે, એ ભારતની રાષ્ટ્ર તરીકે ઉન્નતિ કે સુધારણા ચાહે છે એટલું જ નહિ, એ સુધારણા ને પ્રગતિની મદદથી એ જગતના બીજા રાષ્ટ્રોનો સહકાર સાધી શકે, તેમની હરોળમાં ઊભું રહી શકે એ વૃત્તિ રહી છે. એક સમય એવો હતો, કે આપણા વિદ્વાનો રાષ્ટ્રીયતાની ભાવનાને સંકુચિત લેખતા હતા. એ ભાવના માનવતાની પ્રગતિની વિરોધી છે એમ ગણતા હતા. પરન્તુ આંતરરાષ્ટ્રીયતાની ભાવનાના પગથિયાં તરીકે રાષ્ટ્રીયતાની આવશ્યકતા આપણે સ્વીકારતા થયા છીએ. રાષ્ટ્રીયતા કેળવ્યા વિના વિશ્વની એકતાની ભાવના ન આવી શકે. જેવી રીતે પોતાના કુટુંબના માણસો તરફ પ્રેમ કેળવ્યા વિના દેશપ્રેમ ન કેળવી શકાય, તેવું જ રાષ્ટ્રીયતા ને આંતરરાષ્ટ્રીયતા વિષે છે.

શ્રી. પટ્ટાભી માને છે, કે હિન્દની સંસ્કૃતિ જગતની એકતામાં ઘણો મહત્વનો ફાળો આપી શકે એમ છે. હિન્દની

સંસ્કૃતિની વિશેષતા એની સહિષ્ણુતાની ભાવના છે. હિન્દની સહિષ્ણુતા એ કંઈ બુદ્ધિજન્ય નથી, કે સામાજિક જરૂરિયાતમાથી ઉદ્ભવી નથી, પરન્તુ એ તો ઉદ્ભવી છે હૃદયમાથી. આપણી સંસ્કૃતિ એ અનેક સંસ્કૃતિઓના સમન્વયમાથી જન્મી છે. ગ્રીક આવ્યા, શક આવ્યા, હૂણ આવ્યા, ઇરાની આવ્યા. એ દરેકના સારાં તત્વો આપણે અપનાવ્યા છે એટલું જ નહિ પરન્તુ એ દરેકને આપણે આપણામાં શમાવી શક્યા છીએ. અગ્રેજો આવ્યા. એ લોકો આપણી જોડે ભળી શક્યા નહિ. આપણાથી અત્તડા રહ્યા તેને પરિણામે એમને અહીંથી ચાલી જવુ પડયુ.

હિન્દ સામે એક મોટામા મોટી દલીલ એ કે કવામા આવે છે કે એમા ભાષાઓની ભિન્નતા એટલી બધી છે કે હિન્દની અંદર એક્તા આવવી] સંભવિત નથી. શ્રી. પટ્ટાભી કહે છે કે આ દલીલ રાજકીય સમજ જેને ન હોય તે જ કરી શકે. કારણ કે હિન્દમા ૩૨ કરોડની વસતિમા માત્ર દશ ભાષાઓ જ છે. જ્યારે અમેરિકાની વીશ કરોડની વસતિમા સોળ ભાષાઓ છે. ને રશીયાની એટલી વસતિમા સત્તર ભાષાઓ છે, જ્યારે સ્વિટ્ઝર્લૅન્ડના નાનકડા દેશમાં ૭૧ ટકા વસતિ જર્મન ભાષા બોલે છે, ૨૨ ટકા ફ્રેન્ચ ભાષા બોલે છે, ને ૫ ટકા ઇટાલીયન ભાષા બોલે છે. છતા સ્વિટ્ઝર્લૅન્ડ એક મજબૂત રાષ્ટ્ર બની શકયુ છે. એટલે ભાષાની મુસીબતો તથા ભિન્નતાની વાતો કરનાર, બિચારો અજ્ઞાની છે.

હિન્દ વિષે પટ્ટાભી કહે છે કે એકતા તો હિન્દના લોહીમાં છે. અશોકના સમયથી એ એકતા ચાલી આવે છે. એ એકતા બુદ્ધ ભગવાને આપેલો વારસો છે. શંકરાચાર્યે દીધેલો વારસો છે. અકબરે આપેલો વારસો છે. હિન્દને સદીએ સદીએ એકતાનો મંત્ર મળ્યો. નાનક, કબીર, એ બધા હિન્દની એકતાની ભાવનાના પ્રતીકો છે. આર્ય અને દ્રાવિડ, શૈવ અને વૈષ્ણવ, દેવીભક્ત ને બૌદ્ધ, મુસ્લિમ અને પારસી, બધા હિન્દમા એક બીજા જોડે પ્રેમભાવથી રહી શકયા છે, ને હિન્દને પોતાનું ગણી શકયા છે. હિન્દની રાષ્ટ્રીય સંસ્થા, કોંગ્રેસના ઘડનાર, હિન્દમાં રાષ્ટ્રીયતાની ભાવના ને હવા પેદા કરનાર એ સંસ્થાઓના ઘડવૈયાઓમાં દરેક કોમનો આદમી હતો, દરેક પ્રાંતનો આદમી હતો, અને એ જ આપણી એકતાની ભાવનાની પ્રતીતિરૂપ છે. એ એકતાની ભાવના આજે દેખાતી ન હોય તેને માટે જવાબદાર આપણા અંગ્રેજ શાસનકર્તા હતા. અંગ્રેજે પોતાની રાજકીય સત્તા દ્વારા હિન્દની આસપાસ ભેદભાવની ભાવના પ્રસારી. એણે હિન્દુ મુસ્લિમ પ્રશ્નો ઉપસ્થિત કર્યો, સ્પૃશ્યો અસ્પૃશ્યોને અલગ પાડયા, પ્રાંતપ્રાંતના ઝઘડા ઊભા કર્યા, ભણેલા અને અભણ વચ્ચે એક મોટી દિવાલ ઊભી કરી. ને એ રીતે એકતા પ્રધાન ભારતમાં એણે ભિન્નતાની દિવાલો રચી ને હિંદની સાંસ્કૃતિક ભાવનાને ખંડિત કરી ને એ રીતે એણે હિન્દના ભૌગોલિક પ્રદેશને જ જીત્યો એટલું જ નહિ પરંતુ હિન્દને માનસિક, બૌદ્ધિક ને

નૈતિક બધી રીતે ગુલામ બનાવી મૂક્યું. ને હિન્દે પોતાપણું ગુમાવ્યું. આજે આપણે રાજકીય સ્વાતંત્ર્ય પ્રાપ્ત કરી શકયા છીએ, પરંતુ, બૌદ્ધિક, સાંસ્કૃતિક, માનસિક વગેરે ગુલામીવૃત્તિ હજી એવી ને એવી જ આપણી વચ્ચે રહી છે. એ જ્યારે જશે ત્યારે જ આપણે સાચા અર્થમાં આઝાદ થયા કહેવાશું. હજી આપણામાં લઘુતા ગ્રન્થિ ઘર કરી રહી છે હજી આપણને આપણામાં શ્રદ્ધા નથી, આપણી શક્તિમાં વિશ્વાસ નથી. ને આપણે એ લોકો આપણને દોરતા હતા તેમ દોરાઇએ છીએ. એ લોકોની દલીલો આજે આપણે કરીએ છીએ. એ લોકોનું બોલાવ્યું બોલીએ છીએ. એ જ્યાં સુધી નહિ જાય, જ્યાંસુધી આપણામાં આપણાપણું નહિ આવે ત્યાંસુધી આપણે સ્વતત્ર સાચા અર્થમાં નહિ થઈ શકીએ.

અંગ્રેજોના શાસન માટે પટ્ટાભી કહે છે કે, એમણે આપણા આર્થિક તંત્રનો વિનાશ કર્યો, આપણી રાષ્ટ્રીયતાની ભાવનાનું કેન્દ્ર જે ગામડું હતું ત્યાંથી એને પદચ્યુત કરી ને આપણે એ લોકોની વિચારસરણીએ રંગાયા. આપણે એ લોકોના મોહમાં ફસાયા. આપણને એ લોકોનો પહેરવેશ સારો લાગ્યો. એ લોકોની ભાષા બોલવામાં અભિમાન લાગ્યું, ગૌરવ લાગ્યું. આપણી ભાષા, આપણો પહેરવેશ, આપણા લોકો, એ બધા તરફ આપણે કંઈ અણગમાથી જોવા લાગ્યા. હિન્દનું જે કંઈ છે તે નીચું છે, હિણું છે, એવી કંઈ

ભાવના પ્રસરી ને આપણે નીચે પડયા. આમ હિન્દની આધ્યાત્મિકતા ને અંગ્રેજોની ઐહિકતા ને પાશવીશક્તિ એ બે વચ્ચેના ઘર્ષણમાં બ્રિટનની ઐહિકતાનો વિજય થયો, ને બ્રિટનની પાર્થિવતા જીતી અને આપણી આધ્યાત્મિકતા હારી. બ્રિટન રહ્યો ઉદ્યોગપ્રધાન દેશ, એટલે બ્રિટનને પોતાના પ્રાદેશિક અને આર્થિક હિતની દૃષ્ટિએ, અન્ય દેશોનું શોષણ કરવાની આવશ્યકતા ઊભી થઈ. એટલે જ્ઞાત રીતે કે અજ્ઞાત રીતે બ્રિટનને એક સામ્રાજ્ય સ્થાપવાની જરૂરિયાત ઊભી થઇ. ને એ રીતે હિન્દ ઉપર બ્રિટને ચાર પ્રકારની સત્તા મેળવીઃ સાંસ્કૃતિક, વ્યાપારી, બૌદ્ધિક અને આર્થિક. ને પરિણામે, હિન્દ એ ગુલામીના કાદવમાં ખૂપતું જ ગયું. એને શૃંખલાઓ ગમવા માંડી. એને પોતાના બંધનની ટેવ પડી ગઇ. ને એ ટેવ આજે પણ આપણા માનસમાં જ્ઞાત કે અજ્ઞાત રીતે વ્યક્ત થયા વિના રહેતી નથી.

અંગ્રેજો આવ્યા ને આપણે ત્યાં યંત્રવાદ આવ્યો. ને આપણે યંત્રોની મદદથી ઉત્પાદન વધારવાના ઉત્સાહમાં એવા પડયા કે, પરિણામે, આપણા દેશમાં બેકારીનો પ્રશ્ન ઉદ્‌ભવ્યો. આનું દૃષ્ટાન્ત આપીને સમજાવતાં પટ્ટાભી કહેછે કે, "મીલ ૫૦૦૦ પાઉંડ કપડું ઉત્પાદન કરે છે. એટલું કાપડ વણતાં ૧૦૦૦ વણકરો જોઇએ. મીલોમાંથી ઉત્પાદન થતું ૭૨ કરોડનું રૂપિયાનું કાપડ દોઢ કરોડ વણકરોની રોજી છીનવી લે છે. અને ઉપરાંત ૫૦

લાખ રંગરેજો, છીપા, ને ધોબીઓની પણ રોજી છીનવી લે છે. ને જો આપણે કાંતનારાઓની બેકારીની સંખ્યા ગણીયે તો એથી પણ વધી જાય. આ રીતે, આપણે ત્યાં યંત્રવાદ આવતાં બેકારી ને ગરીબીનો એક મોટો પ્રશ્ન ઉદ્‌ભવ્યો. ચોખાની મીલો ને આટો પીસવાની યાંત્રિક ઘંટીએ કેટલાએ હાથની ઘંટી ઉપર પોતાની જિવિકા મેળવનારાઓને બેકાર બનાવ્યા. એટલું જ નહિ પરન્તુ, તેવીજ રીતે યંત્રી તેલની ઘાણીઓએ આપણા ઘાણીવાળાઓની રોજી છીનવી, અને આ રીતે પાશ્ચાત્ય સંસ્કૃતિએ આપણા જમીન ઉપર જીવનારા વર્ગને ગરીબ બનાવ્યો, ને જમીનની ઉપરના બારને વધાર્યો. એ રીતે આપણા એકેએક ધંધા ઉપર આક્રમણ થતાં, આપણું ઔદ્યોગિક જીવન પાયમાલ બની ગયું. આપણા દેશનું નામ બદલાયું, આપણાં રેલ્વે સ્ટેશનોનાં નામો, ગામોનાં નામો, પર્વત ને નદીઓનાં નામો વિલાયતના લોકો ઉચ્ચારે તેવી રીતે આપણે ઉચ્ચારવા લાગ્યા, ને આપણી અધોગતિ ક્રમશઃ વધતી ગઇ. આ રીતે આપણે ગુલામીને પરિણામે જે બરબાદી અનુભવી છે, તેમાંથી ઉગરવું હોય તો એકજ ઉપાય છે અને તે આપણે આપણી ખેતીની સુધારણા કરવી જોઇએ. ઔદ્યોગીકરણની વાતોને બદલે જમીન ખેડવાની વાતો કરવી જોઇએ. એ માટે ખેતીનાં સાધનો, બી, ઢોર, પાણીની સગવડ વગેરે તરફ આપણું લક્ષ કેન્દ્રિત કરવું જોઇએ. હિન્દ જો પોતાનો પુનરુદ્ધાર ચાહતું હોય તો આપણે છઠ્ઠી અને સાતમી સદીમાં હિન્દની જે પરિસ્થિતિ હતી, તે તરફ

પાછા જવાની કોશીષ કરવી જોઇએ. એ સમયે હિન્દને ઇજીપ્ત, અરબસ્તાન, સીરિયા, ઈરાન, મલાયા વગેરે જોડે વ્યાપારી સંબંધ હતો. આપણે સુતરાઉ ને રેશમી કાપડ, મોતી, હાથીદાંત, દવા વગેરેની નિકાસ આપણા દેશમાંથી એ દેશમાં કરતા હતા, ને સોનું, ચાંદી, તાંબું, વગેરે આયાત કરતા હતા આજની જેમ તે વખતે કોઇ કાચો માલ પરદેશમાં મોકલતું નહોતું. જો એમ થતું હોત, તો આપણા પૂર્વજો આપણી જેમ કયારનાય પાયમાલ થઇ ગયા હોત. એક વિદ્વાન અર્થશાસ્ત્રીએ કહ્યું છે તે સાચું છે કે, 'કાચો માલ પરદેશ વેચવો એ આપણી ભૂમિને વેચવા જેવું હીણું કામ છે'.

એટલે આપણે હવે માત્ર બે માર્ગોમાંથી એકની પસંદગી કરવાની છે. એક માર્ગ છે ગાંધીવાદનો, ગામડાંને પુનર્જિવિત કરવાનો જ્યારે બીજો માર્ગ છે, પશ્ચિમની લોકશાહીનો, સમાજવાદનો. હિન્દ બન્નેને વળગી નહિ રહી શકે. એક બાજુ ગામડાંની સ્વાયત્તતા, ગામડું સ્વયંસંપૂર્ણ બને, પોતાની જરૂરિયાતો પોતે ઉત્પન્ન કરી લે, ને વધે તો જ બહાર મોકલે, ગ્રામોદ્યોગ પાછા વિકસે ને ફળે ફૂલે એ છે. બીજો માર્ગ છે ઔદ્યોગીકરણનો. મોટાં મોટાં કારખાનાંઓ, મીલો ખોલીને દેશનું ઉત્પાદન વધારી બાહ્ય દૃષ્ટિએ દેશની મિલકત વધારવાનો છે. દહીંમાં ને દૂધમાં હવે પગ રાખવો પરવડે એમ નથી. આપણે જો યાદ રાખીએ કે હિન્દ એટલે ગામડાઓનો પ્રદેશ છે, તો પછી આપણે એ જાતની યોજના ઘડવી જોઇએ કે

જેથી શહેરનો પૈસો ગામડામાં આવે. ગામડું શહેરને પોષે એમ ન બને પણ શહેર ગામડાંને પોતાની સમૃદ્ધિનો ફાળો આપે એમ બનવું જોઇએ. એટલે શહેરમા મોટા ઉદ્યોગો શરૂ કરી, ભારે રોજીની લાલચે ગામડાના ખેડૂતને લલચાવી, ખેતી છોડી એને શહેરમાં લઇ જવો, એ એક રસ્તો છે. ને, બીજો રસ્તો, લોકો શહેરને બદલે ગામડા તરફ વધારે લક્ષ આપી, શહેરના ઉદ્યોગોનો લાભ ગામડાને મળે એવી જાતની યોજના કરવી તે છે. આપણી ખામી ત્યાં છે કે આપણે નિશ્ચિત માર્ગ લેતા નથી. ગાંધીજીના માર્ગમા આપણને પૂરી શ્રદ્ધા નથી. જો હોય તો આપણી આજે છે તેવી દ્વિધાવૃત્તિ ન હોય. આપણી નજર સમક્ષ ગાંધીજીએ દોરેલો નકશો હોય.

શ્રી પટ્ટાભી માને છે કે, આપણા જે કોમી ઝઘડાઓ છે એ કૃત્રિમ છે. એ અંગ્રેજોએ ઉભા કરેલા ઝઘડા છે. એઓ કહે છે કે, આપણે અંગ્રેજોએ વૈમનસ્ય ઉત્પન્ન કર્યું તે પૂર્વે સલાહ સંપથી રહેતા હતા. અંગ્રેજોએ આપણને અલગ મતાધિકાર આપીને આપણને અલગ અલગ કોમમાં વહેંચી નાખ્યા ને મુસ્લિમોને હિન્દુની વિરૂદ્ધ ઉશ્કેર્યા. ને એ રીતે એમણે લઘુમતિ ને બહુમતિના પ્રશ્નો ઉપસ્થિત કર્યાં. ધર્મભાવનાને મધ્યકાલીન ઝનૂનની કક્ષામાં લાવી મૂકી. અને આજે એને પરિણામે આપણે સર્વતોમુખી સંહારલીલા જોઈ રહ્યા છીએ, જેને પરિણામે મહાત્માજી જેવાની હત્યા

થઇ. કોમી ઝેર નાબુદ કરવાનો એકજ ઉપાય છે. અને તે સામાનું વર્તન ગમે તેવું હોય તો યે આપણે આપણો સહિષ્ણુતાનો ને પ્રેમનો માર્ગ છોડવો નહિ તે. જો કે હિન્દ પાકીસ્તાન સંબંધમાં શ્રી. પટ્ટાભી એમ માને છે કે બહુ કડક વલણ અખત્યાર કરવું જોઈએ અને લડવું નહિ તો પણ ફુંફવાડો તો મારવો જોઇએ. એથી જ હમણાં જ્યારે શણના ઝઘડામાં પાકીસ્તાનમાં જતા હિન્દના કોલસા હિન્દે બંધ કર્યો ત્યારે પટ્ટાભીએ એ કાર્યને યોગ્ય ગણ્યુ હતું.

આપણી રિયાસતો વિષે એઓ કહે છે કે, રિયાસતની પ્રજામાં રસ લેતા કાર્યકર્તાએ એ હવે જ કટિબદ્ધ થવાનું છે, ને રિયાસતી પ્રજામાં કાર્ય કરવાનુ છે. રિયાસતી પ્રજા તરફ કોંગ્રેસે અત્યાર સુધી દુર્લક્ષ આપ્યું અને એની તરફ સાવકી માના જેવું વર્તન રાખ્યું એ માટે એમણે એની બહુ કડક શબ્દોમાં ટીકા કરી છે. અને રિયાસતી પ્રજાનો પૂકાર એમણે વારંવાર કોંગ્રેસની કારોબારીમાં ને મહાસભા સમિતિમાં જોરશોરથી રજૂ કર્યો છે. એઓ માને છે કે રિયાસતી પ્રજા પાછળ નથી. પરન્તુ, રિયાસતી પ્રજા પાછળ છે એનું કારણ રિયાસતી પ્રજાને કોંગ્રેસ તરફથી જે પ્રોત્સાહન મળવું જોઈએ, જે ભાઇચારો ને પ્રેમ મળવાં જોઇએ તે મળ્યાં નહિ. રિયાસતી પ્રજાની પરિષદોને કોંગ્રેસે પ્રતિનિધિત્વ ન આપ્યુ. કોંગ્રેસે એમની સારસંભાળ લીધી નહિ. એમની જાગૃતિને સહર્ષ વધાવી નહિ, ને, તેમાં સક્રિય સાથ ન

આપ્યો. ને એમ છતાં, એ બધી મુશ્કેલીઓનો સામનો કરી રિયાસની પ્રજાએ જે લડત આપખુદી રાજસત્તા સામે ચલાવી છે, તે માટે શ્રી. પટ્ટાભીએ એમને અનેક ધન્યવાદ આપ્યા છે. આજે તો હવે રિયાસતની આપખુદી સત્તાનો પ્રશ્ન હવે વિલીનીકરણ થયું એટલે રહેતો નથી તો પણ એ લોકોમાં જાગૃતિ લાવવાની જરૂર છે. પટ્ટાભી માને છે કે ભલે લોકો કહે કે રિયાસતી પ્રજા પાછળ છે. પરન્તુ સાચી રીતે તો એનો એટલો જ અર્થ થાય કે રિયાસતી પ્રજામાં હજી અંગ્રેજની સત્તા હેઠળના હિન્દમાં જે દુર્ગુણો, ને સડો હતો, જે, મિથ્યાગૌરવ હતું, તે પ્રવેશ્યા નથી. અને એથી રિયાસતી પ્રજામાં આપણને બ્રિટીશ અમલ પહેલાંની પ્રજાની નિર્દોષતા, સચ્ચાઇ, નેકદીલી વગેરે જળવાઈ રહેલાં માલમ પડે છે. રિયાસતી પ્રજાને હવે તો કોંગ્રેસમાં પ્રતિનિધિત્વ મળ્યુ છે. તો, બીજી બાજુ, કોંગ્રેસની સંસ્થા હવે નિર્મળ બનતી જાય છે. એટલે એ પ્રતિનિધિત્વ પ્રમાણમાં ઘણું મોડું મળ્યું. એટલે કોંગ્રેસ જેવી સંસ્થાના બળનો લાભ રિયાસતી પ્રજાને મળ્યો નહિ. તો પણ આટઆટલી મુસીબતો ને હાડમારી છતાં રિયાસતી પ્રજા આજે સત્તાનાં સૂત્રો, બ્રિટીશ હકૂમત હેઠળના હિન્દના પ્રદેશના પ્રધાનો જેટલી જ કાબેલિયતથી સંભાળી શકે છે, તે એમની શક્તિનો અચૂક પૂરાવો છે. રિયાસતી પ્રધાનોમાં આંતરકલહ હશે, પણ, એમ તો પહેલાંના બ્રિટીશ રાજ્યના પ્રાંતોના પ્રધાનોમાં પણ કયાં અંદર અંદરના ઝઘડા નથી? એટલે

એ દૃષ્ટિએ વિચારતાં, રિયાસતી પ્રજા આજે બ્રિટીશ રાજ્યની પહેલાની પ્રજાની હરોળમાં બેસી શકે છે તે માટે એને જેટલા ધન્યવાદ આપીએ તેટલા ઓછા છે. પટ્ટાભી સ્વીકારે છે કે રિયાસતી પ્રજાને, કોંગ્રેસના નેતાઓની દોરવણી અવારનવાર મળ્યા કરતી હતી એટલુ જ નહિ, પરન્તુ, રિયાસતી પ્રજાની લડતમા કોંગ્રેસના કેટલાક નેતાઓએ પ્રત્યક્ષ ભાગ પણ લીધેલો પંડિત જવાહરલાલે કેટલાયે વર્ષો રિયાસતની જેલમા વીતાવેલા ગાધીજીની રાજકોટની લડત પણ એટલી જ જાણીતી છે. એ રીતે, સસ્થા તરીકે નહિ તોયે, રિયાસતી પ્રજાના સહાયકર્તા તરીકે કોગ્રેસ નેતાઓએ જે ફાળો આપ્યો છે તે વીસરવા જેવો નથી.

શ્રી પટ્ટાભી આપણા અન્ન ઉત્પાદન અને આપણી અનાજની તગી વિષે કહે છે કે, એનું મુખ્ય કારણ છેલ્લુ વિશ્વયુદ્ધ છે. વિશ્વયુદ્ધમાં આપણે ત્યાં ચલણી નોટોનો ફુગાવો વધી ગયો. નાણું વધી પડયું, ને તેથી મજુરોને મોઘવારી ભથ્થું મળ્યુ ને એમનો પગાર લગભગ બમણો વધી ગયો મીલો બે ને બદલે ત્રણ ત્રણ પાળી કરવા લાગી એમને વધારે મજુરોની જરૂર પડી ખેતીમા સરકારે અંકુશો મૂક્યા. એટલે ધાનના ભાવ ઓછા આવવા લાગ્યા. પરિણામે ખેડૂત ખેતર ખેડવાનું મૂકીને ધનના લોભે ગામડું છોડી શહેરમાં આવી મીલોમા મજુરી કરવા લાગ્યો. ને, એથી, એને રોકડ રકમ મહિને મહિને મળવા લાગી. આમ ખેડૂત વર્ગ

ઓછો થવા માંડયો. ગામડાં ખાલી થઇ શહેરમાં ભરતી થવા લાગી. બીજું, લશ્કરી ઉપયોગ માટે ઘણી ખેડાણ જમીનો પણ સરકારે લડાઈ દરમ્યાન કબજે કરી. પરિણામે, ખેડાતી જમીન ઓછી થઇ, ને ખેડૂત વર્ગ ખેતી સિવાયના બીજા ધંધા તરફ વળ્યો. આમ ખેતી કરતો વર્ગ :ઓછો થવાથી, ખેડાણ જમીન ઓછી થવાથી ધાન્યનું ઉત્પાદન કમી થઇ ગયું ને પરિણામે આપણા ખેતીપ્રધાન દેશમાં ધાનની ખોટ વધવા લાગી. હવે લડાઈ ગઇ છે. મીલોમાં માલ ઉપડતો નથી. મીલમાંથી કામદારોને છૂટા કરવામાં આવે છે. હવે, શહેરની માયાને લીધે, બેકાર બનેલો પાછો ગામડામાં જઈ ખેતી કરવા તૈયાર નથી. એથી, શહેરમાં રહી ઓછે પગારે, કે એક ટંક ખાવા માટે એ તૈયાર છે પણ ગામડામાં જઇને ખેતી કરવા એ તૈયાર થતો નથી. એટલે જ્યાં સુધી, લડાઈના વખતમાં મીલની મજૂરીનું જેવું પ્રલોભન હતું તે જાતનું પ્રલોભન ખેતી માટે ઉત્પન્ન થાય નહિ ત્યાં સુધી, આપણી અન્નવિષયક પરિસ્થિતિ સુધરવાની નથી. બીજું, એઓ એમ માને છે કે, એ માટે ખેડૂતને સરકારે ખૂબ રાહત આપવાની જરૂર છે. એને સસ્તે ભાવે બી મળે, તેની સગવડ થવી જોઇએ. એનાં ઢોરઢાંખર માટે, ખેતીનાં ઓજારો માટે, સસ્તે વ્યાજે નાણાં ધીરવાની સવડ થવી જોઇએ. એમનાં ઢોર માટે પૂરતા ચારાની સગવડ વગેરે પ્રલોભનો હોય તો જ શહેરમાં વસેલો

ખેડૂત પાછો ગામડામાં આવે છે. એ ઓ કહે છે કે મોટા મોટા ઉદ્યોગો પાછળ, જે લખલૂટ ખર્ચો કરવામાં આવે છે તેને બદલે ખેતીની પાછળ એ ખર્ચો થવો જોઈએ. અત્યારે આપણને ઉદ્યોગીકરણની જે લગની લાગી છે તેનાથી આપણા શહેરોની સ્થિતિ ભલે સુધરે, પણ આપણી ખેતી વિષેની સ્થિતિ સુધરવાની નથી. શહેરો ખાલી કરીને લોકો ગામડામાં વસે ને ગામડાનું ઉત્પાદન વધારે તો જ આપણી અનાજ વિષેની સ્થિતિ સુધરે. અનાજ જેવી ચીજ માટે આપણને પરદેશ ઉપર આધાર રાખવો પડે તેના જેવી શરમજનક હકીકત બીજી કોઈ નથી. હિન્દમાં ઘણી પડતર જમીનો છે જેનો ખેતી માટે ઉપયોગ થઈ શકે. વળી આપણી ખેતી વિષેની સ્થિતિ સુધરતાં જે ખેડાણ જમીન છે તેનું ઉત્પાદન પણ વધારી શકાય, એટલે એ બધા માટે પહેલી જરૂર અન્નની બાબતમાં સ્વાવલંબીતાની છે.

શ્રી. પટ્ટાભી કોંગ્રેસ સંસ્થાઓમાં જે શિથિલતા આવી છે, જે સેવાવૃત્તિની ઓછપ દેખાય છે, તેને માટે ખૂબ નારાજ છે. એઓ કહે છે કે સ્વતંત્રતાની પ્રાપ્તિ એ આખા દેશને માટે એક મોટા આશીર્વાદ રૂપ હોવા છતાં કોંગ્રેસવાદીઓ માટે એ એક પ્રકારની શિથિલતા લાવનારી થઈ પડી છે. પોતાનું ધ્યેય પ્રાપ્ત કરીને હવે મળેલી સ્વતંત્રતાને ટકાવી રાખવાના પ્રયત્ન કરવાને બદલે તેઓ, જાણે હવે નીતિભાવનાની કંઈ જરૂર ન હોય, હવે, પોતાનું કર્તવ્ય કશું રહ્યું જ ન હોય એમ માની બેઠા છે,

એટલું જ નહિ પરન્તુ, પોતે કરેલી સેવાનો બદલો મેળવવા, મળેલી રાજકીય સત્તામાં ભાગ પડાવવા એઓ પડાપડી કરે છે. પરિણામે આજે સત્તા માટે મારામારી થાય છે. આજે પ્રધાનપદાં માટે તીવ્ર હરિફાઈ થાય છે એ તો ઠીક, પરન્તુ, સત્તારૂઢ પ્રધાનને તેની નાલેશી કરી, તેને માથે ખરાખોટા આક્ષેપો મૂકી, તેને સત્તા પરથી ઉઠાડી મૂકી પોતે સત્તા કબજે કરવાના પ્રયત્નો ચોમેર ચાલુ છે. જાણે આપણી પહેલાંની સેવાભાવના, કુરબાનીની વૃત્તિ, પરોપકાર, એ બધું જૂનું પુરાણું સ્વપ્નું જ બની ગયું છે. આ કારણે સ્વતંત્રતાની સાથે શિથિલતા આવી છે. જાણે સ્વતંત્રતા માટે જે લડતો ચલાવી તેનો થાક ચઢ્યો છે. આ માટે એક જ ઉપાય છે, અને તે એ કે, કોંગ્રેસ સમિતિઓનો કોઈપણ અધિકારી સરકારી ઓદ્દાઓ ન લઈ શકે એ જાતની કલમ કોંગ્રેસના કાનૂનમાં હોવી જોઈએ, કે જેથી કરીને પોતાના કોંગ્રેસના હોદ્દાનો લાભ સરકારી સત્તા માટે કોઈ ન કરી શકે. એટલે કેવળ સેવાભાવી લોકો જ કોંગ્રેસમાં આવી શકે, ને કોંગ્રેસનો ઉચો હોદ્દો ભોગવી શકે. અત્યાર સુધી રાજકીય લડતો ચાલતી હતી તેથી એક મોટો ફાયદો એ થતો હતો, કે, દરેક લડત વખતે કોંગ્રેસના કામ માટે નવલોહિયાળ યુવાનોની ભરતી થતી હતી અને નવું લોહી આવ્યા કરતું હતું. હવે એ જાતનું કશું આકર્ષણ રહ્યું નહિ. હવે, એ મોકો રહ્યો નહિ, એટલે યુવાનોની શક્તિને

અનુરૂપ કામ કોંગ્રેસ આપતી ન હોવાથી, નવું લોહી સમાજવાદ અને સામ્યવાદ તરફ વળે છે. અને એથી આવી મહાન સંસ્થાને હાનિ પહોંચે છે. જૂનાઓ બગડયા છે. ને નવા આવતા નથી એથી આજે કોંગ્રેસની ઈજ્જત ઘટી છે અને કોંગ્રેસવાદીઓ બદનામ થઈ રહ્યા છે. કોંગ્રેસ સત્તારૂઢ થવાથી કોંગ્રેસના પ્રમુખનું હવે પહેલાં જેવું ગૌરવભર્યું સ્થાન રહ્યું નથી. આ બધી બાબતો મનને તંગ કરી નાંખે એવી છે. બીજું એક કારણ એ પણ છે, કે પોતાની ચૂંટણી દરમ્યાનના પરિપત્રમાં જે વચનો કોંગ્રેસે આપ્યાં હતાં તે સંજોગવશાત્ એ પાળી શકી નથી, અને તેથી. આજે લોકોના મનમાં રોષ છે. એ ઉપરાંત, સમાજ-વાદીઓ તો જાણે કોંગ્રેસને બદનામ કરવાનો ધંધો લઈ બેઠા છે. તેઓ રોજ–બ–રોજ કોંગ્રેસની સંસ્થા સામે જે કાદવ ઉડાડે છે તેથી લોકો પર એની બૂરી અસર પડે છે,' ને કોંગ્રેસ વિષે લોકોને બૂરા ખ્યાલો પેદા થયા છે. વળી, કોંગ્રેસ સત્તારૂઢ થઈ હોવા છતાં, બ્રિટીશ રાજ્ય વખતે જે નોકરશાહી હતી તે જ નોકરશાહી આજે રાજ્ય ચલાવી રહી છે. તંત્રવાહક બદલાયા છે પણ તંત્ર બદલાયું નથી. એટલે જે રીતો, જે રાજપદ્ધતિ, જે કામ કરવાની રસમ બ્રિટીશ અમલમાં હતી, ને જેનો કોંગ્રેસ સખત વિરોધ કરતી હતી, તેજ પદ્ધતિ, તે જ રસ્તો, તે જ રીતિ આજે પણ પ્રવર્તે છે. આ કારણથી લોકોને પોતાનું રાજ્ય

આવેલું લાગતું નથી, એટલું જ નહિ પણ અંગ્રેજના રાજ્યમાં ને કોંગ્રેસના રાજ્યમાં સામાન્ય જનતાને કંઈ ફેર જણાતો નથી. આ માટે પ્રથમ જરૂર તો, એ છે કે તંત્ર આખું બદલાવું જોઈએ, કારણ કે અત્યારસુધી જે અમલદારોની મદદથી બ્રિટનનું રાજ્યતંત્ર ચાલ્યું તે અમલદારો કંઈ રાતોરાત બદલાય નહિ, એટલે એ લોકો આપણા આદર્શો, આપણી ભાવનાઓ, તથા આપણી રીતિને સમજી જ ન શકે. આ કારણથી કોંગ્રેસની ઇજ્જત ઘટી છે, ને લોકોને લાગે છે, કે કોંગ્રેસે પોતાના આદર્શોને છોડી દીધા છે. પણ એમ નથી. લોકોને એમ લાગે તેમાં લોકોનો વાંક નથી. આમ પરિસ્થિતિ વિકટ દિનપ્રતિદિન બનતી જાય છે. તેમાં વળી કોંગ્રેસવાદીઓમાં પણ ઘણા એમ માનવા લાગ્યા છે કે હવે પાકિસ્તાન સ્થપાયું હોઈને, હિન્દુસ્તાન હિન્દુઓને માટે જ રહેવું જોઈએ. ને, તે કારણથી આપણી રાષ્ટ્રભાષા સંસ્કૃતમય હિન્દી હોય, ગોવધ ન કરાય, વગેરેનો પ્રચાર કરવા મંડયા છે. આનું કારણ એક તો પાકિસ્તાનની હિન્દવિરોધી નીતિ છે, અને બીજું, સામાન્ય લોકોનું માનસ મુસ્લિમ વિરોધી હોવાથી લોકોને રાજી રાખવા ખાતર પણ કોંગ્રેસવાદીઓએ આવી કોમી વલણ અખત્યાર કરી છે, એટલે ખરું જોતાં સાચા ગાંધીવાદીએ તો રચનાત્મક કાર્યમાં જ લાગી જવું જોઈએ. ને સરકારની મદદની અપેક્ષા રાખ્યા વિના, માત્ર સેવાપ્રીત્યર્થ ગામડામાં જઈને ગ્રામ જનતાની સેવા કરવી જોઈએ. બ્રિટીશ અમલમાં જે નિષ્ઠાથી, જે નિ:સ્વાર્થવૃત્તિથી, જે ધગશ ને

તમન્નાથી રાષ્ટ્રસેવા ને ગ્રામસેવા કોંગ્રેસવાદીઓ કરતા હતા, એ જ ધગશ, એ જ તમન્ના, એ જ ખેવના જો આજે કોંગ્રેસવાદીઓ રાખીને ગ્રામજનતાની સેવા કરે તો જ કોંગ્રેસની ઇજ્જત ઉપર આવે તેમ છે, નહિ તો અત્યાર-સુધી મેળવેલી પૂંજી કોંગ્રેસ ખોઇ બેસશે.

અત્યારની સરકાર ગાંધીવાદી સિદ્ધાંતોને અનુસરતી નથી, એ વિષે પટ્ટાભી કહે છે કે, આજે સરકારના જે તંત્રવાહકો છે, તેની વચ્ચે અને ગાંધીજી વચ્ચે મતભેદ હતો એ વાત કંઈ નવી નથી. એટલે એ લોકો ગાંધીજીની નીતિને પૂર્ણાંશે અનુસરે એમ માનવું, કે એવી આશા રાખવી વ્યર્થ છે. તેમ છતાં આપણી વિદેશ નીતિમાં આપણે જે તટસ્થતા રાખી છે, અને અમેરિકા, બ્રિટન કે રશીયાના પક્ષમાં જોડાવાની ના પાડી એ આપણી નીતિ ગાંધીજીના સિદ્ધાંતો અનુસાર જ છે એ ઉપરાંત, આપણે પાકિસ્તાન તરફ જે વર્તાવ રાખેલો છે તે પણ ગાંધીવાદી જ છે. ચીનના સામ્યવાદી તંત્રનો આપણે કરેલો સ્વીકાર, પણ ગાંધીજીની નીતિ અનુસાર છે. જગતશાંતિ માટેના આપણે પ્રયત્નો કરીએ છીએ. હમણાં જ આપણે લશ્કર ઓછું કરવાની જે જાહેરાત કરી છે તે પણ આ નીતિને અનુરૂપ છે. આપણે ફક્ત આર્થિક નીતિમા ગાંધીજીને અનુસરતા નથી ને વિદેશી માલની આયાત પર આધાર રાખીએ છીએ. આપણો કાચો માલ નિકાસ કરીએ છીએ ને, કેમ આપણને વિદેશી હુંડીયામણમાં ફાયદો થાય તે માટેના ઉપાયો યોજીએ છીએ, મોટા મોટા ઉદ્યોગો શરૂ કરીએ

છીએ, પણ ગામડાંને સ્વાયત્ત બનાવવાનું આપણને સૂઝતું નથી. ગ્રામોદ્યોગને મદદ કરવાનું, ખાદીનો પ્રચાર કરવાનું સરકારને યોગ્ય લાગતું નથી. દારૂબંધી કે જેને ગાંધીજી પ્રાણસમાન ચાહતા હતા, તેને મુલતવી રાખવાનાં સૂચનો પણ મધ્યસ્થ સરકાર તરફથી થાય છે, એ દુઃખદ છે. અને એનું સાચું કારણ તો એ છે કે, આપણને ગાંધીજીના સિદ્ધાંતોમાં પૂરેપૂરી શ્રદ્ધા નથી, ને જ્યાં સુધી આપણને એ શ્રદ્ધા ન આવે, જ્યાં સુધી આપણે શહેર છોડી ગામડાં તરફ નહિ વળીએ ત્યાં સુધી આપણો ઉદ્ધાર નથી થવાનો.

આપણા સામાજિક સુધારાઓ વિષે શ્રી. પટ્ટાભીનાં મંતવ્યો સ્પષ્ટતઃ સુધારાની તરફેણમાં છે. અસ્પૃશ્યતા નિવારણનું કાર્ય એમણે વર્ષો સુધી કરેલું. એઓ માને છે કે સુધારાની જરૂર છે, તેમ છતાં એઓ કાયદાથી સુધારા જોરજુલમથી થાય એની વિરૂદ્ધ છે. એ સુધારા જનતા સમજીને કરે, એજ ઇચ્છનીય છે. જનતને એની જરૂર જણાય ને આપોઆપ સુધારા માટેની એ માગણી કરે એ એક વાત છે, અને જનતાની ઉપર કાયદાથી આપણે કોઇ સુધારાઓ લાદીએ એ બીજી વસ્તુ છે. આથી એમણે હિંદુ કોડ બીલનો વિરોધ કર્યો હતો. એમને બીલના સુધારાઓ સામે કશો જ વાંધો નહોતો. ઉલટા એઓ ઇચ્છે છે, કે હિંદુ સમાજે ટકવું હોય તો એ સુધારાઓની આવશ્યકતા છે. એમણે તો રમુજમાં એટલે સુધી જણાવેલું કે પોતે પોતાની પત્નીથી છૂટા થવા ચાહે છે પણ એ છૂટાછેડા કાયદાની મદદથી થાય એ એમને રૂચતું નથી.

વળી, એઓ એમ પણ માને છે કે, અત્યારની ધારાસભાને આ જાતનાં બીલ પસાર કરવાનો અધિકાર નથી, એથી એમણે એ બીલનો વિરોધ કર્યો હતો. શ્રી. પટ્ટાભીની નીડરતા, મૌલિક વિચારસરણી એ સર્વેનું એમનું આ વલણ એક ઉત્તમ દૃષ્ટાંત પૂરું પાડે છે. એમણે જ્યારે આ બાબત પર નિવેદન બહાર પાડેલું ત્યારે જનતામાં ખૂબ ઉહાપોહ થયેલો, કારણ કે એમનું સ્પષ્ટવકતૃત્વ અને આખાબોલાપણું એટલું મશહૂર છે કે એઓ કોઇની પણ પરવા કર્યા વિના એમનાં મંતવ્યો બેધડક રીતે રજુ કરે છે. પણ સાથે સાથે એ પણ ભૂલાવું ન જોઇએ કે એમના સ્પષ્ટ વકતૃત્વનો પ્રધાન હેતુ દેશસેવા અને માનવજાતની સેવાનો છે. એમાં એમનો અંગત સ્વાર્થ જરા ય હોતો નથી અને આથી જ એમના વિચારો અને મંતવ્યો કોંગ્રેસ વર્તુલમાં સન્માનપૂર્વક સ્વીકારાય છે, અને તેનો આદરપૂર્વક અમલ થાય છે.

## પ્રકરણ ૧૯ મું

### શ્રી. પટ્ટાભીનાં વિચારરત્નો (૨)

શ્રી. પટ્ટાભી ભાષાવાર પ્રાંતરચનાના જબરા હિમાયતી છે. કોંગ્રેસના અગ્રણીઓમાં ભાષાવાર પ્રાંતરચનાના સિદ્ધાંતના એઓ ખાસ આગ્રહી છે અને એ પ્રશ્ન પર એઓ કોઈ પણ જાતનું સમાધાન કરવા તૈયાર નથી. એ વિષેનાં એમના મંતવ્યો છેક ૧૯૨૧થી ખૂબ દૃઢ છે, ને એમની જહેમતને પરિણામે જ ૧૯૨૬માં ભાષાવાર પ્રાંતરચનાનો સિદ્ધાંત કોંગ્રેસે સ્વીકાર્યો એટલું જ નહિ પણ સરકાર એ સિદ્ધાંતો સ્વીકારીને ભાષાવાર પ્રાંતરચનાની વ્યવસ્થા કરવા ઇચ્છે છે. ભાષાવાર પ્રાંતોની રચનાના ઇતિહાસની તલસ્પર્શી રજૂઆત કરતાં શ્રી. પટ્ટાભી જણાવે છે-

"મનુષ્ય એક સમૂહપ્રિય પ્રાણી છે, એમ કહેવાય છે, અને આ જ કારણે એ સ્થિતિચુસ્ત છે. એને સમાજ પસંદ હોય છે, અને તે પણ જે પ્રકારના સમાજથી તે ટેવાઈ ગયો હોય એ સમાજ એને વધુ પસંદ પડે છે. પોતાની આસપાસના વાતાવરણથી તે આકર્ષણ પરિપક્વ થતાં તેમાંથી પ્રાણી, પક્ષીઓ તેમજ મનુષ્યો પ્રત્યે એક પ્રકારની મમતા જન્મે છે. સંસ્થા તેમજ મંડળોને પણ આ જ નિયમ લાગુ પડે છે.

"એક જ ભાષા બોલતા મનુષ્યો એક બીજા પ્રત્યે આકર્ષાય છે અને પોતાનાં સમાન હિતોવાળો એક વર્ગ અને એથી એક અલગ પ્રાંત હોય એમ તેઓ ઇચ્છે છે. તેમ હોય તો જ એઓ પોતાનું શિક્ષણ, પોતાનું ન્યાયતંત્ર અને પોતાની રાજકીય ચર્ચાઓ તેમની પોતાની પ્રાદેશિક ભાષામાં ચલાવી શકે. બ્રિટીશરોએ જ્યારે હિન્દમાં પોતાના સામ્રાજ્યનું સ્થાપન કર્યું ત્યારે એ બધું કોઈ યોજનાપુરઃસર નહોતું બન્યું, પણ ઘણું ખરું માત્ર આકસ્મિક જ હતું.

"૧૩૫ વર્ષો સુધી ઇસ્ટ ઇન્ડીયા એ શાન્ત વસાહત જેમ અહીં રહી......૧૮૧૮માં મુંબઈનો પ્રાંત રચવામાં આવ્યો. ૧૮૦૩માં મદ્રાસનો અને ૧૮૦૪માં બંગાળા, બિહાર અને ઓરિસ્સાના પ્રાંતો રચવામાં આવ્યા.

"૧૯૦૫માં બંગાળાના ભાગલા પડ્યા અને એક બાજુ પશ્ચિમ બંગાળ, બિહાર, છોટા નાગપુર અને ઓરિસ્સા,

અને બીજી બાજુ પૂર્વ બંગાળ અને આસામ એવા ભાગ પાડવામાં આવ્યા...૧૯૧૨માં બંગાળના ભાગલા રદ કરવામાં આવ્યા. બંગાળના ભાગલા રદ થયા બાદ ૧૯૧૩માં આંધ્ર પ્રાંતની ચળવળે પોતાનું માથું ઉંચક્યું, અને ૧૯૧૩માં શરૂ થયેલી આંધ્ર પ્રાતની ચળવળ છેક ૧૯૪૯ સુધી ચાલી જ્યારે એ સિદ્ધાંત સ્વીકારવામા આવ્યો છે, અને અમુક શરતો હેઠળ એને મદ્રાસ પ્રાંતમાંથી અલગ પાડવાનો નિશ્ચય થયો છે.

"૧૯૨૧માં નાગપુર ખાતે ભાષાકીય સમાનતાના ધોરણે અખિલ હિંદને એકવીસ પ્રાંતિક કોંગ્રેસ વર્તુળોમા વહેંચી નાખવામાં આવ્યો હતો... .....૧૯૪૭ સુધીમા વિન્ધ્યની ઉત્તરના પ્રાંતોએ એકતા પ્રાપ્ત કરી ત્યારે દક્ષિણ તો ચાર પ્રાંતમાં એક ભાષા વિસ્તરેલી હોય અને એક પ્રાંતમાં ચાર ભાષા બોલાતી હોય એવા શેળભેળીઆ એકમોવાળો જ રહ્યો. પંજાબ, યુક્ત પ્રાંત, બંગાળ, બિહાર, ઓરિસ્સા, સિન્ધ અને વાયવ્ય સરહદ પ્રાંત એક ભાષાભાષી પ્રાંતો બન્યા જ્યારે મદ્રાસ, મધ્ય પ્રાંત અને મુંબઈ અનેક ભાષાભાષી બની રહ્યા. કેવળ ઐતિહાસિક બીનાઓની ભૂમિકાના આધારે રચાયેલા આ પ્રાંતોની રચનામાં રહેલી આ મૂળભૂત ક્ષતિને નિવારવા માટે આ મહાન ચળવળ ઉપાડવામાં આવી હતી અને દાયકાઓથી એને ધગશપૂર્વક ચાલુ રાખવામા આવી છે.

"ભાષાની આ શેળભેળ અને સાચા રાષ્ટ્રવાદના વિકાસમા તેના અવરોધથી કાંઈ બ્રિટીશ સરકાર અજાણ હતી એમ નહોતું. આથી જ તેઓએ ૧૯૧૯ ને ૧૯૩૫ના હિન્દ શાસન ધારામાં પ્રાંતોની સરહદોમાં ભેગવાઈ કરવા માટે જરૂરી પગલાં લીધા હતા.

"ભાષાવાર પ્રાન રચનાની આવશ્યકતા કોંગ્રેસે પણ ૧૯૨૦થી સ્વીકારી હતી. પરંતુ કોંગ્રેસે તે વખતની સરકાર સામે અસહકારની નીતિ અખત્યાર કરી હોવાથી ભાષાવાર પ્રાતરચના કરવાનુ દબાણુ તે પાર્લામેન્ટ ઉપર લાવી શકી નહિ .. .. .....૧૯૩૭મા કોંગ્રેસી પ્રધાનમંડળો રચાયાં બાદ સંપૂર્ણ ગંભીરતાથી આ પ્રશ્ન હાથ ધરવામાં આવ્યો.............ભાષાકીય જૂથોમાં પ્રાતના ભાગલા પાડવાના વિચારને પ્રજાનો ઘણો સારો ટેકો હતો...............૧૯૩૮માં કોંગ્રેસની કારોબારી સમિતિએ વર્ધા ખાતે નીચે મુજબનો ઠરાવ પસાર કર્યો

> "લાગતાવળગતા વિસ્તારોની પ્રજાને આ સમિતિ ખાત્રી આપવા માગે છે કે કોંગ્રેસને સત્તા મળશે કે તુરત જ હિન્દ સરકારની ભાવિ યોજનાના એક ભાગ તરીકે આ પ્રશ્નનું નિરાકરણ હાથમાં લેવામાં આવશે અને આ વિસ્તારોની પ્રજાને એવો અનુરોધ કરે છે કે

> હાલ દેશ સમક્ષ પડેલા મુખ્ય મુદ્દામાંથી અમારા ધ્યાનને ચલિત કરે એવી કોઈ પણ જાતની વધુ ચળવળ હવે આ બાબતમાં ન કરવી."

"ચળવળ વિરોધી કારોબારી મંતવ્ય સામાન્યતઃ સર્વત્ર સ્વીકારવામાં આવ્યું હતું. એકાદ વર્ષ બાદ કૉંગ્રેસ પ્રધાનમંડળે રાજીનામાં આપ્યાં અને ત્યારબાદ ૧૯૪૦-૪૧ અને ૧૯૪૨-૪૫ના ગાળામાં દેશને કસોટી અને યાતનાઓમાંથી પસાર થવું પડ્યું. ૧૯૪૫-૪૬માં કૉંગ્રેસે મધ્યસ્થ તેમજ પ્રાંતિક ચૂંટણીઓમાં ભાગ લીધો.

"૧૯૪૬માં કૉંગ્રેસના ચૂંટણીના જાહેરનામામાં ભાષાવાર પ્રાંતરચનાનો કાર્યક્રમ સ્પષ્ટપણે દાખલ કરવામાં આવ્યો:

> "સમગ્ર રીતે જનતાને પોતાની ઇચ્છાઓ અને મહત્વકાંક્ષાઓ મુજબ વધવાની તેમજ વિકસવાની સંપૂર્ણ તક મળે એ માટે કૉંગ્રેસ ખડી છે. તેવી જ રીતે વિશાળતર માળખામાં પ્રત્યેક જૂથ અને પ્રત્યેક પ્રાદેશિક વિસ્તારને સ્વાતંત્ર્ય મળે એ માટે કૉંગ્રેસ ઊભી છે; અને એથી જ એણે જણાવ્યું છે કે આ હેતુ માટે આવા પ્રાદેશિક વિસ્તારો તેમજ પ્રાંતોની બને ત્યાં સુધી ભાષાકીય અને સાંસ્કૃતિક ધોરણે પુનર્રચના થવી જોઇએ."

"ભાષાકીય, સાંસ્કૃતિક, આર્થિક અને વહીવટી સમાનતાના ધોરણ ઉપર રચાયેલા ભાષાવાર પ્રાંતોની માગણીઓએ મીરત અધિવેશનમાં જોર પકડયું અને તેને વધુ બળ મળ્યું. આ પ્રશ્નના નિરાકરણ માટે 'ધાર કમીશન' નામે ત્રણ સભ્યોનું બનેલું પંચ નીમવામાં આવ્યું. ધાર કમીશને આખા દેશમાં મુસાફરી કરી, લાગતાવળગતાઓની જુબાની લઈ, પોતાનો હેવાલ રજુ કરતાં જાહેર કર્યું કે·

> "સંપૂર્ણપણે કે મુખ્યત્વે ભાષાકીય વિચારણાઓ ઉપર પ્રાંતોની રચના કરવી એ હિન્દી રાષ્ટ્રના વિશાળ હિતમાં નથી, અને તેથી તેને હાથમાં ધરવી જોઇએ નહિ,.........હાલના મદ્રાસ, મુંબઇ અને મધ્ય પ્રાંત ગંભીર વહીવટી પ્રશ્નો ધરાવે છે, જેને માટે વહીવટી ઉકેલની તાકીદે આવશ્યકતા છે અને એને માટે સંતોષકારક નિરાકરણ ખોળી કાઢવું એ કેન્દ્રનું કાર્ય છે...... ઉપર્યુક્ત પ્રશ્નો માટે તાકીદે પ્રાંતરચનાની જરૂર નથી.........જ્યારે હિન્દની રિયાસતો વિલીન થાય, દેશ સ્થિર થાય અને બીજી પરિસ્થિતિ અનુકુળ બને ત્યારબાદ તત્કાલ તેમની પુનર્રચના થઈ શકે છે અને સુગમ વહીવટી પ્રાંતો રચી શકાય છે.........જ્યારે પણ નવા પ્રાંતોની રચનાનું કાર્ય હાથમાં લેવામાં આવે ત્યારે બીજા અંગોની સાથે ભાષા પણ

વિચારણા માટેનુ એક અંગ બને પરન્તુ તે નિર્ણયાત્મક અંગ અથવા તો એક મુખ્ય અંગ પણ ન હોવુ જોઈએ. આ મુદ્દા અગે જરા પણ મતભેદ નથી. ભાષાવાર પ્રાંતરચનાનો સિદ્ધાંત સર્વત્ર કેવળ ભાષાકીય વિચારણાને આધીન નથી રહ્યો પરંતુ વહીવટી, આર્થિક ને સાસ્કૃતિક વિચારણાઓને આધીન બની ગયો છે........ઉપરની તેમજ એવી બીજી અનેક મહત્વની વિચારણાઓને આધીન રહીને જો કોઈ નવો પ્રાંત અસ્તિત્વમા આવે અને તેમા વત્તેઓછે અંશે ભાષાકીય સમાનતા હોય તો તેમા વાંધો લેવાની કોઈ જરૂર નથી........આ ભાષાકીય પ્રાંત રચનાએ આપણા દેશબાધવોમાના ઘણાની કલ્પનાને ખુબ જ અસર કરી છે અને તેની તરફેણમા પ્રજા-મતનુ પ્રમાણ ઘણું મોટું છે આવી માગણી જો વણપૂરી રહે તો સ્વાભાવિક રીતે જ તેમાથી નિરાશાની લાગણી જન્મે અને તેને ઉડાવી દેવામા ગભીર જોખમ રહેલુ છે કેવળ રાષ્ટ્રીય કટોકટીની હિતની દૃષ્ટિએ જ આવું જોખમ ખેડવુ વ્યાજબી ગણાય....... હાલની ઘડીએ હિન્દની પહેલી અને છેલ્લી જરૂરિયાત એ છે કે હિન્દને એક રાષ્ટ્ર બનાવવું... . ..."

"૧૯૪૮ના ડિસેમ્બરમા જયપુર અધિવેશનની તૈયારી

વખતે પ્રસિદ્ધ થયેલા ' ધાર કમીશન 'ના આ હેવાલમાં ભાષાવાર પ્રાંતોની રચનાના સિદ્ધાંતને મજબુતપણે નકારવામાં આવી. છતાં હિલચાલ વધતી ગઈ એટલે જયપુર અધિવેશન વખતે આ પ્રશ્નનો અંતિમ નિવેડો લાવવા ' નેહરુ-સરદાર-પટ્ટાભી ' સમિતિ નીમવામાં આવી. આ ત્રણે વ્યક્તિઓની બનેલી સમિતિએ ૧૯૪૯ની શરૂઆતમાં પોતાનો હેવાલ પ્રકટ કર્યો અને તેને વિરોધ-પૂર્ણ આવકાર સાંપડ્યો. આ સમિતિએ આંધ્ર પ્રાંતની રચનાને સ્વીકારી પણ તે એક શરતે કે જો તે મદ્રાસ શહેર ઉપરનો દાવો જતો કરે તો. આ જ પ્રમાણે મહારાષ્ટ્રે મુંબઈ શહેર ઉપરનો તેનો દાવો છોડી દેવાનો હતો અને મુંબઈને અલગ પ્રાંત બનાવવાનો હતો. આંધ્રે જયપુર ( ત્રિમૂર્તિ ) સમિતિની સૂચના સ્વીકારી એટલે આંધ્ર પ્રાંતની રચનાનાં ચક્રો પૂર્ણ વેગે ગતિમાન થયાં છે અને મહારાષ્ટ્રે આ બાબતમાં આખરી નિર્ણય ન કરી શકવાથી એ વાત હાલ પડતી મૂકવામાં આવી છે. આ હેવાલથી ભાષાવાર પ્રાંતરચનાના હિમાયતીઓમાં ઠીક ઠીક અસંતોષ પ્રસર્યો.

" ભાષાવાર પ્રાંતરચનાના પ્રશ્નને ભલે થોડા વખત મુલતવી રાખવામાં આવ્યો હોય તો પણ તે તાકીદનું નિરાકરણ માગી રહ્યો છે. આડે ઉમેલા ઘર્ષણને ચાલુ રાખવા દઈ શકાય નહિ. મુદ્દાઓ સાદાસીધા છે......... રિયાસતી વિસ્તારોના સંબંધમાં ઉચ્ચ રાજનીતિના પ્રશ્નો સંડોવાયેલા છે. રિયાસતોને ભૂંસી નાંખીને રિયાસતી ખાતાએ એક ગંજાવર મહાકાર્ય સિદ્ધ કર્યું છે. આ પ્રશ્ન

ભાષાના પ્રશ્નથી વધુ ગૂંચવણભર્યો બન્યો છે. ઉકેલનું કાર્ય હાથમાં લેવામાં આવ્યું છે અને ટૂંક સમયમાં કદાચ પૂર્ણ થઈ જશે ત્યારે જ પ્રાંતિક સ્વશાસન એક વાસ્તવિકતા બનશે અને પ્રજાકીય સરકાર એક સિદ્ધ હકીકત બની રહેશે. "

શ્રી. પટ્ટાભીએ આમ ભાષાવાર પ્રાંતરચનાનો ઇતિહાસ વિશદ રીતે ચર્ચ્યો છે. એમણે એમનાં અમૂલ્ય વર્ષો આ સિદ્ધાંતની સિદ્ધિ માટે આપ્યાં છે અને એમની અવિરત જહેમતને પરિણામે આજે આંધ્રપ્રાંતની રચના હાથવેંતમાં છે. પટ્ટાભી માને છે કે આ પ્રશ્ન ફક્ત દક્ષિણ ભારતનો જ છે. ઉત્તર ભારતમાં તો ભાષાવાર પ્રાંતો જ છે, અને એથી ઉત્તર ભારતના લોકો ભાષાવાર પ્રાંતો ન હોવાથી દક્ષિણની પ્રજાને જે ભારોભાર અન્યાય થાય છે તે સમજી જ શકતા નથી. અને તેથી ઉત્તર ભારત અને દક્ષિણ ભારત વચ્ચે એક જાતનું અંતર, એક જાતની કડવાશ રહી જાય છે. આથી દક્ષિણ ભારતને સંતોષવા ખાતર ભાષાવાર પ્રાંતરચના થવી જોઇએ એમ એઓ નિશ્ચયપૂર્વક માને છે. આજે કર્ણાટક પ્રાંત ચાર વિભાગમાં ચાર જૂદી જૂદી હકુમત તળે વહેંચાયો છે, ને તેથી એ કન્નડ બોલનારા લોકો પોતાનો કશો વિકાસ સાધી શકતા નથી. તેમાં વળી એ સિદ્ધાંતને કોંગ્રેસે આજ વર્ષોથી સ્વીકાર્યો છે અને મહાત્મા ગાંધીજીની આ બાબતમાં સંપૂર્ણ સહાનુભૂતિ હોવા છતાં, આજે જ્યારે એ સિદ્ધાંતને સાંગોપાંગ અમલમાં મૂકવાનો વારો આવ્યો ત્યારે કોંગ્રેસ આનાકાની

કરે છે તેથી પટ્ટાભીને ખૂબ દુઃખ થાય છે.

હિન્દમાં પ્રજાસત્તાકની સ્થાપના થઇ છે. અને એ પ્રજાસત્તાકની સ્થાપના એ તો મહાત્માજીના સ્વપ્નના 'રામરાજ્ય'ની જ સ્થાપના છે. પણ એ પ્રજાસત્તાકના ઘડતર માટે અને સ્વાધીનતાની રક્ષા કાજે સેવા અને સ્વાર્પણની પ્રથમ આવશ્યક્તા છે એમ શ્રી. પટ્ટાભી નિશ્ચયાત્મક રીતે માને છે. આ સંબંધે પોતાના મનનીય વિચારો જણાવતાં એઓ કહે છે :

"કલુષિત બનેલા હિન્દના સામાજિક, આર્થિક અને રાજકીય જીવનને વિશુદ્ધ કરવાનું કામ અતિ કપરૂં છે. તુર્ક, અફઘાનઃ અને મોગલોની હઝારો વર્ષોની સર્વોપરિતા અને યૂરોપીય શાહીવાદ હેઠળની ૧૫૦ વર્ષની ગુલામીએ હિન્દના રાજકીય માળખાને છિન્નભિન્ન કરી નાખ્યું છે અને તેનાં અંગેઅંગો સડેલાં બનાવી મૂક્યાં છે. આ જુદા જુદા અંગોને પુનર્જિવિત કરવા તો કાયાકલ્પ જેવી કોઈ અદ્ભુત પ્રક્રિયાની જ જરૂર રહે છે.

વચ્ચે બ્રિટીશ સત્તાધીશોએ જે અદાલતો, મહાવિદ્યાલયો અને કાઉન્સિલની સ્થાપના કરી હતી તેણે હિન્દમાં અંગ્રેજી શિક્ષણનો વૈભવ કરી બ્રિટીશ સામ્રાજ્યની પ્રથમ સંરક્ષણ હરોળ ઉભી કરવાનું કામ બજાવી આપ્યું. બ્રિટીશ ચાલાકીનો આ આપણને પહેલો અનુભવ છે.

"અર્ધી સદી પહેલાં વિદેશી બજારોએ હિન્દી બજારો પર હૂમલા કરવા શરૂ કર્યા. અને પશ્ચિમની મીલોનાં હિન્દની મીલો પર આક્રમણ શરૂ થયાં. જીવનની જરૂરિયાતની ચીજો પરદેશમાંથી જ પૂરી પડવા લાગી, અને હિન્દી જીવન લંડનનું ઓશિયાળું બનવા લાગ્યું. આ કેરફારે દેશવાસીઓને ભૂખે માર્યા અને પરદેશીઓને પોષ્યા. .........આ રોગનો ઈલાજ શોધવાનો છે..........આપણે ક્યાંથી પ્રારંભ કરીશું ?

"..........૧૯૩૬માં હિંદમાં નાગરિક સ્વાતંત્ર્ય મંડળની સ્થાપના કરવામાં આવી હતી એ વખતે જ્યારે રાષ્ટ્ર માટે સામાજિક કે રાજકીય મુક્તિ નહોતી ત્યારે લોકો માટે નાગરિક સ્વાતંત્ર્ય તો ક્યાંથી હોય ? સ્વરાજ્યમાં પણ અખબારોના સ્વાતંત્ર્ય પર કાપ મૂકાય; છુટથી એકઠા થવાના લોકોના અધિકાર પર તરાપ આવે અને સરઘસો પર પણ પ્રતિબંધ મૂકાય તે સંભવિત છે.......... સાચી દિશા શોધવા માટે અંધારામાં ફાંફાં મારતી નવી સરકાર નાગરિક સ્વાતંત્ર્ય પર આવી તરાપો પાડે તે સ્વાભાવિક

છે.........આવે વખતે.........તો જાગૃત રહેવું એ જ સાચો ઉપાય છે.

"પરંતુ ફક્ત જાગૃતિ જ આના માટે બસ નથી. એની સાથે તો કાર્યપરાયણતા, મુસીબતોનો સામનો કરવાની તત્પરતા અને સેવા-સ્વાર્પણ પણ એટલાં જ જરૂરી છે. એક શબ્દમાં કહીએ તો જવાબદારીનું ભાન હોવું એટલું જ જરૂરી છે સ્વરાજ્ય એટલે રાષ્ટ્રીય જાગૃતિ. રાષ્ટ્રીય જાગૃતિ જ્ઞાનની સમજણની ભૂખ ઉઘાડે છે. જ્ઞાનથી વિચારશક્તિ કેળવાય છે અને વાણી અને કાર્યદ્વારા વિચારો વ્યક્ત થાય છે. અને કાર્ય સ્વાર્પણ અને સેવા માગે છે. આ રીતે વિશ્વાસ, સાચી સમજણ અને કાર્યપરાયણતા સેવાના મધ્યબિંદુ તરફ કેન્દ્રિત થાય છે. એટલે જ્યારે ભૂતકાળની સિદ્ધિઓમાં વર્તમાનની પ્રગતિના મૂળ ઊંડે ઉતારાય અને વર્તમાન તેમજ ભૂતકાળને અનુરૂપ એવા ભાવિ વિકાસને આકાર આપી શકાય તો જ પ્રાચીન ભાવનાઓના પ્રવાહ અને આર્વાચીન આદર્શોના ખાતરથી અનંતતાનું વૃક્ષ જીવન્ત વિકાસ સાધી શકે.

"મહાત્માજીએ જનતા સમક્ષ કેવા આદર્શો રજૂ કર્યા હતા? સ્વરાજયના મૂળભૂત ચણતર તરીકે કયા સિદ્ધાંતોનો તેમણે આગ્રહ રાખ્યો હતો? એમના સિદ્ધાંતો એ કોઈ નવી શોધ નહોતી પરન્તુ એ તો હિંદના પ્રાચીન રાજવીઓના સમયમાં ભારતના ઋષિઓએ જે સૂત્રો તેમની

સામે મૂકયાં હતા અને વીસમી સદીમાં હરિફાઈ અને યાંત્રિક મજૂરીના સિદ્ધાંતો જે જડ ઘલી બેઠા હતા તેના વિરોધાભાસમાં દીપી ઉઠતા હતા તે જ આદર્શોને ગાંધીજીએ નવા સ્વરૂપમાં જનતા સામે રજૂ કર્યા હતા.

"બે વર્ષ આપણે કારભાર ચલાવ્યો છે.............. હિંદની સાર્વભૌમ બંધારણ સભાએ સરકારી તંત્રની રચના કરી છે............એણે દેશના નાગરિકત્વનું ધોરણ બાંધ્યું છે. લોકોના મૂળભૂત હક્કો નક્કી કર્યા છે. રાજ્યનીતિના સિદ્ધાંતો દોર્યા છે. નોકરીઓનું ધોરણ નક્કી કર્યું છે, સમવાયી ન્યાયતંત્રની અને વડી અદાલતોની વ્યવસ્થિત રચના કરી છે અને પછાત અને સરહદી વિસ્તારોની પ્રજાની ઉન્નતિ માટે જોગવાઈ પણ કરી છે. સાર્વભૌમત્વ હમેશાં પ્રજા પાસેથી મળે છે અને આ પ્રજાએ જ આ બંધારણનો સ્વીકાર કર્યો છે, તેને ઘડ્યું છે અને તેમણે જ તેમનો દેશ પ્રજાસત્તાક બને તેવું બંધારણ આપ્યું છે. એક બિનમઝહબી રાજ્ય અને આ રીતે 'ઈશ્વર, કોમ, વંશ' ને રાજકારણમાં સ્થાન આપ્યા વિના ઊભું કરાયું છે. પ્રાંતો અને રિયાસતોએ પ્રજાસત્તાકની ઇમારતનું ચણતર કર્યું છે. કાયદાદ્વારા અસ્પૃશ્યતા નાબુદ કરી છે અને એવી જ રીતે મદ્યપાનને પણ રૂખસદ આપી છે. લઘુમતિઓને તેમનો ધર્મ અને સંસ્કૃતિ જળવાઈ રહે, તેમની ભાષા અને લિપિ ચાલુ રહે અને તેમની શિક્ષણ-સંસ્થાઓમાં પણ તેનો ફેલાવો કરી શકે તેવી બધી

છૂટછાટો આપવામાં આવી છે. પ્રૌઢ મતાધિકાર લોકશાહી ધારાસભાનો મૂળ પાયો ગણવામાં આવ્યો છે. અને તેમાં મતદાન પદ્ધતિ સીધી, સમાન, સાર્વત્રિક અને ગુપ્ત રાખવામાં આવી છે. પાર્લામેન્ટરી સરકારની આ રીતે રચના કરવામાં આવી છે અને બંધારણના નિયમોનું જ ઉલ્લંઘન કરનારને પ્રજાસત્તાકના પ્રમુખ દોષિત ઠરાવી શકે તેવી જોગવાઈ પણ કરવામાં આવી છે. આવી રીતે રામરાજ્યના આદર્શને પહોંચવા પ્રાચીન અને અદ્યતનનો સુમેળ સાધવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. આ રામરાજ્યની મહાત્માજીની કલ્પના કેવી છે? મહાત્માજીની કલ્પનાનું એ રામરાજ્ય ટૂંકમાં આવું છે :

"રામરાજ્યનો ધાર્મિક અર્થ કરવો હોય તો 'પૃથ્વી પરનું સ્વર્ગ' એટલો જ કરી શકાય. જ્યારે રાજકીય દૃષ્ટિએ આ રાજ્યની એવી કલ્પના કરવામાં આવી છે કે આ રામરાજ્ય નાત, જાત, રંગ, માલિકી કે બિનમાલિકી પર રચાયેલ અસમાનતાના ભેદ વિના જ સંપૂર્ણ પ્રજાકીય તંત્ર હોય. એમાં ગુનામી એ ગાનવીની નામોશી ગણાતી હોય, એ રાજ્યનો પ્રત્યેક નાગરિક એમ કહેતો હોય કે એવા હિન્દ માટે મારું સર્વસ્વ ધરતો હોઇશ, કે જ્યાં દેશનો સૌથી કંગાળ માનવી માનતો હોય કે આ મારો દેશ છે, અને જેના ઘડતરમાં મારો સંપૂર્ણ અવાજ છે. એ દેશ એવો હોય કે જેમાં ઉંચનીચના ભેદભાવ ન હોય, અને જ્યા દરેક વર્ગ સંપૂર્ણ સુમેળથી

રહેતો હોય, આવા હિંદમાં અસ્પૃશ્યતાનું પાપ કે દારૂ અને માદક પીણાનું સેવન પણ ન થતું હોય, અને સ્ત્રીઓ પણ પુરુષો જેવા અધિકારો ભોગવતી હોય. હિંદમાંના રામરાજ્યની ગાંધીજીની આ કલ્પના છે."

અંતમાં પટ્ટાભી જણાવે છે કે ૧૯૫૦ની ૨૬મી જાન્યુઆરીથી હિંદમાં પ્રજાસત્તાક રાજ્યની સ્થાપના થઈ છે. એ સ્થાપના માટે એક સદીનું જ્વલંત બલિદાન છે, અને એને પરિણામે, આજે હિંદ સાર્વભૌમ લોકશાહી પ્રજાસત્તાક છે. અને એ રીતે રાષ્ટ્રસમૂહમાં રહેવાનું એણે પસંદ કર્યું છે. આંતરરાષ્ટ્રિય જગતમાં એણે પોતાનો સિક્કો પાડી દીધો છે. ૨૪ દેશમાં એના એલચીઓ વસે છે. ગુલામ હિન્દ, વિશ્વના રાષ્ટ્રો માટે તોફાનનું મેદાન હતું; સ્વતંત્ર હિન્દ, વિશ્વની શાંતિ અને સમૃદ્ધિની ખોળાધરી આપે છે.

શ્રી પટ્ટાભી આચાર્ય કૃપાલાણીની માફક હાલની કોંગ્રેસ સરકારના સક્રિય ટીકાકાર છે અને પ્રસંગોપાત્ એઓ બેધડક રીતે પોતાના વિચારો વ્યક્ત કરી કોંગ્રેસસરકારની નબળાઈઓ, ક્ષતિઓ અને ત્રુટીઓ દર્શાવે છે, છતાં સત્તારૂઢ થયા બાદ બે વર્ષમાં કોંગ્રેસ સરકારે જે કંઈ સિદ્ધિ મેળવી છે તે માટે એઓ એટલા જ મગરૂર છે. એઓ જણાવે છે કે :

" આઝાદી પહેલાં કોંગ્રેસ સમક્ષ બે પ્રકારના કાર્યક્રમો હતા. એક તો બ્રિટીશ શાહીવાદ સામે લડવાનો અને

બીજો રચનાત્મક કાર્યક્રમનો. આપણો પ્રથમ કાર્યક્રમ સફળ નીવડ્યો છે અને બીજો કાર્યક્રમ હાથમાં લેવાનો છે.

"કોંગ્રેસ સમક્ષ અનેક કાર્યો પડ્યાં છે......... પ્રૌઢ મતાધિકાર અને સંયુક્ત મતદાન મંડળોને સફળ બનાવવાનાં રહે છે. મુસલમાનોએ અલગ બેઠકો અને ખાસ બેઠકોના હક્કો છોડી દીધા છે. રાષ્ટ્રની વસતિમાં પચાસ ટકા જેટલી સ્ત્રીઓ હોવાથી તેઓને દશ થી પંદર ટકાની બેઠકો મળવી જોઇએ.

"કોંગ્રેસે અસ્પૃશ્યતાને શારીરિક, સામાજિક અને ધાર્મિક દૃષ્ટિએ નાબુદ કરી છે. હવે તો અસ્પૃશ્યોની ફક્ત આર્થિક દૃષ્ટિએ જ ઉન્નતિ સાધવાની રહે છે અને તે સાધવા કોંગ્રેસ પાસે પૂરતું બળ અને પૂરતાં સાધનો છે.

"........પણ આ સર્વે કાર્યો માટે પ્રધાનો પાસે હાલના તબક્કે સમય નથી. પ્રધાનો પાસે વ્યવસ્થાતંત્રને બદલવાનો પણ સમય નથી. અગાઉનું વ્યવસ્થાતંત્ર ચાલુ હોવાને કારણે પ્રધાનોને આખો સમય કચેરીમાં જ ગાળવો પડે છે. અને તેથી અન્ય કાર્યો પર લક્ષ દેવાને સમય તેઓને સાંપડતો નથી.

"કોંગ્રેસ કાર્યકરોએ જાહેર અને સામાજિક કાર્યકરોનો નવો વર્ગ ઊભો કરવો જોઇએ અને વિદ્યાપીઠમાં સામાજિક સેવાઓ માટે નવી ઉપાધિઓ અપાવી

જોઇએ. આ ઉપરાંત ગ્રામપંચાયતો ઠેર ઠેર શરૂ કરીને ગ્રામપ્રજાને સત્વરે ન્યાય મળે એવી ગોઠવણો કરવી જોઇએ.

"કોંગ્રેસ કાર્યકરોએ પ્રધાનોની ટીકા ન કરવી જોઇએ. હજી તો કોંગ્રેસને રાષ્ટ્રની અનન્ય સેવાઓ બજાવવાની બાકી છે..........દેશમાં અસંતોષ થોડા પ્રમાણમાં વ્યાપી રહ્યો છે. પરન્તુ બ્રિટીશ સામ્રાજ્યની એડી તળે કચરાતા હતા, તેના કરતાં આપણે અત્યારે સારી સ્થિતિ ભોગવી રહ્યા છીએ. અત્યારનો સમય ક્રાન્તિનો છે અને હાલને તબક્કે જનતામા શિક્ષણનો પ્રચાર કરવો જોઇએ જેથી જનતા ક્રાન્તિ માટે તૈયાર રહે."

શ્રી. પટ્ટાભી જણાવે છે કે રાષ્ટ્રોના સમૂહમાં આપણે ઘણા મોડા આવ્યા છીએ, પરન્તુ આપણે છેલ્લા આવનાર નથી. જ્યારે વિશ્વસમવાયતંત્રની સ્થાપના થશે ત્યારે આપણે અહિંસા, ત્યાગ અને સેવાના અનુયાયીઓ હોવાથી, તેમાં અગ્રસ્થાન મેળવીશું. વિશ્વરાજ્યની સ્થાપનાની દિશામાં દુનિયા હિંદની દોરવણી માગે છે.

શ્રી. પટ્ટાભી જણાવે છે કે કોંગ્રેસ સરકાર બે વર્ષથી વહીવટ ચલાવે છે અને પ્રત્યેક વ્યક્તિ તેનાથી અસંતુષ્ટ છે. આનું કારણ દર્શાવતાં તેઓ ખુલાસો કરે છે કે લોકોએ આઝાદી મળતાંની સાથે જ 'રામ-રાજ્ય' ની આશા રાખી

હતી પરંતુ ખુદ રામ પણ તેમના રાજ્યમાં રામરાજ્ય સ્થાપી શક્યા ન હતા એ તો ઇતિહાસપ્રસિદ્ધ ઘટના છે. એઓ કહે છે કે દેશમાં જો રામ–રાજ્ય આણવું હોય તો તે પ્રધાનોના હાથમાં નથી પણ પ્રજાના હાથમાં છે. પ્રજા જો પ્રામાણિક, નીતિવાન, ચારિત્ર્યશીલ, અને સ્વમાની થાય તો આપોઆપ જ રામરાજ્યની સ્થાપના થાય. વળી, પ્રજાના હાથમાં સત્તાની ચાવીરૂપ પુખ્ત મતાધિકારનું હથિયાર છે. એ હથિયાર દેધારી તલવાર જેવું છે. અને જનતા એ હથિયાર પોતાના જ નાશ માટે ન યોજે એની તેમણે સાવચેતી રાખવી જોઇએ. અંતમાં પટ્ટાભી પોતાનો અદમ્ય આશાવાદ વ્યક્ત કરતાં પ્રતિપાદન કરે છે કે જનતા ધીરજ, વિવેકબુદ્ધિ અને ખામોશ રાખશે તો તેને પોતાને લાયક અને પોતાની માગેલી સરકાર મળશે.

શ્રી. પટ્ટાભી આ જ બાબતમાં વધુ સ્પષ્ટીકરણ કરતાં જણાવે છે કે, કોંગ્રેસના ચૂંટણીના પરિપત્રને નજર સામે રાખીને પછી એમાં જે જે કંઇ કહ્યું છે તેને અને અત્યારે એણે શું કર્યું છે તેની સરખામણી કરવાથી કંઇ વળવાનું નથી. કારણ એ પરીક્ષા કરવાની કે મૂલ્યાંકન કરવાની રીત જ ખોટી છે. એ રીતે કંઇ પરીક્ષા થાય જ નહિ. આખી દુનિયાની પરિસ્થિતિ વિચારવી જોઇએ. જગતમાં હમણાં જે બની રહ્યું છે, તે બધું નજર સામે રાખવું જોઇએ. અને એ દૃષ્ટિએ વિચારતાં, આપણે ઇન્ડોનેશીયાને મદદ કરી શક્યા, આપણી પોતાની શરતો કોમનવેલ્થ પાસે મંજુર કરાવી શક્યા, આપણે સામ્યવાદી ચીનનો

સ્વીકાર કરી શકયા, હૈદ્રાબાદના પ્રશ્નને ઉકેલી શકયા, રિયાસતોનુ જે રીતે વિલીનીકરણ કર્યું, નિરાશ્રિતોનો વિકટ પ્રશ્ન જે રીતે ઉકેલવા પ્રયત્ન કર્યો, ગુજરાત સૌરાષ્ટ્રના દુકાળમાં લોકોને ભૂખમરાથી બચાવી શકયા, મજદુર અને માલીકના ઝઘડા મીટાવવા જે કાયદાઓ ઘડયા, જમીનદારીને નાબુદ કરી, એ બધી સિદ્ધિઓ કંઈ નાનીસુની નથી. જનતાએ સરકારને સહકાર આપવો જોઇએ એમ એઓ નિશ્ચયપૂર્વક માને છે અને જ્યાંસુધી આપણી પોતાની નિતીભાવના ઊંચી ન આવે, જ્યાં સુધી આપણે સરકારને જનહિત તરફ ન પ્રેરીએ ત્યાં સુધી સરકાર એના રાજ્યતંત્રદ્વારા કશું જ ન કરી શકે. એ સાચું છે કે હજી કાળાં બજાર મટયાં નથી. હજી અન્ન, વસ્ત્ર ને જીવનની અન્ય જરૂરયાતની ચીજો પર અંકુશ છે. હજી સરકારી તંત્રમાં લાંચરૂશ્વતની બદી ગઇ નથી. હજી, ધનિકો ને સરકારી કરો ન આપનાર લ્હેર કરે છે. પાઘડીઓ લેનાર હજી છૂટા ફરે છે, એ વાત સાચી છે. પરન્તુ એનું કારણ જનતા હજી કાળાં બજારને નાબુદ કરવા તૈયાર થઇ નથી જનતા કાળાં બજાર કરે છે, અને કાળાં બજારમાથી પોતાને જોઇતી ચીજો ખરીદે છે. ને એ રીતે એક યા બીજી રીતે એ પાપને પોષે છે. હજી કાળાં બજારીયો જનતામા માનભેર ને માથું ઊંચું રાખીને ફરી શકે છે, એટલી આપણી કચાશ જ આ પરિસ્થિતિને માટે જવાબદાર છે. જનતાએ જ એવી આબોહવા પેદા કરવી જોઇએ કે કાળાં બજાર કરનારો કોઇપણ સુખચેનથી,

નચિંતજીવે અંધેરમાં ફરી ન શકે. એટલે કાળાં બજાર માટે સરકાર કરતાં આમજનતાની જવાબદારી વિશેષ છે.

પટ્ટાભી તો કહે છે કે સરકાર તરફ દૃષ્ટિ ન રાખતાં ગાંધીજી આપણી સમક્ષ જે સર્વોદય સમાજની ભાવના મૂકી ગયા છે, તે તરફ આપણે નિગાહ રાખીને નેકીને માર્ગે ચાલવું જોઇએ. નીતિના ધોરણને ઊંચું લાવવું જોઇએ. ને આપણે નવાં મૂલ્યો રચવા જોઇએ. એથી રાજકીય ક્રાન્તિ જેવી જ સામાજિક ને આર્થિક ક્રાન્તિની જરૂર છે. એ ક્રાન્તિ વિના આપણું માનસ તો સદી સુધી બદલાવાનું નથી.

શિક્ષણ સંબંધી પોતાના વિચારો વ્યક્ત કરતાં શ્રી. પટ્ટાભી જણાવે છે કે આપણી શિક્ષણપ્રથા બદલાવી જોઇએ. જેટલો વિલંબ થાય છે તેટલી આપણા રાષ્ટ્રને હાનિ પહોંચે છે હજી આપણે અંગ્રેજોએ નક્કી કરેલે ચીલે જ ચાલ્યાં કરીએ છીએ. હજી આપણી આંખ ઉઘડી નથી. શારીરિક શ્રમની મહત્તા હજી શિક્ષણ સંસ્થાઓમાં સમજાવવામાં આવતી નથી. હજી માતૃભાષાને ને રાષ્ટ્રભાષાને ઉચ્ચ શિક્ષણમાં સ્થાન મળ્યુ નથી. એ બધી હકીકત દુઃખદ છે. આપણું સમગ્ર શિક્ષણ રાષ્ટ્રીય અને આપણા નવા દરજ્જાને અનુરૂપ હોવું જોઇએ. આપણે વિલાયતનો ઇતિહાસ ભણીએ પણ આપણા દેશનો ઇતિહાસ પૂરેપૂરો ભણ્યા પછી. આપણે યુરોપના મહાપુરુષો વિષે જાણીએ પણ આપણા મહાપુરુષોને

ઓળખ્યા પછી. એટલે ધરમૂળથી આપણી શિક્ષણ પ્રથામાં ફેરફાર થવો જોઇએ અને આપણી શિક્ષણ પદ્ધતિ આપણી સંસ્કૃતિ, આપણો ધર્મ, અને આપણી ઐતિહાસિક પરંપરાને અનુરૂપ હોવી જોઇએ.

ઉત્કલ વિદ્યાપીઠના સ્નાતકોને સંબોધતાં ડૉ. પટ્ટાભીએ જણાવ્યું હતું કે :

"આજે ખંડિયેર બની ગયેલા સામ્રાજ્યવાદના હેતુઓ માટે નહિ પણ પ્રજાના ઘડતર સાથે કેળવણીને સાંકળવી જોઇએ.

"કેળવણી લઇને બહાર પડતો દરેક યુવાન કંઇક કામ કરે, કોઇક યોજનામાં પહેલ કરે અથવા દર વર્ષે ચાળીસ લાખની સંખ્યામા વધતી આ પ્રજાને ટકાવી રાખે તેવાં નહિ તો છેવટે તેને સમૃદ્ધ કરે તેવા થોડા સુધારાઓ ઉપજાવે એ દૃષ્ટિએ વિદ્યાપીઠોએ પોતાની સિદ્ધિ માપવી જોઇએ.

"એક હજાર વર્ષ પહેલાંની તૂટી ગયેલ રાષ્ટ્રીય સભ્યતાના દોરના તૂટેલા અંકોડા મેળવી તેને આધુનિક વિજ્ઞાન અને જ્ઞાન સાથે સાંકળવાનું કામ વિદ્યાર્થીઓનું અને વિદ્યાપીઠોનું છે.

"...ગૃહઉદ્યોગો એ આપણી સંસ્કૃતિનો નિર્દેશક આંક છે. તે ડોલર ઉપાર્જન કરનાર છે. યંત્રઉદ્યોગો પર ઈંગ્લેંડના ચલણના ભાવઘટાડાથી કે અમેરિકાના ચલણના

ભાવ વધારવાથી ફટકો પડી રહ્યો છે. આથી ઓછામાં ઓછું અનાજ અને વસ્ત્રો અંગે શ્રેષ્ઠ અર્થકારણ તો સ્વાવલંબનનું અર્થકારણ છે. ને આ નેમ પાર પડે તે રીતે પોતાની કેળવણી યોજવાની જવાબદારી વિદ્યાપીઠોની છે. દેશના રચનાત્મક કાર્યમાં વિદ્યાર્થીઓએ ઘણો ફાળો આપવાનો છે."

"હિન્દી રાષ્ટ્રીયત્વ સામે એક એવો આક્ષેપ મૂકાય છે કે એ એક રાષ્ટ્રીયત્વ નથી. કારણ, તેમા ઘણી ભાષાઓ છે. મુખ્ય મુખ્ય દસ ભાષાઓમાં તેનું સાહિત્ય રચાય છે.

"આ મુસ્કેલી નિવારવા અને તેને એક મૂલ્યવાન સિદ્ધિમા ફેરવવા સાહિત્યનો વિનિમય એ જ એક માર્ગ છે. કારણ એ રીતે રાષ્ટ્રીય સાહિત્યનો વિસ્તાર અને તેનું ધોરણ સમાન માર્ગે સમૃદ્ધ કરી શકાય અને જુદી જુદી ભાષાઓનું એક સંયોજીત સાહિત્ય ઉપજાવી શકાય.

"સર્વ ભાષાઓની માતામહી તે ઉમદા શિષ્ટ સંસ્કૃત ભાષામાંથી ઉદ્ભવતી એક સમાન ભાષા આપણે ઉપજાવીશું તે દિવસ હિંદને માટે ગૌરવભર્યો દિન હશે.

"સત્તાવીશ વર્ષોનાં જંગ પછી હિન્દે જગતની પ્રજાઓ સમક્ષ તેની સાચી શક્તિ બતાવી આપી છે.........અને પરાધીનતામાંથી એક પ્રજાસત્તાક માટેનો માર્ગ કાઢયો છે. ગાંધીવાદી સમાજવાદે આજ સર્વની કલ્પનાને જકડી લીધી છે.

"રાષ્ટ્રપિતાના જીવન અને કાર્યનો આપણને લાભ મળ્યો છે. એક મહાન વીર, સંત અને શહીદના સમવયસ્ક બનવાનું આપણું વિરલ સદ્‌ભાગ્ય છે. પણ રાષ્ટ્રીય ઉદ્ધાર માટે અને સત્ય અને અહિંસાના સનાતન સિદ્ધાંતો પર રચાયેલા એક જગતરાજ્યનો પાયો નાખવાના પાઠો શીખવા તેમની દોરવણી મેળવવી એ તો સ્વયં સ્વર્ગ જ છે.........યુરોપ, અમેરિકા, તથા સર્વત્ર ગાંધીજીના નામનો પડઘો પડે છે. નવી જીવનસરણી માટેના આદર્શની સહુ આશા રાખે છે. ગાંધીસાહિત્ય માટે તેઓ ઝંખે છે. .........સ્વરાજ્યનું સાચું કાર્ય તો હજુ ભાગ્યે જ શરૂ થાય છે. તેને સર્વાંગી રીતે વિદ્યાર્થીઓએ હાથ ધરવાનું છે અને યાહોમ કરી તેમાં સક્રિય ભાગ લઇ તેને સફળ બનાવવાનું છે."

મહાત્મા ગાંધી સ્મારકફંડ સંબંધે શ્રી. પટ્ટાભીએ મુંબઇમાં પ્રવચન કરતાં જણાવ્યું હતું કે :

"હિન્દ મહાન પુરુષોના જન્મદિવસો ઉજવે છે પણ મૃત્યુદિન નથી ઉજવતું. કારણ એ જ કે તેમનાં જીવન મહત્વનાં છે. મૃત્યુ નહિ. એવી જ રીતે મહાત્માજીના જીવનથી આપણે પરિચિત છીએ અને એમના જીવન-સમયમાં આપણે જીવતા હતા એટલે એમનું મૃત્યુ પણ જાણીએ છીએ. રામ અને કૃષ્ણનાં મૃત્યુ સ્વાભાવિક રીતે નથી થયાં એવું જ મહાત્માજીના સંબંધમાં થયું છે. અવતારોના જીવનનો અંત સ્વાભાવિક રીતે ન

જ આવે. એમના જીવનકાર્યની સમાપ્તિ પછી તેઓ આપણી વચ્ચેથી ચાલ્યા જાય છે.

"......ગાંધીજીની સ્મૃતિ માટે પૈસાની માગણી કરવી એ શોભાસ્પદ છે?......આજે ચૌદ ચૌદ માસ થવા છતાં આપણે આપણો નિર્ધાર પાર પાડી શકયા નથી તે આપણે માટે શરમની વાત છે.........સ્વતંત્રતા પછી આપણે કર્તવ્યો ભૂલી જઈ જુદી જુદી પ્રવૃત્તિઓમાં પડયા છીએ. કર્તવ્યને ભૂલવાની ક્ષમા કોની પાસે માંગીએ? કયાં જઈ પસ્તાવો કરીએ? આ સવાલ વિદેશીઓ અને દેશીઓ વચ્ચેનો નથી. એ તો દરેકના હૃદયનો સવાલ છે...... .........મને ખબર છે કે લાખો માણસો ગાંધી સ્મારક નિધિમાં પૈસા આપવાની ઇચ્છા ધરાવી રહ્યા છે; પરંતુ સૌથી મોટી ખામી તો ફંડ એકઠું કરનારાઓની શિથિલતાની છે.........મુંબઇના લોકોની ઉદારતાને માટે આ કાંઈ મોટું કાર્ય નથી.........આ તો વિજયનું ફંડ છે......... આમાં દરેક માણસે સ્વાર્થત્યાગ કરીને સામેલ થવું જોઇએ.

"તીર્થસ્થાનમાં આપણે શા માટે પૈસા આપીએ છીએ? ગંગાનાં પાણી પર કોઇનાં નામ લખાતાં નથી કે મંદિરનો પૂજારી પાછળથી કોઇનું નામ લખતો નથી. દરેક માણસ પોતાની શુદ્ધિ અને ઉન્નતિ માટે તીર્થસ્થાનમાં પૈસા આપે છે. આ ફંડ તીર્થસ્થાન છે. દરેક મનુષ્ય પોતાની યથાશક્તિ ફાળો આપી

પોતાની ઉન્નતિ કરે. આમાં કાળાબજારીઆના એક કરોડ કરતાં વિધવાની એક પાઇનુ મહત્વ વધારે છે સરકારી અધિકારીઓ માટે પણ આમાં કોઈ જાતનું બંધન રહ્યું નથી. એમણે પણ આ બાબતમાં પાછળ રહેવું જોઇએ નહિ."

દેશની વર્તમાન પરિસ્થિતિ પર પોતાના ઠરેલ, પરિપકવ અને અનુભવજન્ય વિચારો વ્યક્ત કરતાં રાષ્ટ્રપતિ જણાવે છે કે :

"........આજે ઘણા માને છે કે, સ્વાર્થત્યાગનો જમાનો હવે ગયો છે અને આનંદનો જમાનો આવ્યો છે. એ પણ સાચી વાત છે, કે વર્ષો સુધી દુખો સહન કર્યાં પછી પણ આજે આર્થિક સ્થિતિ કફોડી બની છે. પણ સ્વરાજ્યની બાબતમાં નૈતિક સવાલ ઊભો થાય છે. સ્વરાજનો અર્થ એ છે કે દરેક વ્યક્તિએ પોતાની જવાબદારીના ખ્યાલ સાથે નવો બોજો ઉઠાવવો જોઇએ. ૧૫૦ વર્ષોથી આપણને જ એવી ટેવ પડી છે કે આપણે આપણાં પોતાના દુખોને માટે હમેશા સરકાર સામે જોઇએ છીએ પણ એ ભૂલવું ન જોઇએ કે અગ્રેજોના સમયમાં જવાબદારીનો સવાલ નહોતો.

"આપણે સ્વરાજ્યની મર્યાદા અને તેનો અર્થ સમજવાના છે. ગુલામીની મનોદશા છોડીને નૂતન અભિમાનનો ખ્યાલ પેદા કરવાનો છે. પહેલા ભય હતો અને

ટીકા થાય છે. નિર્વાસિતોનો એમાં દોષ નથી. તેમની માનસિક અવ્યવસ્થા સ્વાભાવિક રીતે જ તેમને બોલાવે કારણ કે એઓ સર્વસ્વ ગુમાવી બેઠા છે. આ નિર્વાસિતોની વ્યવસ્થા માત્ર આર્થિક નથી. એમને અંગેની નૈતિક જવાબદારી પણ ઊભી જ છે. એથી નવા વાતાવરણમાં સરકારને કરવા પડેલા અનપેક્ષિત મુસીબતોના સામના પ્રત્યે આપણે સહાનુભૂતિથી જોવું જોઈએ.

"સરકાર સામે ફુગાવાનો ગંભીર સવાલ ઊભો થયો છે. એ માટે સરકારે પ્રયાસો આદર્યા........પ્રશ્ન એ થઈ પડયો કે ફુગાવાની સામે કોંગ્રેસના જાહેરનામા પ્રમાણે રચનાત્મક કાર્ય કઈ કઈ રીતે કરવું? જમીનદારીની નાબુદીનો સવાલ આવીને ઊભો રહ્યો. જમીનદારી નાબુદ કરવા માટે સરકારને બિહાર, સંયુક્તપ્રાંત, બંગાળ અને મદ્રાસના જમીનદારોને કરોડોનો બદલો આપવો પડે છે. અર્થશાસ્ત્રીઓ આ ખર્ચ માટે અટકાવે છે. જ્યારે બીજી બાજુ જમીનદારી નાબુદ કરવાની સરકારોની ફરજ પણ ઊભી જ છે. વધુ અનાજ ઉગાડોની ઝૂંબેશ સરકાર ઉઠાવે છે, તો નવી નહેરો ખોદાવવાનો પણ સવાલ આવી ઉભો રહે છે. દારૂબંધીને અંગે પણ બોતેર કરોડ રૂપિયાનો ખર્ચ પણ સહન કરવો પડયો છે. સરકારનો ઉદ્દેશ ગ્રામોદ્યોગોને વધુ ઉત્તેજન આપવાનો છે. અર્થશાસ્ત્રીઓ

એ ભયમાંથી પરાધીનતા પ્રગટ થતી હતી. આજે આપણે શ્રદ્ધાની સાથે આપણી જાત ઉપર નીર્ભર રહેવાનું છે. પહેલાંની નિરાશાનો હવે ત્યાગ કરવો જોઇએ.

"કોંગ્રેસે મોટા હવાઈ કિલ્લાઓ બાંધ્યા હતા પણ હિંદના લોકો હવામાં રહી શકે એવી પરિસ્થિતિ ન હતી. એથી મહાત્માજીએ એ કિલ્લાઓને જમીનદોસ્ત કરી ઝૂંપડીઓ બાધી. એકનો નાશ કર્યો અને અન્યનું સર્જન કર્યું એમણે પોતાનો વિવિધ વિધાયક કાર્યક્રમ આપણી સમક્ષ રજુ કર્યો અને સ્વરાજ્યની કલ્પના આપી. આ ધોરણે આપણે સ્વરાજ્યની સંપૂર્ણ રચના કરવી છે. એ જ રસ્તે ચાલવાનો પ્રધાનોને આદેશ મળ્યો છે પરન્તુ આપેલા વચનો સરકારોથી પાળી શકાયા નથી. એટલે જ કોંગ્રેસના ચૂંટણી જાહેરનામા પર લોકો આજે ટીકા કરે છે. પણ આ બાબત અંગે સરકારની પરિસ્થિતિ વિષે પણ વિચાર કરવાની જરૂર છે.

"દેશના વિભાજન પછી દશ લાખ લોકોની હત્યા થઈ અને નેવુ લાખ લોકોનું સ્થળાતર થયુ. આમા પંચાવન લાખ લોકોને વસાવવાનું કાર્ય મધ્યસ્થ સરકારને શિર આવી પડયુ છે. આ મુસીબતનો ખ્યાલ ........કરવો જોઇએ.

"નિર્વાસિતોની પરિસ્થિતિ અંગે........સરકારની

ટીકા થાય છે. નિર્વાસિતોનો એમાં દોષ નથી. તેમની માનસિક અવ્યવસ્થા સ્વાભાવિક રીતે જ તેમને બોલાવે કારણ કે એઓ સર્વસ્વ ગુમાવી બેઠા છે. આ નિર્વાસિતોની અવસ્થા માત્ર આર્થિક નથી. એમને અંગેની નૈતિક જવાબદારી પણ ઊભી જ છે. એથી નવા વાતાવરણમાં સરકારને કરવા પડેલા અનપેક્ષિત મુસીબતોના સામના પ્રત્યે આપણે સહાનુભૂતિથી જોવું જોઇએ.

"સરકાર સામે ફુગાવાનો ગંભીર સવાલ ઊભો થયો છે. એ માટે સરકારે પ્રયાસો આદર્યા........પ્રશ્ન એ થઈ પડયો કે ફુગાવાની સામે કોંગ્રેસના જાહેરનામા પ્રમાણે રચનાત્મક કાર્ય કઈ કઈ રીતે કરવું? જમીનદારીની નાબુદીનો સવાલ આવીને ઊભો રહ્યો. જમીનદારી નાબુદ કરવા માટે સરકારને બિહાર, સંયુક્તપ્રાંત, બંગાળ અને મદ્રાસના જમીનદારોને કરોડોનો બદલો આપવો પડે છે. અર્થશાસ્ત્રીઓ આ ખર્ચ માટે અટકાવે છે. જ્યારે બીજી બાજુ જમીનદારી નાબુદ કરવાની સરકારોની ફરજ પણ ઊભી જ છે. વધુ અનાજ ઉગાડોની ઝુંબેશ સરકાર ઉઠાવે છે, તો નવી નહેરો ખોદાવવાનો પણ સવાલ આવી ઉભો રહે છે. દારૂબંધીને અંગે પણ બોતેર કરોડ રૂપિયાનો ખર્ચ પણ સહન કરવો પડયો છે. સરકારનો ઉદ્દેશ ગ્રામોદ્યોગોને વધુ ઉત્તેજન આપવાનો છે. અર્થશાસ્ત્રીઓ

કુમાવા વિરોધી ઝુંબેશમાં પરદેશથી માલ મંગાવવાની સલાહ આપે છે........આમ આજે કોંગ્રેસનું જાહેરનામું અને અર્થશાસ્ત્ર વચ્ચે ખેંચતાણ ચાલી રહી છે અને પરિણામે સરકારોની ટીકા થઈ રહી છે ........પ્રાંતિક કે મધ્યસ્થ સરકારની ટીકા કરે તો ભલે કરે પણ તે વિધાયક સ્વરૂપની હોવી જોઇએ.

સ્વરાજ્યની પવિત્રતા સમજાવતાં રાષ્ટ્રપતિ જણાવે છે કે :

"સરકારની સફળતાનો આધાર જનતાની શક્તિમાં જ રહેલો છે. જનતા જો લાંચ લઇને મત આપશે તો ચૂંટાયેલો પ્રધાન પણ લાંચીયો જ આવશે. જનતા પોતાના પવિત્ર મતો વડે મનમાની સરકાર સ્થાપી શકે તેનું નામ લોકશાહી. જનતા ધારે તો ગુંડા સરકાર પણ સ્થાપી શકે કોઈ પણ સંજોગોમા પ્રજાએ પોતાના પવિત્ર મતો વેચવા નહિ એટલું જ નહિ પણ મળેલા અધિકારને કલુષિત કરવો નહિ. પ્રજાએ પોતાના હકને પવિત્ર દૃષ્ટિથી જોઈ નવા સ્વરાજ્યની પવિત્રતાને સમજવાની કોશીશ કરવી.........અને જો આમ થશે તો પછી વર્ષોનાં બલિદાને મળેલી આઝાદીનાં મિષ્ટ ફળો જનતા સુખેથી માણી શકાશે."

આ રીતે શ્રી. પટ્ટાભીનાં વિચારરત્નો વિવિધમાર્ગ

ખેડે છે. એમણે જીવનના બધાં ક્ષેત્રોમાં દષ્ટિ નાંખી છે. અને એઓ એનો મૌલિક અભ્યાસ કરીને, મનોમંથન કરીને આપણને આ રત્નો આપે છે. એ રીતે શ્રી પટ્ટાભી આપણા રાષ્ટ્રપુરુષોમાં ચિંતક, વિચારક, ફિલસૂફ, ઇતિહાસકાર, અર્થશાસ્ત્રી, અને સાહિત્યકાર તરીકે આગલી હરોળમાં મહત્વનું સ્થાન પ્રાપ્ત કરે છે.

# પ્રકરણ ૨૦ મું

## શ્રી. પટ્ટાભીનું વ્યક્તિત્વ

**શ્રી.** પટ્ટાભીનું વ્યક્તિત્વ એટલે પાસાદાર હીરો એને તમે અમે તે બાજુએથી જુઓ તોયે એ એક-સરખો જ ચમકદાર લાગશે પટ્ટાભીના જીવનની પ્રવૃત્તિઓ અનેક. એમના જીવનની રસવૃત્તિ પણ વિવિધ. એમના જીવનનું કાર્યક્ષેત્ર પણ ઘણું વ્યાપક પણ એઓ જે કાર્ય ઉપાડે, એમાં એમની વૈયક્તિકતા, એમની લાક્ષણિકતા આવ્યા વિના રહેવાની નહિ. પટ્ટાભીનું વ્યક્તિત્વ ઘડનાર અનેક તત્વો છે. એમાં રાષ્ટ્રપુરુષ તો છે જ. પરંતુ એમના સસરા, મહાત્માજી, કોંગ્રેસ, ડૉ. બીસેન્ટ અને પ્રાર્થનાસમાજની સામાજિક ક્રાન્તિ, પણ સારો જેવો ભાગ ભજવે છે.

શ્રી. પટ્ટાભીનું જે વ્યક્તિત્વ છે એ એમનું પોતાનું વિશિષ્ટ છે, આગવું છે. એ વ્યક્તિત્વ, એમણે પોતાની જ મેળે, આત્મબળે, અનેક મુસીબતો ને અંતરાયોનો સામનો કરીને ઘડયું છે, ને વિકસાવ્યું છે. એની પાછળ બીજાઓની સહાય નજીવી છે. આત્મસહાય જ મોટી છે. એક ખમીસ પર વર્ષો સુધી નીભાવનાર, ચોપડાંઓ માગીતાગીને અભ્યાસ કરનાર વ્યક્તિ, ડૉક્ટર બને, ડૉક્ટરનો ધંધો જમાવે ને રાષ્ટ્રીય મહાસભા જેવી દેશની મહાનમાં મહાન રાષ્ટ્રીય સંસ્થાનો કર્ણધાર બને એ કંઈ નાનીસૂની સિદ્ધિ નથી. કોઈને પણ ગૌરવ થાય, કોઈને યે અભિમાન જન્મે એવી એમના જીવનની એ મહાયાત્રા છે.

પટ્ટાભીનાં વ્યક્તિત્વને ઘડનાર, મહાન તત્ત્વ છે કોંગ્રેસ. છેક નાનપણથી કૉલેજના વિદ્યાર્થી હતા, ત્યારથી રાષ્ટ્રીય મહાસભાના અધિવેશનમાં એઓ ગયા છે, ને તે માત્ર શ્રોતા કે પ્રેક્ષક તરીકે જ નહિ પરંતુ એક અંગ તરીકે. સ્વયંસેવકથી શરૂઆત કરીને, ક્રમશઃ પ્રતિનિધિ, અખિલ ભારત કોંગ્રેસ સમિતિના સભ્ય, કારોબારી અને પછી પ્રમુખપદ એમ પોતાની જ કર્તવ્ય-શક્તિથી એમણે પોતાનો વિકાસ સાધ્યો.

પટ્ટાભીમાં દક્ષિણ હિન્દમાં જે જાતની મેધા હોય છે, જે જાતની બુદ્ધિપ્રતિભાથી એ માનસ ઘડાયેલું હોય છે, તેવી બુદ્ધિપ્રતિભા તથા મેધા છે. એ મેધામાં

પાછું અભ્યાસનું ઉમેરણુ થાય છે. એટલે બુદ્ધિ અને અભ્યાસ બન્નેનું સુભગ મિશ્રણુ પટ્ટાભીના માનસ ઘડતરમાં, એમના વ્યકિતત્વના ઘડતરમાં થયું છે. આપણે ત્યાં જે મહાપુરુષો એમની ચારિત્ર્યશુદ્ધિ માટે, એમની સહૃદયતા માટે, એમની નિઃસ્વાર્થ સેવાવૃત્તિ માટે, સિદ્ધાંત પ્રત્યેની અનન્યનિષ્ઠા માટે જાણીતા છે, તેમાં પટ્ટાભીનું સ્થાન મોખરે છે. પટ્ટાભીમાં નીડરતા છે, સ્પષ્ટવકતૃત્વ છે. કોઇની શેહમાં તણાઇને, કોઇની પ્રતિભા કે મહત્તાથી અંજાઇને, પોતાના વ્યક્તિત્વને, પોતાની શાનને જતી કરવાની તત્પરતા નથી. હા, ગાંધીજીના ચૂસ્ત અનુયાયી હોઇને એઓ સમાધાન-વૃત્તિમાં અવશ્ય માને છે, પણુ શરણાગતિમાં માનતા નથી. ગમે તેવી તેજસ્વી વ્યકિત સામે એઓ પોતાનું વ્યકિતત્વ ટકાવી રાખે છે. એ એમનો એક મહાનમાં મહાન ગુણુ છે. પટ્ટાભી કોંગ્રેસના પ્રમુખ થાય, એટલે ભાષાવાર પ્રાંતરચના વિષેના એમના વિચારો બદલાય એમ બનવાનું નહિ. એ તો, પોતાના મંતવ્યને વળગી જ રહીને, ભાષાવાર પ્રાંત રચનાનો સિદ્ધાંત જવાહર અને સરદાર પાસે કબૂલ કરાવે એ પ્રકારના માનસવાળા છે.

શ્રી. પટ્ટાભીના વ્યકિતત્વની એક મહત્તા એ છે કે એમની તલસ્પર્શી શકિત, ગમે તેવો જટિલ પ્રશ્ન હોય, તો પણુ એ પ્રશ્નને આદ્યન્ત સર્વ દષ્ટિએ એઓ તુરત જ સમજી શકે છે. અને સમજ્યા પછી તાત્કાલિક

એ પ્રશ્ન વિષે પોતે નિર્ણય લઈ લે છે. અને પછી પોતાના નિર્ણયને મક્કમપણે વળગી રહે છે. આ ઝડપી અને સાચી નિર્ણયશક્તિ ને એ નિર્ણયને વળગી રહેવાની દૃઢ વૃત્તિ એમને યશ અપાવે છે. એકવાર એમને લાગે કે જવાહર કે સરદાર અમુક બાબતમાં ભૂલ કરે છે, સરકારની નીતિ જનહિતને હાનિકર્તા છે, તો એઓ એનો સખત શબ્દોમાં વિરોધ કરે છે. આજે એ તો સર્વવિદિત હકીકત છે કે હિન્દ સરકારના ભૂતપૂર્વ અર્થમંત્રી શ્રી. સન્મુખમ ચેટીને જવું પડયું તેને માટે પટ્ટાભી કારણભૂત હતા. એટલું જ નહિ પણ શ્રી. પટ્ટાભીએ એ વખતે હિન્દની પાર્લામેન્ટમાં જે ભાષણ કર્યું હતું તે ઘણું જ કડક હતું. અને તેમાં શ્રી. સન્મુખમે રાજીનામું આપવું જોઇએ એ જાતનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો હતો. હમણાં જ અંદાજપત્ર પર પાર્લામેન્ટમાં ચર્ચા કરતાં એમણે સરકારની ખાદ્ય-નીતી પર ઘણા જ કડક શબ્દોમાં ટકોર કરી હતી. અને આપણી ખાદ્યસમસ્યાના ઉકેલ માટે તાબડતોબ અંકુશો ઉઠાવવાની અને એ રીતે હિંમતથી ડગલું આગળ ભરવાની એમણે હિમાયત કરી હતી. સરકારની અંકુશનીતિને લીધે જ તંત્રમાં સડો પેઠો છે, લાંચ-રુશ્વત વધી છે, કાળાં બજાર વધ્યાં છે, એ હકીકતનો એમણે સચોટ ચિતાર આપ્યો હતો. આમ કોંગ્રેસ પ્રમુખ હોવા છતાં, કોંગ્રેસ સરકારની નીતિની આકરામાં આકરી ટીકા કરતાં એમને લવલેશ પણ સંકોચ થતો

નથી. અને જાણે વિરોધપક્ષના નેતા હોય એ જ દષ્ટાથી એઓ સરકારી નીતિની ઝાટકણી કાઢે છે, એ જ પુરવાર કરે છે, કે પટ્ટાભી સમાધાનવૃત્તિ પસંદ કરતા નથી, પણ ખોટાને ખોટું કહેવાની વૃત્તિને પસંદ કરે છે. એ કારણથી એમને ઘણું સહન કરવું પડયુ છે. એ કારણથી એઓ ઘણા અળખામણા પણ થઈ પડયા છે. એઓ ઘણાના વિરોધી થઈ ગયા છે, પણ, અંગત કોઇપણ લાભ એમને એમના સિદ્ધાંતોમાંથી ચળાવતો નથી.

શ્રી. પટ્ટાભી રાજકીય પુરુષ તો છે, પણ એથી મહાન એઓ પંડિત છે. એઓ બહુશ્રુત છે. એમની વિદ્વતાની વિશેષતા એ છે કે એઓ અદ્યતન છે. આજના કોઇપણ વિષય પર આપણે એમને બોલવાનું અથવા લખવાનું કહીએ, તો એઓ તુરત જ એ વિષયની, સંપૂર્ણ, તલસ્પર્શી અને સર્વગ્રાહી ચર્ચા કરી શકશે. અને એ કારણથી જ કહી શકાય કે કોંગ્રેસના એઓ અવેતન ને અધિકૃત લેખક છે. કોંગ્રેસની સુવર્ણ જયંતિ છે. એ માટે પચાસ વર્ષમા કોંગ્રેસે શું કર્યું, એનો વિકાસ શી રીતે થયો, એનો સવિસ્તર અને પ્રમાણભૂત ઇતિહાસ જોઇએ છે? તો ચાલ્યા પટ્ટાભી પાસે ને પટ્ટાભી કોંગ્રેસનો ઇતિહાસ આપણને આપે! કોંગ્રેસને સાઠ વર્ષ થયાં છે. એનો હીરક મહોત્સવ ઉજવવો છે. તે માટે પણ જનતા સમક્ષ સાઠ વર્ષની કારકીર્દી મૂકવી જોઇએ ને? એ કાર્ય કોણ કરશે? સૌની નજર દોડે છે પટ્ટાભી તરફ ને એઓને હુકમ થાય

છે. સાઠ વર્ષની કોંગ્રેસની સિદ્ધિઓ આલેખતી પુસ્તિકા લખો, કે તુરત જ એમની લેખિની ચાલે છે. ને 'કોંગ્રેસનાં સાઠ વર્ષ' નામની પુસ્તિકા પ્રગટ થાય છે. કોંગ્રેસને ચૂંટણી જંગમા જંપલાવવું છે. લોકો કહે છે કોંગ્રેસને શા માટે મત આપવો જોઇએ? ચૂંટણી અંગેની પ્રચાર પુસ્તિકાઓ છપાવવી છે. એ પુસ્તિકા કોણ લખે? બધાની નજર દોડે છે પટ્ટાભી તરફ ને એઓને 'કોંગ્રેસને શા માટે મત આપવો જોઇએ' એ વિષય પર પુસ્તિકા લખવાનુ કામ સોંપાય છે. તરત રાતોરાત બેસીને પટ્ટાભી એક સુન્દર, અસરકારક, પુસ્તિકા લખી આપે છે આમ એઓ કોંગ્રેસના લેખક છે.

પણ પટ્ટાભી ફક્ત કોંગ્રેસને માટે જ લખે છે એમ નથી. લખવાનો એમનો વ્યવસાય છે. એઓ ધંધે ડોકટર હતા, ત્યારે પણ લખવાનો એમનો ધંધો ચાલુ હતો ડાકટરી ધંધો એમણે છોડયો, પણ લેખકનો ધંધો એમણે ચાલુ રાખ્યો. ને પરિણામે, એઓ લેખક બન્યા. રાજકારણનો કોઇ વિષય લો. કોઇપણ દેશનું બંધારણ હોય, ગાંધીવાદ કે માર્કસવાદ હોય, ગમે તે વિષય હોય. એ પર એમની લેખિની અવિરત ચાલુ હોય, એમનો અભ્યાસ ચાલુ હોય ને એમનું ચિત્તતંત્ર એ દિશામાં કાર્ય કરતું હોય. એમની વિચારણા, એમનો અભ્યાસ જીવનવ્યાપી છે, એકાંગી નથી. રાષ્ટ્રીય કેળવણી વિષેની એમની યોજના ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિન્દ આવ્યા તે પૂર્વેની હતી. એમની સંસ્થા વિષેની યોજના પણ એટલી જ જૂની છે.

નથી. અને જ્યારે વિરોધપક્ષના નેતા હોય એ જ છટાથી એઓ સરકારી નીતિની ઝાટકણી કાઢે છે, એ જ પુરવાર કરે છે, કે પટ્ટાભી સમાધાનવૃત્તિ પસંદ કરતા નથી, પણ ખોટાને ખોટું કહેવાની વૃત્તિને પસંદ કરે છે. એ કારણથી એમને ઘણું સહન કરવું પડયું છે. એ કારણથી એઓ ઘણા અળખામણા પણ થઈ પડયા છે. એઓ ઘણાના વિરોધી થઈ ગયા છે, પણ, અંગત કોઈપણ લાભ એમને એમના સિદ્ધાંતોમાંથી ચળાવતો નથી.

શ્રી. પટ્ટાભી રાજકીય પુરુષ તો છે, પણ એથી મહાન એઓ પંડિત છે. એઓ બહુશ્રુત છે. એમની વિદ્વતાની વિશેષતા એ છે કે એઓ અદ્યતન છે. આજના કોઈપણ વિષય પર આપણે એમને બોલવાનું અથવા લખવાનું કહીએ, તો એઓ તુરત જ એ વિષયની, સંપૂર્ણ, તલસ્પર્શી અને સર્વગ્રાહી ચર્ચા કરી શકશે. અને એ કારણથી જ કહી શકાય કે કોંગ્રેસના એઓ અવૈતન ને અધિકૃત લેખક છે. કોંગ્રેસની સુવર્ણ જયંતિ છે. એ માટે પચાસ વર્ષમાં કોંગ્રેસે શું કર્યું, એનો વિકાસ શી રીતે થયો, એનો સવિસ્તર અને પ્રમાણભૂત ઇતિહાસ જોઇએ છે? તો ચાલ્યા પટ્ટાભી પાસે ને પટ્ટાભી કોંગ્રેસનો ઇતિહાસ આપણને આપે! કોંગ્રેસને સાઠ વર્ષ થયાં છે. એનો હીરક મહોત્સવ ઉજવવો છે. તે માટે પણ જનતા સમક્ષ સાઠ વર્ષની કારકીર્દી મૂકવી જોઇએ ને? એ કાર્ય કોણ કરશે? સૌની નજર દોડે છે પટ્ટાભી તરફ. ને એઓને હુકમ થાય

છે. સાઠ વર્ષની કોંગ્રેસની સિદ્ધિઓ આલેખતી પુસ્તિકા લખો, કે તુરત જ એમની લેખિની ચાલે છે. ને 'કોંગ્રેસનાં સાઠ વર્ષ' નામની પુસ્તિકા પ્રગટ થાય છે. કોંગ્રેસને ચૂંટણી જંગમાં જંપલાવવું છે. લોકો કહે છે કોંગ્રેસને શા માટે મત આપવો જોઈએ? ચૂંટણી અંગેની પ્રચાર પુસ્તિકાઓ છપાવવી છે. એ પુસ્તિકા કોણ લખે! બધાની નજર દોડે છે પટ્ટાભી તરફ ને એઓને 'કોંગ્રેસને શા માટે મત આપવો જોઈએ' એ વિષય પર પુસ્તિકા લખવાનું કામ સોંપાય છે. તરત રાતોરાત એમીને પચાની એક સુન્દર, અસરકારક પુસ્તિકા લખી આપે છે. આમ એઓ કોંગ્રેસના લેખક છે.

પણ પટ્ટાભી ફક્ત કોંગ્રેસને માટે જ લખે છે એમ નથી. લખવાનો એમનો વ્યવસાય છે. એઓ ધવે ડોક્ટર હતા, ત્યારે પણ લખવાનો એમનો ધંધો ચાલુ હતો. ડાક્ટરી ધંધો એમણે છોડ્યો, પણ લેખકનો ધંધો એમણે ચાલુ રાખ્યો. ને પરિણામે, એઓ લેખક બન્યા. રાજકારણનો કોઇ વિષય લો. કોઇપણ દેશનું બંધારણ હોય, ગાંધીવાદ કે માર્કસવાદ હોય, ગમે તે વિષય હોય. એ પર એમની લેખિની અવિરત ચાલુ હોય, એમનો અભ્યાસ ચાલુ હોય ને એમનું ચિત્તતંત્ર એ દિશામાં કાર્ય કરતું હોય. એમની વિચારણા, એમનો અભ્યાસ જીવનવ્યાપી છે, એકાંગી નથી. રાષ્ટ્રીય કેળવણી વિષેની એમની યોજના ગાંધીજી દક્ષિણ આફ્રિકાથી હિન્દ આવ્યા તે પૂર્વેની હતી. એમની સહકારી સંસ્થા વિષેની યોજના પણ એટલી જ જૂની છે.

પટ્ટાભીનાં વ્યક્તિત્વની એક ખૂબી એમની સ્વતંત્રતા છે. એઓ પોતાના વ્યક્તિત્વને જાળવી રાખે છે. એમનામાં જે સ્પષ્ટ વક્તૃત્વનો ગુણ આવ્યો છે એ એમની સ્વતંત્રતાનો પરિપાક છે. આથી પટ્ટાભી કોઇની પણ ખુશામત કરતા નથી, કોઇના પણ ઉપકાર હેઠળ આવતા નથી, કોઇના ઉપર કશાને માટે કોઇને ભલામણપત્રો લખી આપતા નથી, કે કોઈનાએ ભલામણપત્રો પર લક્ષ આપતા નથી. આથી એમના પર કોઇ પણ પ્રસંગે પક્ષપાત કે પૂર્વગ્રહનો આક્ષેપ આવ્યો નથી, ને એમની તટસ્થવૃત્તિની બધાએ કદર કરી છે. એઓ વર્ષો સુધી એમના પોતાના સ્વતંત્ર અઠવાડીક 'જન્મભૂમિ'ના તંત્રી હતા અને એમની નિષ્પક્ષપાતીતાએ તથા સ્પષ્ટ વક્તૃત્વે, અખબારી જગતમાં સારો યશ પ્રાપ્ત કરેલો. આથી જ મુંબઈના વિખ્યાત અખબાર 'બોમ્બે ક્રોનીકલ'માંથી હોર્નીમેને વિદાય લીધી ત્યારે પટ્ટાભીને એના તંત્રીપદનો સ્વીકાર કરવા માટે કહેણો મોકલવામાં આવ્યાં હતાં, એટલું જ નહિ પણ એમની પર દબાણ પણ લાવવામાં આવ્યું હતું. પરન્તુ પટ્ટાભીની સ્વતંત્રતાને એ રૂચ્યું નહિ. ને એમણે એનો ઇન્કાર કર્યો. આ વખતે એમની આર્થિક સ્થિતિ સારી નહોતી, છતાં પૈસા કરતાં પોતાની સ્વતંત્રતાને માટે એમને વિશેષ ભક્તિ હતી. આ પછી મદ્રાસના 'ઇન્ડીપેન્ડન્ટ' અખબાર માટે પણ તંત્રીપદનો સ્વીકાર કરવા એમને આગ્રહ કરવામાં આવ્યો હતો, તેનો પણ આ જ કારણોસર એમણે ઇન્કાર કર્યો. આ વિષે એક મિત્ર જોડે વાત થઈ

આ રીતે પટ્ટાભીની સર્વાંગીણ વિચારણા એમની વ્યક્તિમતાની એક યશકલગી છે.

શ્રી. પટ્ટાભી એકી સાથે અનેક કાર્યો કરી શકે છે. આપણાં પ્રાચીન શાસ્ત્રોમા જે અષ્ટાવધાની વ્યક્તિઓની કથા આવે છે, કંઇક એ જ પ્રકારનું શ્રી. પટ્ટાભીનું વ્યક્તિત્વ છે. આ ગુણ અદ્ભુત છે. મહાત્માજીમાં એ ગુણ હતો. એક જ સમયે એકી સાથે આઠ જુદાં જુદાં કામો કરતાં એમને ઘણાએ જોયા છે જેમ કે એઓ ચરખો કાંતતા કાતતાં આપણી જોડે રાજકારણના કૂટ પ્રશ્નો પર ચર્ચા કરે, ને તે જ વખતે ખાદી ભંડારના કોઈ કાર્યકર્તા જોડે હિસાબકિતાબની બાબતમાં પણ સાથે સાથે વાતો કરતા હોય, ને એ જ સમયે કોઈ સ્ત્રી કાર્યકર્તા સાથે સ્ત્રી ઉપયોગી સંસ્થાની કાર્યનીતિ વિષે સૂચનો આપતા હોય ને કોઈ વૃદ્ધ માજીને છોકરાં કેમ ઉછેરવાં તેની તબીબી સલાહ પણ આપી રહ્યા હોય, ને કોઈ નવલોહિયાળ ને ઉદ્ધત સ્વયંસેવકને કડક બનીને શિસ્તનો પાઠ સંભળાવતા હોય. ને, એ, કોઈ અખબારી પ્રતિનિધિએ પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપતા હોય. આ બધાં કાર્યો એકી સાથે કરવા છતાં, એમના કોઈપણ કાર્યમાં અધૂરપ રહે, કોઈ બાકી રહી જાય, કે એકને કહેવાનુ હોય તે બીજાને કહેવાઈ જાય એવું એમની બાબતમાં બનતું નથી. અને એમાં જ પટ્ટાભીની લાક્ષણિકતા છે. આ કારણથી જ એઓ અનેક ક્ષેત્રોમા સફળતાથી ઊંડા ઉતરી શકે છે.

પટ્ટાભીના વ્યક્તિત્વની એક ખૂબી એમની સ્વતંત્રતા છે. એઓ પોતાના વ્યક્તિત્વને જાળવી રાખે છે. એમનામાં જે સ્પષ્ટ વક્તૃત્વનો ગુણ આવ્યો છે એ એમની સ્વતત્રતાનો પરિપાક છે. આથી પટ્ટાભી કોઇની પણ ખુશામત કરતા નથી, કોઇના પણ ઉપકાર હેઠળ આવતા નથી, કોઇના ઉપર કશાને માટે કોઇને ભલામણપત્રો લખી આપતા નથી, કે કોઈનાએ ભલામણપત્રો પર લક્ષ આપતા નથી. આથી એમના પર કોઇ પણ પ્રસંગે પક્ષપાત કે પૂર્વગ્રહનો આક્ષેપ આવ્યો નથી, ને એમની તટસ્થવૃત્તિની બધાએ કદર કરી છે. એઓ વર્ષો સુધી એમના પોતાના સ્વતંત્ર અઠવાડીક 'જન્મભૂમિ'ના તંત્રી હતા અને એમની નિષ્પક્ષપાતીતાએ તથા સ્પષ્ટ વક્તૃત્વે, અખબારી જગતમાં સારો યશ પ્રાપ્ત કરેલો. આથી જ મુંબઈના વિખ્યાત અખબાર 'બોમ્બે ક્રોનીકલ'માંથી હોર્નીમેને વિદાય લીધી ત્યારે પટ્ટાભીને એના તંત્રીપદનો સ્વીકાર કરવા માટે કહેણો મોકલવામાં આવ્યાં હતાં, એટલું જ નહિ પણ એમની પર દબાણ પણ લાવવામાં આવ્યું હતું. પરન્તુ પટ્ટાભીની સ્વતંત્રતાને એ રૂચ્યું નહિ. ને એમણે એનો ઇન્કાર કર્યો. આ વખતે એમની આર્થિક સ્થિતિ સારી નહોતી, છતા પૈસા કરતાં પોતાની સ્વતંત્રતાને માટે એમને વિશેષ ભક્તિ હતી. આ પછી મદ્રાસના 'ઇન્ડીપેન્ડન્ટ' અખબાર માટે પણ તંત્રીપદનો સ્વીકાર કરવા એમને આગ્રહ કરવામાં આવ્યો હતો, તેનો પણ આ જ કારણોસર એમણે ઈન્કાર કર્યો. આ વિષે એક મિત્ર જોડે વાત થઈ

ત્યારે એમણે કહ્યું, "હું ધારું તો મારું સ્વતંત્ર અખબાર ચલાવી શકું છું ને ભલભલાને મુગ્ધ કરી દે એવું લખી પણ શકું છું. બાકી પરતંત્રતા ભોગવીને કોઇને ખુશ કરવા કે કોઇને ભાંડવાનું તો હું કદાપિ પસંદ ન કરું." પટ્ટાભીની સ્વતંત્રતાની વૃત્તિનો આ એમને મુખે જ પૂરાવો છે.

શ્રી. પટ્ટાભી આટઆટલા રાજકારણમાં અને અભ્યાસમાં રત હોવા છતાં, એમના જીવનની એક વિશેષતા તો એ છે કે એમને ગૃહજીવનનો આનંદ લૂંટવાનો પણ પૂરતો અવકાશ મળી રહે છે. એમનું ગૃહજીવન લીલીછમ, લહેરાતી ફૂલવાડી જેવું છે. એમની પત્ની, પુત્રપુત્રીઓ, પૌત્ર, પૌત્રીઓ, તેમજ કુટુંબીજનો જોડે કલ્લોલ કરતા નિહાળવા એ એક સુંદર દર્શનની તક છે. કેટલીક વાર અનેક મુલાકાતીની વચ્ચે તેઓ ઘેરાઇને બેઠા હોય, સહુની જોડે વિધવિધ વાર્તાલાપ કરતા હોય, ગંભીર ચર્ચા ચાલતી હોય, ત્યારે પણ એઓ કોઇ બાળકને જુએ કે એમની રાજકીય ચર્ચા પળભર સરી જાય છે, ને બાળકને બોલાવી, પોતાના ખોળામાં બેસાડી, પાછી ચર્ચા શરૂ કરે છે, ને તે પણ વધારે રસ અને પ્રેમથી. બાળકની જોડે રમતા જાય ને એટલી જ ગંભીરતાથી ચર્ચા કરતા જાય. એમનું કુટુંબજીવન ખૂબ સુખી છે. અને એનું કારણ એ છે કે પટ્ટાભી દુ:ખથી તો નાનપણથી જ ટેવાયલા છે. એટલે દુ:ખ એમને તીવ્રતાથી સ્પર્શતું નથી. ને દુ:ખમાં પણ આનંદ માણવાની કળા એમને સુસાધ્ય છે.

શ્રી પટ્ટાભી પ્રખર ભાષાવિદ્ છે. અનેક ભાષાઓ ઉપર એમને પ્રભુત્વ છે. અંગ્રેજી પર તો એઓ શાળામાં ને કૉલેજમાં અભ્યાસ કરતા હતા, ત્યારથી એમનું પ્રભુત્વ હતું. અને શાળાના દિવસોમાં જ અંગ્રેજીમાં થતી વિવાદ હરિફાઈમાં એઓ આગળ પડતો ભાગ લેતા. અને ત્યાર બાદ તો એમની મોટે ભાગની લેખનપ્રવૃત્તિ તથા વાક્પ્રવૃત્તિ એમણે અંગ્રેજી દ્વારા જ કરી છે. તેલુગુ તો એમની માતૃભાષા છે, અને એમાં પણ એમણે સારું જેવું લખાણ કર્યું છે, વ્યાખ્યાનો આપ્યાં છે અને એ ભાષા ઉપર પણ એમનું પ્રભુત્વ સારું છે. મદ્રાસમાં ઘણો વખત રહ્યા હોવાથી, અને મદ્રાસમાં તામીલનો એમણે પ્રયત્નપૂર્વક નિષ્ઠાથી અભ્યાસ કર્યો હોવાથી, તામીલ પર પણ એમને સારો કાબુ છે. તામીલમાં એઓ વ્યાખ્યાન આપે છે, તામીલ ગ્રન્થો વાંચે છે અને તામીલભાષીઓ જોડે તામીલમાં જ વાત કરે છે. આ ઉપરાંત સંસ્કૃતના તો એઓ અભ્યાસી છે. શાળા ને કૉલેજમાં શીખ્યા ઉપરાંત સંસ્કૃત સાહિત્યનું સતત વાંચન એમના ગ્રન્થોમાં આવતા સંસ્કૃત ઉતારાથી સમજાશે. કાનડી ભાષા પણ એઓ સારી રીતે લખી બોલી અને વાંચી શકે છે. હિન્દી તો રાષ્ટ્રભાષા છે. તેથી હિન્દી ઉપર પ્રત્યેક વ્યક્તિનો કાબુ હોવો જોઈએ. એટલે એમણે હિન્દી શીખી લીધું છે. ને, એઓ કૉંગ્રેસના અધિવેશનમાં, અખિલ ભારત કૉંગ્રેસ સમિતિની બેઠકોમાં, ને જાહેર સંભાષણોમાં હિન્દી ભાષાનો જ ઉપયોગ કરે છે. આમ એઓ ભાષાવિદ્ હોવાથી દક્ષિણ હિન્દના લગભગ

બધા પ્રાંતોમાં એઓ આસાનીથી પોતાના વિચારો સ્પષ્ટતાથી દર્શાવી શકે છે

ડૉક્ટર પટ્ટાભી આ રીતે બુદ્ધિનો એક અભેદ્ય દુર્ગ છે. એમની નિરનિરાળી અને અનેકવિધ પ્રવૃત્તિઓ, અને દરેક પ્રવૃત્તિમાં એમનો રાષ્ટ્રિય ફાળો એમનામાં જે જીવન છે, જે ચૈતન્ય છે, જે અનુનમ શક્તિ છે, કે જે ભલભલા યુવાનને પણ શરમાવે એવી છે, તેના દર્શન કરાવે છે. એમનું સમાજનું, માનવની મનોવૃત્તિનું, માનવીના પલટાતા વિચારો ને લાગણીનું જ્ઞાન ઘણું જ ઊંડું છે, અને એથી જ એમની શક્તિ આજે કથીરમાંથી કાંચન પ્રગટાવી શકે એવી છે એમનામાં વિદ્વત્તા છે પણ પંડિતાઇથી મુક્ત પાંડિત્ય જે જાતનું અભિમાન પ્રગટાવે છે, જે જાતની ગુરુતા – ગ્રન્થિ જન્માવે છે, તે એમનામાં બિલકુલ નથી. એ નિરભિમાનીતાના ગુણને લીધે જ આજે એઓ આવું મહત્વનું સ્થાન હિન્દીઓના હૃદયમાં ભોગવે છે. શ્રી. પટ્ટભીનું જીવનસૂત્ર આપણા વીર નર્મદની જેમ 'ડગલું ભર્યું કે પાછા ના હઠવું ના હઠવું" એ છે. ડગલું એઓ વિચાર કર્યા વિના મૂકતા નથી એમના ડગલાની પાછળ સક્ષમતા હોય છે કેવળ લાગણી પ્રધાનતા કે ઊર્મિશીલતા નથી હોતા. આથીજ સત્ય કે ન્યાયની બાબતમાં કોઇની કંઈ મીનમેખ એમની આગળ ચાલે નહિ

પટ્ટાભી રાજકીય ક્રાન્તિકાર તો છે જ પણ એઓ

સાથે સાથે સામાજિક, આર્થિક, એમ અનેક પ્રકારની ક્રાન્તિ ઇચ્છે છે. એટલે એથી જ જ્યાં એઓ સ્થિતિ-સ્થાપકતા જુએ છે, જ્યા એઓ વાતાવરણને સ્થગિત થતું જુએ છે, ત્યાં એમનો આત્મા કકળી ઊઠે છે. ને એ જાતની સ્થિતિનો એઓ સખતમાં સખત વિરોધ કરે છે. એમની ક્રાન્તિની ભાવનાને પરિણામે જ, આંધ્ર દેશ આટલો જાગૃત છે, આટલો દેશાભિમાની અને ત્યાગવૃત્તિવાળો છે. આંધ્રમાં શિક્ષણની ક્રાન્તિ જાતિય કલાશાળાની સ્થાપના દ્વારા એમણે સાધી ને એટલુ જ નહિ, પરંતુ, પોતાના પુત્રપૌત્રોને એમણે રાષ્ટ્રીય શિક્ષણ જ આપ્યું છે. કારણ કે એકવાર આ શિક્ષણ હાનિકર્તા છે, એવી પ્રતીતિ થતાં, ગમે એમ થાય તો પણ પોતાનાં બાળકોને તો એ કેળવણી અપાય જ નહિ. આમ વાણી, વિચાર અને વર્તન એ ત્રણેની એકતા એમના જીવનમા પૂરેપૂરી સધાઈ છે

પટ્ટાભીની અદ્યતનતા એટલી છે, કે આપણે વર્તમાન-પત્રો ન વાંચીયે ને ફકત એમનાં નિવેદનો ને લેખો વાંચીયે, તો પણ આપણને પ્રવર્તમાન પરિસ્થિતિનો સચોટ ખ્યાલ આવે, એમનુ લખાણ, દરેક વસ્તુને સ્પર્શે છે અને એમાં દલીલો વગેરે એ જાતની એવી વિગતપૂર્ણતા હોય છે, કે એમા કોઇને કશું બહારથી જાણવાપણું ન હોય.

શ્રી. પટ્ટભી કાંતે છે, એટલુ જ નહિ પણ એઓ

સારા વણકર પણ છે. એમનાં વસ્ત્રો એમનાં ઘરમાં કંતાયેલાં સુતરમાંથી જ વણાયેલાં હોય છે. ને કેટલી વાર તો એમનાં વસ્ત્રો એમનાં હાથે જ વણાયેલાં હોય છે.

પટ્ટાણીની જબાન તલવારની ધાર જેવી તીક્ષ્ણ ને કટાક્ષભરી છે. પરંતુ, એ જબાનની પાછળ જે હૃદય છે, તે અત્યંત પ્રેમાળ ને માર્દવભર્યું છે. વાતચીત કરવામાં એઓ અત્યંત કુશળ છે એમના સંસર્ગમા આવીને આપણે એમની જોડે અનેક વિષયોની વાતચીત કરીએ, ત્યારે એમનું જે આકર્ષણ જન્મે છે, તે પછી સતત ટકી રહે એટલું સામર્થ્ય એમના વ્યક્તિત્વમા છે. એઓ વક્તૃત્વપ્રવાહમાં તણાઇ જાય, ઘણીવાર ઉગ્ર બને છે. ઘણીવાર એમાં કડવાશ પણ આવી જાય છે, છતાં, એવે સમયે તુરત જ પોતે સંયમ જાળવે છે. એમની પોતાની ઉપર એઓ અંકુશ મેળવી લે છે. એક રીતે કહીએ તો એમનામાં ભોળપણ છે, અને આમ ઘણી વાર કુશળ અખબારનવેશો એમની પાસેથી એમને

એક તેજસ્વી વ્યક્તિ છે. એમણે આખી જીંદગી કોંગ્રેસને ને દેશને અર્પી છે. બહુ ઊંચી પણ નહિ ને બહુ નીચી પણ નહિ, દેહ ઉપર વૃદ્ધાવસ્થાએ પોતાની અસર પહોંચાડી હોવા છતાં, જુવાનીના ચેતન અને જોમથી યુક્ત એવી એ વ્યક્તિ, એમનાં બે ચળકતાં ને તેજસ્વી ચક્ષુઓથી સામેની વ્યક્તિ ઉપર અદ્‌ભુત પ્રભાવ પાડે છે. એમની એ શક્તિનો લાભ રાષ્ટ્રને પૂરેપૂરો મળ્યો નથી, એ ખેદજનક હકીકત છે. પટ્ટાભી એ દક્ષિણ હિન્દના તેજસ્વી તારક છે. પોતાનો ભોગ આપીને દેશને જીવાડનાર ને મહાન બનાવનાર એ અજોડ વિરલા છે.

સારા વણકર પણ છે. એમનાં વસ્ત્રો એમનાં ઘરમાં કંતાયલાં સુતરમાંથી જ વણાયલાં હોય છે. ને કેટલી વાર તો એમનાં વસ્ત્રો એમનાં હાથે જ વણાયલાં હોય છે.

પટ્ટાભીની જબાન તલવારની ધાર જેવી તીક્ષ્ણ ને કટાક્ષભરી છે. પરંતુ, એ જબાનની પાછળ જે હૃદય છે, તે અત્યંત પ્રેમાળ ને માર્દવભર્યું છે. વાતચીત કરવામાં એઓ અત્યંત કુશળ છે એમના સંસર્ગમાં આવીને આપણે એમની જોડે અનેક વિષયોની વાતચીત કરીએ, ત્યારે એમનું જે આકર્ષણ જન્મે છે, તે પછી સતત ટકી રહે એટલું સામર્થ્ય એમના વ્યકિતત્વમાં છે. એઓ વકતૃત્વપ્રવાહમાં તણાઇ જઇ, ઘણીવાર ઉગ્ર બને છે. ઘણીવાર એમાં કડવાશ પણ આવી જાય છે, છતાં, એવે સમયે તુરત જ પોતે સંયમ જાળવે છે. એમની પોતાની ઉપર એઓ અંકુશ મેળવી લે છે. એક રીતે કહીએ તો એમનામાં ભોળપણ છે, અને આમ ઘણી વાર કુશળ અખબારનવેશો એમની પાસેથી એમને ખબર પણ ન પડે એવી રીતે છૂપી બાતમી કઢાવી જાય છે. એઓ સરદાર જેવા કુશળ મુત્સદ્દી નથી, જવાહર જેવા લાગણીના પ્રવાહમાં તણાઈ જનાર ઊર્મિશીલ પુરુષ નથી. પરંતુ, એ બન્ને કરતાં બધી રીતે નિરાળું છતાં એટલું જ મનોહારી એમનું વ્યકિતત્વ છે.

આ રીતે, ડૉ. ભોગારાજુ પટ્ટાભી સીતારામૈયા, હિન્દની

એક તેજસ્વી વ્યક્તિ છે એમણે આખી જીંદગી કોંગ્રેસને ને દેશને અર્પી છે. બહુ ઊંચી પણ નહિ ને બહુ નીચી પણ નહિ, દેહ ઉપર વૃદ્ધાવસ્થાએ પોતાની અસર પહોંચાડી હોવા છતા, જુવાનીના ચેતન અને જોમથી યુક્ત એવી એ વ્યકિત, એમના એ ચળકતા ને તેજસ્વી ચક્ષુઓથી સામેની વ્યકિત ઉપર અદ્ભુત પ્રભાવ પાડે છે એમની એ શકિતનો લાભ રાષ્ટ્રને પૂરેપૂરો મળ્યો નથી, એ ખેદજનક હકીકત છે પટ્ટાભી એ દક્ષિણ હિન્દના તેજસ્વી તારક છે. પોતાનો ભોગ આપીને દેશને જીવાડનાર ને મહાન બનાવનાર એ અજોડ વિરલા છે.

# ઉપસંહાર

આમ પટ્ટાભી જન્મે છે, ને મહામુસીબતે, અત્યંત ગરીબીમાં, પુસ્તકો માગીતાગીને, થીંગડાંવાળાં કપડાં પહેરીને, ભૂખ્યે પેટે ભણે છે. પ્રોફેસરોની સહાય મળે છે, છાત્રવૃત્તિ મળે છે, ને ભણતરનું ખર્ચ કાઢીને ભણે છે. મદ્રાસ જાય છે, ત્યાં સારા સસરા મળે છે, ને એમની મદદથી ડૉક્ટર બને છે. ને મદ્રાસના કૉલેજ જીવનમાંથી જ એમને રાજકારણનો રંગ લાગે છે. ને, એઓ એમાં વધુ અને વધુ પ્રવેશ કરે છે, ઊંડા ઉતરે છે.

ડૉક્ટર બને છે, પ્રેક્ટીશ શરૂ કરે છે, પણ એક પગ ધંધામાં ને બીજો રાજકારણમાં છે. પ્રત્યેક કૉંગ્રેસમાં હાજરી આપ્યા વિના એઓ રહેતા નથી, કોઈ પણ રાજકીય સભામાં બોલ્યા વિના રહેતા નથી. દવાખાનું ચલાવે, ને બીજી બાજુ સહકારી સંસ્થા ખોલે, વીમા ક્ષેત્રમાં ઝંપલાવે, દેશના આર્થિક પ્રશ્નોમાં સક્રિય ભાગ લે, રાષ્ટ્રીય શિક્ષણની યોજના ઘડે ને અમલમાં મૂકે, ત્રીજી બાજુ ભાષાવાર પ્રાંતરચનાની ઝૂંબેશ ઉપાડી, એમાં રીતસર અભ્યાસમાં ગૂંથાઇ, એક વકીલની છટાથી પોતાનો પક્ષ રજૂ કરી, ભાષાવાર પ્રાંત રચનાનો સિદ્ધાંત કૉંગ્રેસ પાસે સ્વીકારાવે; ધંધો છોડીને જાહેર કરીને

રાજકારણમાં જંપલાવે; કોંગ્રેસમાં રિયાસતી પ્રજાની સ્થિતિ જોઈ એમની વ્હારે ધાય, ને એમાં જ મગ્ન રહે એમ પટ્ટાભીનું જીવન વિવિધરંગી છે. એમાં જોમ છે, શક્તિ છે, ચેતન છે, તરવરાટ છે. એમનું જીવન એક ઉદ્યમની જીવંતમૂર્તિ છે એમના જીવનમાં એમણે ઘણી ચઢતીપડતી જોઇ છે, ઘણા ' કડવા મીઠા અનુભવો અનુભવ્યા છે, ઘણા કિસ્મતના તડકા છાયા જોયા છે. પરંતુ, એ તો એમના જીવનની પ્રયોગશાળા હતી. એમના જીવનમાં રોમાંચ છે, એમના જીવનમાં ક્રાન્તિ છે. દેશની સુરત પલટાઈ ન જાય, દેશ ગાંધીજીના સ્વપ્નને વાસ્તવતાની ભૂમિમાં ન ઉતારે ત્યાંસુધી એ કર્મવીરને જંપ વળવાનો નથી, ત્યાંસુધી એના દિલમાં અસંતોષની આગ સદા જલ્યાં કરવાની છે. એને તો પોતાનાં સ્વપ્નાં સિદ્ધ થતાં જોવાં છે, તેથી જ એ સરકારની નીતિની ઝાટકણી કાઢે છે, મુક્તહૃદયે ટીકા કરે છે, ને, સાચો માર્ગ દર્શાવે છે.

પટ્ટાભીમાં આત્મશ્રદ્ધા છે, પણ આત્માભિમાન નથી. પવિત્રતાના આગ્રહી છે, છતાં પોતે હમેશાં સાચા છે, એવો આડંબર કે ઘમંડ રાખતા નથી. એઓ વિરોધીઓ સામે સખતમા સખત રીતે વર્તી શકે છે, છતાં ક્યારેય પણ એઓ ક્રૂર બનતા નથી. એઓ સામા જોડે સમાધાન કરવા તૈયાર હોય છે, પણ પોતાના સિદ્ધાંતને આંચ ન આવે એવી રીતે. એઓ

વિવેકી છે, પણ ખોટો શિષ્ટાચાર કે બાહ્યાડંબર એમને આવડતો નથી. આમ વાત કરવે એઓ ઘણા મીઠા છે, પણ એઓ કોઈ ને સારું લગાડવા, પોતે ન માનતા હોય એવું કંઈ બોલે નહિ. એઓ નિખાલસ છે, પણ કોઈને દુઃખી કરવાના ઇરાદાથી કંઈ બોલતા નથી. એઓ સાચાબોલા છે પણ તોછડા નથી. એમને પોતાની મર્યાદાઓની પૂરેપૂરી ખબર છે, પોતાની ભૂલો સુધારવા એઓ હમેશાં તત્પર હોય છે, અને એ ગુણોથી જ મહાત્માજીને એઓ પ્રિય હતા.

પટ્ટાભી એ પોતાના જીવનના ઘડવૈયા છે, ને કોંગ્રેસના પણ ઘડવૈયા છે. એમણે કોંગ્રેસને માટે અનેક કડવાં કામો કર્યાં છે. ૧૯૩૬ – ૩૭માં જ્યારે કોંગ્રેસ મંત્રી-મંડળો પર અનેક જાતના આક્ષેપો મૂકાતા હતા, ત્યારે એ આક્ષેપોની તપાસ અને મંત્રીમંડળની કામગીરીની તપાસણી કરવાનું કામ એમને સોંપાયલું હતું. અને એ કપરું કામ એમણે નિષ્પક્ષપાત રીતે બજાવેલું. બંગાળ કોંગ્રેસના ઝઘડાઓ પતાવવાનું પણ એમને સોંપાયલું હતું. અને બન્ને પક્ષોની જબરી ખેંચતાણ છતાં, એ અગ્નિ પરીક્ષામાંથી એઓ પાર ઉતર્યા હતા. રિયાસતી પ્રજાના ઉત્થાનનું મહાભારત કાર્ય એમણે ઉપાડ્યું, ત્યારે ઘણાને એમ લાગતું હતું, કે પટ્ટાભી હવે, આ બોજા હેઠળ એટલા દબાઈ જશે, કે કદીય ઊંચા નહિ આવી શકે. પરંતુ, એ હિમાલય

જેવા ભારને ફૂલની જેમ એમણે હળવો બનાવ્યો ને રિયાસતી પ્રજાને સંગઠિત કરી.

આ રીતે પટ્ટાભી એ કર્મવીર છે, અને બાપુના સત્ય અને અહિંસાના સિદ્ધાંતોને પોતાના જીવનમાં ઉતારનાર, ગાંધીવાદી છે. કોંગ્રેસના પ્રમુખપદેથી એમણે અનેક પ્રશ્નો ઉકેલ્યા છે. ને એવા વિષમ સંજોગોમાં એમણે પ્રમુખપદ સ્વીકાર્યું કે, જ્યારે એક પછી એક નવા પ્રશ્નો ઉદ્ભવતા જાય, છતાં એમણે બહુ આસાનીથી સુકાન સંભાળ્યું છે. એનું કારણ એ કામ પાછળ એમની જીંદગીની તપશ્ચર્યા છે

પટ્ટાભીની જીંદગી એટલે યુવાનો માટે કુરબાનીનો ભવ્ય સંદેશ પ્રાંતપ્રેમ અને દેશપ્રેમ એ બે વિરોધી નથી, પણ એક બીજાના સહાયક છે, પોષક છે, એનું જીવતું જાગતું દૃષ્ટાન્ત છે. પટ્ટાભી એટલે વર્તમાન યુગના એક જ્વલંત અને જીવંત જ્યોતિર્ધર.

# બૃહદ્ ગૂજરાત ગ્રંથાવલિ : સૂચિપત્ર

૧ આ ગ્રંથાવલિમાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો શ્રી. અંબેલાલ જોશી એડવોકેટકૃત જ હશે

૨ પેટ્રન : રૂપિયા ૫૦૦)

૩ આજીવન સભ્ય : રૂપિયા ૧૫૦)

## અ : જીવનચરિત્રો :

| | | રૂ.આ.પા. |
|---|---|---|
| ૧ | રાષ્ટ્રવલ્લભ સરદાર વલ્લભભાઈ | ૩-૦-૦ |
| ૨ | મહાદેવ હરિભાઇ દેસાઇ | ૨-૦-૦ |
| ૩ | ડૉ. રાજેન્દ્રપ્રસાદ | ૪-૮-૦ |
| ૪ | રાજાજી | ૪-૮-૦ |
| ૫ | ડૉ. પટ્ટાભી | ૪-૮-૦ |

## ’૫૦ ના નવેમ્બર અને ડિસેમ્બરમાં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો

| | | |
|---|---|---|
| ૬ | પ્રાતઃ સ્મરણીય મહાત્મા ગાંધીજી | ૬-૦-૦ |
| ૭ | રાષ્ટ્રપ્રિય જવાહરલાલજી | ૬-૦-૦ |
| ૮ | શ્રીમતિ સરોજિની નાયડુ | ૪-૦-૦ |
| ૯ | આચાર્ય કૃપાલાણી | ૩-૦-૦ |
| ૧૦ | શ્રી. વિઠ્ઠલભાઈ પટેલ | ૨-૮-૦ |

# : જીવન ચરિત્રો :

## '૫૧, '૫૨ અને '૫૩માં પ્રસિદ્ધ થનારાં પુસ્તકો

જવાહર અને સુભાષ
મૌલાના અબુલ કલામ આઝાદ
પંડિત મોતીલાલ, દેશબંધુ દાસ,
માલવીયાજી અને લજપતરાય
હિન્દની પ્રતિભાશાળી સન્નારીઓ
હેમચંદ્રાચાર્ય
નાનાલાલ
મેઘાણી
પ્રેમાનંદ
અશોક
શિવાજી

કોંગ્રેસના કેટલાક મૂકસેવકો
ગુજરાતના ઘડવૈયાઓ
ટિળક, ગોખલે, રાનડે
અને કેળકર
મહાવીર પ્રભુ
જૈન જ્યોતિર્ધરો
કાલેલકર
દયારામ
નરસિંહ અને મીરાં
સમુદ્રગુપ્ત
નેપોલિયન

સંસ્કારી અને સૌંદર્યવતી મોગલ શાહજાદીઓ
અને
સમ્રાજ્ઞીઓ